# ભાગ્યનો પારસ.

## ( પારસ ભાગ–સંક્ષિપ્ત. )

છપાવી પ્રગટ કરનાર

**નગીનદાસ મંછારામ.**

ઠેકાણું—ભાગાતળાવ—સુરત.



સંવત ૧૯૭૮. ઈ. સ. ૧૯૨૧.

કિમ્મત રૂા. ૨.

# પ્રસ્તાવના.



આ લઘુ પુસ્તક પારસ ભાગ નામના હિંદી પુસ્તકનો સાર છે. મૂળ પુસ્તક ઉપરથી તેના કર્તાનો ઉલ્લેખ થતો નથી; તેમાં પ્રસ્તાવના પણ નથી; માત્ર મુખ્ય પૃષ્ટ ઉપર લુંટએજજણાવવામાં આવ્યું છે કે, અયોધ્યા નિવાસી શ્રી ઋદ્ધિ ધ્વદ વૃન્દ શિરોમણી મહાત્મા યુગલાનંદ શરણજીના પુસ્તકાલયમાંથી, એમની ગાદીપર વિરાજતાં શ્રી મન્મહામોપાધ્યાય મહાત્મા શ્રી જાનકીદાસજી દ્વારા આ પુસ્તક પ્રસિધ્ધીમાં આવ્યુ છે, અને એમાં વેદાંત મતાનુસાર, કામ ક્રોધાદિના નાશનો ઉપાય, દાન, વ્રત વગેરેના લાભાલાભ અને પ્રીતિ, દયા વગેરેનાં લક્ષણ તથા નિભાવનો દૃષ્ટાંત પૂર્વક નિર્ણય છે.

જીજ્ઞાસુને ઘણા મહાત્માઓ પારસ ભાગ વાંચવાની આજ્ઞા આપે છે. હિંદી ભાષા ગુજરાતમાં ઘણાને સમજવી મુશ્કેલ પડે તેથી આ ગ્રંથ પ્રસિધ્ધ કરવાની આવશ્યકતા જણાઇ છે. એમાં સર્વ દૃષ્ટાંત મુસલમાની સંતના હોવાથી તપાસ કરતાં મહાત્માઓ તરફથી એમ જાણવામાં આવ્યું કે, મૂળ ફારસીમાંથી એનું રૂપાંતર હિંદીમાં થયું છે. વધુ તપાસ કરતાં એમ અનુમાન પર અવાય છે કે, મુસલમાની ધર્મના સંત ઈમામ ગઝાલ્લીએ લખેલાં અરબી ભાષામાં

'કિમીયાએ સઆદત' નામના પુસ્તકનું પારસ ભાગ રૂપાન્તરે હોવું જોઇએ. 'કિમીયાએ સઆદત'નો અર્થ સુખનો કિમીયો થાય છે, તેજ અર્થ 'પારસ ભાગ' શબ્દનો છે; 'ભાગ્ય' શબ્દ હિંદીમાં 'ભાગ' લખાય છે.

આશ્ચર્ય એ છે કે મુસલમાની ધર્મના ઘણાખરા સિધ્ધાંતો વેદાંતાનુસાર હોય એવી કલ્પના પણ કોઈ આજે કવચિતજ માન્ય રાખે; છતાં આ ગ્રંથ જોતાં સંશયનું કારણ રહેતું નથી; તેથી એમ ખાત્રી થાય છે કે જેમ આજે ભારતભૂમિમાં જે ધર્મ સામાન્ય પ્રચારમાં છે તે વેદાંતાનુસાર નજ કહેવાય; તેવીજ રીતે આજે મુસલમાની ધર્મ જે પ્રચારમાં છે તે તેમના મૂળ સિદ્ધાંતાનુસાર લેશ પણ નજ કહેવાય. બન્ને ધર્મના અનુયાયી મૂળ સિદ્ધાંતનો અભ્યાસ કરી તે કૃતિમાં લાવે તો બેઉ કોમ વચ્ચે ભ્રાતૃભાવનું બી રોપાઈ કાળે કરી તેના મૂળ ઉંડા થઇ મજબુત થાય, અને આખા વિશ્વમાં તેમની કીર્તિ પ્રસરે. આ ગ્રંથ વિશેષ કરી, સંત પુરૂષ અને જીજ્ઞાસુને તેમના સાધનમાં મદદ રૂપ થાય એવા ઉદ્દેશથી લખાયલો જણાય છે; તેથી તે તરફજ લક્ષ આપવું શ્રેય થશે.

પ્રથમ ભાગ અરસિક જણાશે, પણ તે તદન મૂકી દેવો ઈષ્ટ ન લાગવાથી તેનો સાર ટુંકામાં દાખલ કર્યો છે. જેમને તે વાંચવામાં કંટાળો આવે તેમણે તે પછીથી વાંચવો.

વધુ વિસ્તાર પૂર્વક વાંચવાની જેને ઈચ્છા હોય તેણે. મૂળ ગ્રંથ જોવા અથવા તેનુ રૂપાન્તર ગુજરાતીમાં 'પારસમણી' નામથી છે તે જોવું.

---

# અનુક્રમણિકા.

## પ્રકરણ (૧.)

(૪.)



પ્રકરણ (૨.)



પ્રકરણ (૩.)

# પરમેશ્વરને ઓળખવાની કુંચી.

## પ્રકરણ ૧.

---

[૧]



પોતાને ઓળખવો એજ પરમેશ્વરને ઓળખવાની કુંચી છે. મહાત્માઓ કહે છે કે જે પોતાને ઓળખે છે, તે નિઃસંદેહ પરમેશ્વરને ઓળખી શકે છે. પરમાત્માએ પોતાનાં લક્ષણ જીવમાં પ્રગટ કર્યાં છે, જેથી પોતાને ઓળખી પરમાત્માને ઓળખે. તું તમેજ નહિ ઓળખે, તો બીજાને ક્યાંથી ઓળખશે? તું એમ કહેશે કે મને તો હું ઓળખું છું, તો તેમ કહેવું સત્ય નથી. ત્વચા માંસના બનેલા હાથ પગવાળા સ્થૂળ શરીરને તું 'પોતે' માને છે. ક્ષુધા લાગતાં આહારની ઈચ્છા કરે છે, ક્રોધ આવતાં લડાઈ કરે છે, અને કામાદિક સંકલ્પમાં લીન થઈ જાય છે; એવી રીતે તો પશુ પણ વર્તે છે. તું કઈ વસ્તુ છે, કયાંથી આવ્યો, કયાં જશે, આ સંસારમાં કયા કાર્ય માટે પરમાત્માએ તને જન્મ આપ્યો છે, ભાગ્યોદય શામાં છે, ભાગ્યહીનતા શામાં છે, તારામાં દૈવી અને આસુરી સંપત્તિ છે તેમાં તારો ખરો સ્વભાવ કયો છે, એવી રીતે જે જાણવું, તે તારી ઓળખાણ છે.

પશુઓ આહાર, નિદ્રા અને યુદ્ધ કરવામાં પૂર્ણ હોય છે, અને તે સિવાય બીજું સુખનું સાધન જાણતાં નથી. જો તું રાત્રિ દિવસ એવોજ પુરૂષાર્થ કરશે, અને પેટ તથા ઇંદ્રિયોનુંજ પાલન કરશે, તો તું પશુજ છે. ક્રોધાયમાન થઈ શિકાર કરવો, એ સિંહનો સ્વભાવ છે. તું ભૂત, પ્રેત કે સિંહ હોય તો તું પણ તેજ સ્વભાવમાં સ્થિતિ કર.

ભોગવાસના અને ક્રોધ એ પશુવૃત્તિ છે–આસુરી પ્રકૃતિ છે. દૈવી સંપત્તિવાળા તેનો સ્પર્શ થવા દેતા નથી. તે તો ભગવત્ દર્શન વિષેજ પૂર્ણતા માને છે. ભોગવાસના અને ક્રોધથી મુક્ત થઈ ભગવાનના ધામમાં પહોંચવાનોજ પુરૂપાર્થ કરવો, એ તારો મૂળ સ્વભાવ સમજવો–એજ દૈવીભાવ છે.

તારામાં પશુવૃત્તિ અને સિંહવૃત્તિ છે, તેને તું આધીન ન થા, પણ તેને વશ કરી, જે માર્ગે જવું છે ત્યાં તેને સાથે લઈજા. એકનો ઘોડો કરી, બીજાનું શસ્ત્ર કરી, જેટલો કાળ જીવે તેટલો કાળ ભગવત્ દર્શનરૂપી શિકાર કરવામાં મચી રહે. સાક્ષાત્કાર થશે ત્યારે મુક્ત થશે. સંતજનો એજ સ્થાનમાં સ્થિતિ કરે છે. કેટલાક સ્વર્ગને સુખરૂપ માને છે, ત્યારે સંત ભગવત્શરણને સુખરૂપ માને છે. આ પ્રમાણે જાણવું તે પોતાને ઓળખવું છે. આ સમજ શિવાય ધર્મ માર્ગમાં ચલાશે નહિ, અને આત્મસુખ મળશે નહિ.

## [૨] સ્થૂળ-સૂક્ષ્મ શરીર.

બે પદાર્થથી તને ઉત્પન્ન કર્યો છે, એમ નિશ્ચયપૂર્વક જાણ. એક સ્થૂળ શરીર જે આંખથી દેખાય છે તે; અને બીજું ચૈતન્ય જે સૂક્ષ્મરૂપ છે, જેને જીવાત્મા કહે છે, અને જે બુદ્ધિ રૂપી નેત્રથી દેખાય તે. આ સૂક્ષ્મરૂપ, સ્થૂળ દૃષ્ટિથી પર છે; તારૂં ખરૂં સ્વરૂપ, તારો નિજ સ્વભાવ, તે એ ચૈતન્ય છે. જે પ્રકૃતિ છે તે તેની સેના છે, ને તેને આધીન છે. શરીરનું હૃદયસ્થાન પંચભૂતનું બનેલું છે, અને જડ છે. ચૈતન્યરૂપ હૃદય સ્થૂળ સૃષ્ટિથી વિલક્ષણ છે. તે સ્થૂળ શરીરમાં પ્રવાસીની માફક અમુક કાર્ય નિમિ-તે આવ્યો છે, અને રાજા સમાન છે. ઈંદ્રિયાદિક તેનું સૈન્ય છે. તે ભગવત દર્શનનો અધિકારી છે, તેમજ દંડ, ઉપદેશ, પુણ્ય, પાપનો પણ અધિકારી છે, સર્વકાળ વિષે શરીર તેને સ્વાધીન છે, તેથી આ ચૈતન્ય સ્વરૂપ ઓળખવું, એ પરમાત્માને ઓળખવાની કુંચી છે. ચૈતન્ય રૂપી રત્ન દુર્લભ છે, અને દેવતા નિર્મળ છે. આ રત્નની ખાણ તે પરબ્રહ્મ છે. જીવ ત્યાંથીજ આવ્યો છે, અને તેને ત્યાંજ જવાનું છે. તે આ સંસારમાં પ્રવાસી છે. પોતાના કાર્ય નિમિ-તે અહીં આવ્યો છે. ભગવત દયાથી તે કાર્ય અવશ્ય જાણવું જોઈએ.

જ્યાં સુધી ચૈતન્યરૂપ નહિ ઓળખાય, ત્યાં સુધી હૃદયનું યથાર્થ સ્વરૂપ નહિ ઓળખાય, અને તે કારણથી ભગવતને પણ નહિ ઓળખાય. ચૈતન્ય શિવાય શરીર ઇંદ્રિયો મૃતક કહેવાય છે. શરીર છૂટે છે, ત્યારે ચૈતન્યનો નાશ થતો નથી. નેત્રાદિ ઇંદ્રિયોને રોકી ચૈતન્યના અભ્યાસ વિષે સર્વ શરીર અને સ્થૂળ જગતનું વિસ્મરણ કરે, તો નિઃસંદેહ પોતાને ઓળખે અને યથાર્થ રીતે આત્માને જાણે, અને એજ અભ્યાસ વધે તો પરલોકને પણ સુગમતાથી જુએ.

## [૩] સાધન કાળની સમજ.

જીવનું શુદ્ધ સ્વરૂપ અને તેનો પરમ સ્વભાવ સ્પષ્ટ કરવો, એ ધર્મશાસ્ત્ર વિષે પ્રમાણ નથી. મહાપુરૂષને જીવનું સ્વરૂપ પૂછયું, ત્યારે ભગવત આજ્ઞા લઈ એટલુંજ કહ્યું કે તે ભગવતની સત્તા માત્ર છે. એથી વધુ સ્પષ્ટ કહેવું ઉચિત નથી. વળી કહ્યું કે સર્વ સૃષ્ટિ બે પ્રકારની છે. એક સ્થૂળ અને બીજી સત્તારૂપ સૂક્ષ્મ છે. જે પદાર્થ મર્યાદિત છે, જેને આકાર છે જે વધે છે, ઘટે છે, તે સ્થૂળ છે. ચૈતન્યસત્તા સૂક્ષ્મ છે, નિરાકાર છે, અખંડ છે, અમર્યાદિત છે. શરીર વિષે વિદ્યા અને મૂર્ખતા છે. ચૈતન્ય વિષે એમાંથી એકે નથી. ભગવતે ઉત્પન્ન કર્યો તેથી જીવ કહેવાય છે, સૂક્ષ્મ સૃષ્ટિ કહેવાય છે. જીવને અનાદિ કહે છે તે ભૂલ છે, અને પ્રતિબિંબ

કહે છે તે પણ ભૂલ છે. કારણ અનાદિ છે તે ઉત્પન્ન ન થાય, અને પ્રતિબિંબ એ કાંઈ સ્વતંત્ર વસ્તુ નથી. જીવ સત્તારૂપ છે, ચૈતન્ય છે, અને દેવતા સમાન પ્રકાશમાન છે; તેનું કારણ જે મૂળ સ્વરૂપ છે, તે ઓળખવું દુર્લભ છે, અને તે વાણીથી કહેવાય એમ નથી. સાધન કાળમાં આ નિર્ણયની અપેક્ષા પણ નથી. ધર્મ માર્ગમાં જીજ્ઞાસુને યત્ન અને ઉદ્યમ જોઈએ. વિધિ સહ પુરૂષાર્થ દૃઢ થાય છે, ત્યારે સ્વરૂપનું જ્ઞાન આપોઆપજ થાય છે, અને પછી કોઈપાસેથી સાંભળવાની આવશ્યકતા રહેતી નથી. પોતાના પુરૂષાર્થ અને ભગવત દયાથી તે પ્રાપ્ત થાય છે. સાંઈ કહે કે જ્યારે પુરૂષ મારા માર્ગ વિષે મન લગાડે છે, અને અભ્યાસ કરે છે, ત્યારે હું તેને મારા સ્વરૂપનું જ્ઞાન કરાવું છું. તે શિવાય આત્મ-સ્વરૂપની વાત દૃઢ થતી નથી, તેથી આગળ પ્રસિદ્ધ કરવી યોગ્ય નથી.

## [૪] જીવની સેના.

શરીર પાંચ તત્ત્વોથી રચાયું છે. જીવની સેના એમાં વાત, પિત્ત, અને કફ એ પ્રબળ વિકાર છે, તેથી સર્વદા એનો નાશ થવાનો ભય રહે છે. એ સિવાય ક્ષુધા, તૃષા જળ અગ્નિ, શત્રુ અને સિંહાદિકથી પણ નાશ થવાનો ભય રહે છે.

શરીરનાં રક્ષણ માટે અન્નપાન ઉત્પન્ન કર્યાં છે, અને બે પ્રકારની સેના રચી છે. એક સ્થૂળઃ-હાથ, પગ તથા નાના પ્રકારના શસ્ત્રની; બીજી સૂક્ષ્મ, તે પ્રીતિ અને ક્રોધ કરી, અન્નપાનાદિ ખેંચી, શરીરની રક્ષા કરે છે. શિવાય શ્રવણ, નેત્ર, રચના, ત્વચા અને નાસિકા એ પાંચ ઈંદ્રિયો છે, જે બુદ્ધિને આશ્રિત છે. શરીરનાં પ્રેરક ચાર અંતઃકરણ છે. આ સૈન્યમાં કંઈ વિઘ્ન આવે, તો સ્વાર્થ અને પરમાર્થ બન્ને સિદ્ધ થતાં નથી. જીવ રાજા છે, સ્થૂળ તથા સૂક્ષ્મ સેના તેને આધીન છે. રસનાને આજ્ઞા કરે ત્યારે બોલે, હાથને આજ્ઞા કરે ત્યારે ગ્રહણ કરે, ચિત્તને આજ્ઞા કરે ત્યારે ચિન્તવન કરે, એ પ્રમાણે સર્વ સ્વભાવ અને સર્વ અંગમાં જીવની આજ્ઞા વર્તે છે.

શરીર રાજાનું નગર છે, ઈંદ્રિયો લોક છે, ભોગની અભિલાષારૂપી પ્રધાન છે, ક્રોધ કોટવાલ છે, અને બુદ્ધિ મંત્રી છે. જીવરૂપી રાજાને સર્વ સૈન્યપર પ્રીતિ છે; કારણ રાજ્ય તેમનાથી ચલાવાય છે. અભિલાષા રૂપી પ્રધાન મહા જૂઠો અને પાખંડી છે, અને બુદ્ધિ રૂપી મંત્રિના કહેવાથી વિપર્યય વર્તે છે, અને હમેશાં રાજાની સર્વ સામગ્રી પોતાને સ્વાધીન રાખવા અને ખર્ચ કરવા ઇચ્છે છે. ક્રોધરૂપી કોટવાલ મહા કઠોર અને તીક્ષ્ણ છે, અને સર્વદા જીવનો ઘાત ઇચ્છે છે. આ કારણથી જીવરૂપી રાજાનો દેશ દુઃખી રહે છે; પણ જીવરૂપી રાજા બુદ્ધિરૂપી મંત્રીની સલાહ લે,

અને અભિલાષા રૂપી પ્રધાનને નિર્બળ કરી વશ કરે, અને બુદ્ધિથી વિપર્યય કહે તે ન માને, અને ક્રોધરૂપી કોટવાલને પણ વશ રાખે, તો એનો શરીરરૂપી દેશ સુખી રહે. જ્યાં સુધી અભિલાષા અને ક્રોધ બુદ્ધિને સ્વાધીન રહે છે, ત્યાં સુધી વિઘ્ન આવતું નથી; પણ ક્રોધ અને અભિલાષાને આધીન બુદ્ધિને કરી દે, તો એનો દેશ નષ્ટ થઈ જાય છે.

જીવરૂપી રાજાને બુદ્ધિ દિપક સમાન છે; ઈંદ્રિયો બુદ્ધિના નોકર સમાન છે. ઈંદ્રિયો પાસે જે જે કાર્ય કરાવે, તેનો ચિત્ત વિષે વિચાર કરે, અને બુદ્ધિની મદદથી સારાસારનો નિર્ણય કરી ઈંદ્રિયોને બરાબર હુકમમાં રાખે. ઈંદ્રિયો દૂત સમાન છે. તે જે ખબર લાવે તે ચિત્ત વિષે વિચારી બુદ્ધિરૂપી મંત્રીને તે ખબર પહોંચાડે, બુદ્ધિ નિર્ણય કરી રાજાને સમજાવે અને રાજા તેઓને આજ્ઞા કરે તેમજ તે વર્તે, તો સર્વ સ્વભાવ યથાર્થ માર્ગમાં સહાયતા કરે, અને જીવરૂપી રાજા પોતાના સ્વામિનાં દર્શન પામે. કામ, ક્રોધ કે એવો બીજો સ્વભાવ પ્રબળ થાય અને રાજાની આજ્ઞામાં ન વર્તે કે બુદ્ધિ રૂપી મંત્રી તેને પોતાને આધીન કરી, તેને કોમળ કરી રાખે તો તે યથાર્થ માર્ગમાં સહાય કરે, પણ જો તેમ ન કરે અને ઈંદ્રિયોરૂપી નોકરને સ્વાધીન વર્તે, અને વાસનાને આધીન થઈ જાય, તો ભગવતના ઉપકારનો કૃતઘ્ની થાય છે, અને મહા દુઃખ પામે છે.

## [૫] જીવનો સ્વભાવ.

જેટલા સ્વભાવ શરીર વિષે જોવામાં આવે છે, તે સ સાથે એનો સંબંધ છે. પોતે વિચાર કરી જોવું કે કર સ્વભાવની આજ્ઞામાં પોતે ચાલે છે. વળી નિશ્ચયપૂર્વક જાણ કે જેવી ક્રિયા કરશે તેવાજ સ્વભાવ હૃદય વિષે દૃઢ થશે અને પરલોકમાં પણ તે સાથે આવશે. સ્વભાવ ઘણા છે પણ મુખ્ય થોડા છે. પ્રથમ તૃષ્ણારૂપી કુતરીની આજ્ઞામ ચાલશે તો હૃદયમાં અપવિત્રતા, નિર્લજતા, અને લમ્પટત તથા ઈર્ષ્યાદિક અપલક્ષણ પ્રગટ થશે, અને જો તૃષ્ણારૂપ કુતરીને આધીન કરશે, તો સંયમ, શીલતા, ગંભીરતા નિર્લોભતા આદિ શુભ ગુણ પ્રગટ થશે. ક્રોધરૂપી સિંહને આધીન થશે તો દુર્વચન બોલશે, પોતાની સ્તુતિ પ્રીય લાગશે, માની થશે, બીજા જીવોને નીચ સમજશે અને તેને દુખવશે ઈત્યાદિ અનેક અયોગ્ય વર્તન થશે; પણ જો ક્રોધને વશ કરશે તો ધૈર્ય, સહનશીલતા, ક્ષમા, સ્થિતિ પરાક્રમ, દયા આદિ ગુણ પ્રગટ થશે. વળી જ્યારે ભૂતોની આજ્ઞામાં વર્તશે, ત્યારે મલિનતા, છળ, કપટ, પાખંડ, રોગ આદિ દુષ્ટતા ઉત્પન્ન થશે; અને જો બુદ્ધિની જીત થશે, તે વિવેક, વિદ્યા, અનુભવ, સર્વ જીવનું હિત ઈચ્છવું વગેરે શુભ ગુણ વૃદ્ધિ પામશે.

મનુષ્યનું હૃદય દર્પણ જેવું નિર્મળ છે. બુરા સ્વભાવો તેનાપર મળ સમાન છે. તે મળને લીધે ભગવતના દરબારને જોઈ નહિ શકે. ભલા સ્વભાવો પ્રકાશ રૂપ છે. તે અવિદ્યા-રૂપી મળને કાપે છે. અશુભ કર્મથી સહૃદયનો સ્વભાવ બુરો થાય છે, એનુંજ નામ પાપ છે. તેથી મહાત્મા કહે છે કે જો કંઈ નિંદિત કર્મ થઈ જાય, તો શીઘ્ર કંઈ ભલું કર્મ કરવું.

નિઃસંદેહ યાદ રાખવું કે ભગવાન હૃદય તરફ હંમેશાં જુએ છે, અને બધી ક્રિયા પણ જુએ છે.

## [૬] મનુષ્યનો ખરો સ્વભાવ.

તું એમ શંકા કરશે કે જ્યારે મનુષ્યમાં આ બધા સ્વભાવ છે, તો એનો મૂળ સ્વભાવ દેવતાઈ છે, અને બીજા સ્વભાવ પરસ્વભાવ છે, એમ કેમ હોય? તેનો ઉત્તર એ છે કે પરમાત્માએ મનુષ્યને બીજા કોઈ પણ પ્રાણી કરતાં શ્રેષ્ઠ બનાવ્યો છે. જેમ ગધેડા કરતાં ઘોડો શ્રેષ્ઠ છે; કારણ ગધેડો બોજો ઉપાડે, પણ લડાઈ વગેરે કટોકટીના પ્રસંગે ઘોડોજ કામ લાગે. તેવીજ રીતે જે મનુષ્ય ખાવાપીવામાં અને કામાદિક ભોગ ભોગવવામાં કે ધન સંચય કરવામાં આયુષ્ય ગાળે છે, તે મૂઢ છે. તે સર્વ વ્યવહાર તો પશુ આદિકમાં પણ છેજ; પણ મનુષ્યને જે બુદ્ધિ આપી છે, ક્રોધાદીકને તેથી પોતે ભોગાદિકને સ્વાધીન કરી ભગવતની કારીગરીનો

અભ્યાસ કરી ભગવત દર્શનમાં લીન થઈ શકે છે, તેથી તે સર્વ પ્રાણીથી શ્રેષ્ઠ છે; અને તેથીજ સર્વ પ્રાણીથી ભિન્ન દેવતાઈ સ્વભાવ, તે એનો સ્વભાવ છે; આ સ્વભાવને લીધેજ સર્વ સૃષ્ટિ મનુષ્યને આધીન છે.

ભોગ અને ક્રોધની મલિનતાથી એનું હૃદય ઈંદ્રિયો આદિમાં બંધાઈ જાય છે, અને સર્વદા વિષયો તરફ ખેંચાય છે, તેથી અધોગતિને પામે છે. એટલે પરલોકરૂપી પુણ્ય-દેશમાં પણ એનું હૃદય નીચતા તરફ ખેંચાય છે.

હૃદય સર્વથી આશ્ચર્યરૂપ છે. જેમ સમુદ્રમાં અનેક રત્ન છે, તેમ હૃદયમાં અનેક વિદ્યા સમાઈ જાય છે. સમુદ્રમાં અનેક રત્ન છે, તેમ હૃદયમાંથી અનેક કળા સિદ્ધ થઈ શકે છે.

હૃદય દર્પણના જેવું નિર્મળ છે. બે દર્પણ સામસામાં રાખીએ તો એકબીજામાં એકમેકનાં પ્રતિબિંબ દેખાય, તેમ જ્યારે ચિત્તરૂપી દર્પણ ઈંદ્રિયાદિક વૃત્તિથી જુદું પડે છે, ત્યારે હિરણ્યગર્ભ જે સ્થૂળ જગતનું આશ્રય છે, તેનું પ્રતિબિંબ ચિત્ત વિષે પડે છે. આથી સ્વપ્ન વિષે હિરણ્યગર્ભનો ક્વચિત્ ભાસ થાય છે; અને ભવિષ્યના બનાવોનું ઝાંખુ દર્શન પણ થાય છે—પૂરો ભાસ અને સ્પષ્ટ દર્શન થતાં નથી. તેનું કારણ એ છે કે સ્વપ્નમાં ઇંદ્રિયોની વૃત્તિ રોકાઈ છે; તેવીજ રીતે જાગ્રતમાં પણ ક્વચિત સંકલ્પ સત્ય પડે છે.

પણ જ્યારે અભ્યાસ કરી, ઇંદ્રિયોને રોકી, ચિત્તનો ભોગ, ક્રોધાદિ મલિન સ્વભાવ અને અભિલાષારૂપી મળ કાઢી નાંખે અને એકાગ્રવૃત્તિ કરી ચૈતન્ય દેશ તરફ લગાવે, ત્યારે શરીર અને સર્વ સ્થૂળ જગતનું વિસ્મરણ થઈ જાગ્રતમાં પણ સૂક્ષ્મ દેશની બારી ખૂલે છે, અને અનેક પદાર્થનું જ્ઞાન થાય છે, જેનું વર્ણન કરી શકાતું નથી; પણ અવતારી પુરૂષોની કૃતિ ઉપરથી તેનો કંઈક ભાસ જણાય છે.

આ પરમપદને પામવાનો દરેકને અધિકાર છે. જેમ બધા ખેતી કરનારને એક સરખું ફળ નથી મળતું, વિઘ્ન પણ આવી જાય છે, તેમ યત્ન અને ગુરૂદેવની પૂર્ણ કૃપા શિવાય આ પદ પમાતું નથી; છતાં અનાજની પ્રાપ્તિ ખેતી શિવાય નથી. તેમ યત્ન શિવાય કંઈ નથી.

## [૭] મનુષ્યબળ.

વળી હૃદય એ દેવ રત્ન છે, અને દેવતાઓનું બળ એમાંજ છે. તેથીજ અનેક શરીરપર તેની આજ્ઞા ચાલે છે. પોતાના શરીરનો દરેક ભાગ પોતાને આધીન છે. ચિત્તમાં આંગળી હુલાવવાની સ્પુરણા થાય તોજ તે હાલે. શરીરની બધી ક્રિયા ચિત્તની સ્પુરણથી થાય છે. ચિત્તમાં ક્રોધ વ્યાપે ત્યારે સર્વ અંગમાં પરસેવો થાય છે, તેવીજ રીતે બીજા વિકાર થતાં સર્વ અંગમાં તે વ્યાપ્ત જણાય છે; તેવીજ રીતે પુરૂષાર્થથી હૃદય દેવતાઓના જેવું થઈ શકે છે, અને

ત્યારે બીજાના શરીર પર તેની આજ્ઞા ચાલે છે; તેના તેજથી સિંહ પણ કાંપવા લાગે છે. તે રોગીને આરોગ્ય કરી શકે છે, દૂરના મનુષ્ય એના સંકલ્પથી ખેંચાઈ પાસે આવે છે, અને એમ ઇચ્છે કે મેઘ વરસે તો તેમ થાય છે.

દૃષ્ટિદોષ અને મંત્રાદિકની સિધ્ધિ પણ હૃદયના બળથી થાય છે.

અવતારી પુરૂષો અને સંતોની અવસ્થાના ત્રણ લક્ષણ જોવામાં આવે છે, તે હૃદયબળને લીધેજ. એક તો એ કે સંસારી મનુષ્ય જે ભેદ સ્વપ્નમાં જુએ છે, તે તેને જાગ્રતમાં દેખાય છે. બીજું—સામાન્ય જનના સંકલ્પ પોતામાંજ પ્રવેશ કરે છે, પણ સંતોના સંકલ્પ સર્વ શરીરો વિષે પ્રવેશ કરે છે અને તેથી તેમનાં હૃદય શુદ્ધ માર્ગ તરફ ચાલે છે. ત્રીજું—સંતોને કેટલીક વિદ્યા, અભ્યાસ શિવાય સ્ફુરે છે. જ્યારે સંતોની આજ્ઞા અને ઉપદેશ જગતમાં વર્તે, ત્યારે તે સંતને અવતારી પુરૂષ કહે છે; પણ વૈરાગ્યને લીધે ઉપદેશ ન કરે, ત્યારે સનકાદિક અવસ્થા કહેવાય છે. સંત જનોની અવસ્થામાં એવા ઘણા ભેદ છે. ઉપરનાં ત્રણ લક્ષણ જેનામાં હોય તે પુરેપુરો સંત છે.

## [૮] શરીરમાં આશ્ચર્ય.

શરીર વિષે પરમેશ્વરે અનંત આશ્ચર્ય ઉત્પન્ન કર્યા છે, પરંતુ તે સર્વથી મનુષ્ય અચેત છે. આંખના સાત પડદા

શા નિમિત્ત માટે બનાવ્યા છે? મૂળ ચક્ર વગેરે બનાવવાનું શું પ્રયોજન છે? એ મનુષ્ય જાણતો નથી. જેટલા પદાર્થ બ્રહ્માંડમાં છે, તે સર્વના અંશ પિંડ વિષે છે. જેમકે, અસ્થિ પર્વત સમાન છે, રોમાવલી વનસ્પતિને સ્થાને છે, શીષ આકાશ છે, ઇંદ્રિયો તારાગણ છે, ઇત્યાદિ. સર્વ જીવના સ્વભાવ પણ પિંડ વિષે જોવામાં આવે છે. બ્રહ્માંડનો વ્યવહાર પણ શરીર વિષે જોવામાં આવે છે. જેમ કે, જઠરાગ્નિ રસોઇયા સમાન છે, આહારનો રસ લઈ મળ જુદા કરનાર ગાંધી સમાન છે, રૂધીરનું દુધ કરનાર રસાયન શાસ્ત્રી સમાન છે, મળ જેથી બહાર નીકળે છે તે ઝાડુવાળા સમાન છે, વાત, પિત્ત, કફનું જોર થઈ શરીરમાં દુઃખ થાય છે, તે ચોરની ઉપાધીના દુઃખ સમાન છે, ઇત્યાદિ. તાત્પર્ય કે શરીરમાં અનેક સ્વભાવ અને અંગ છે, અને તે સર્વ તારો હુકમ ઉઠાવવા તૈયાર છે. આ સર્વ સામગ્રી તને જેણે આપી છે, તેનો તું ઉપકાર પણ જાણતો નથી. વીર્યના બુંદમાંથી શરીર ઉત્પન્ન કર્યું છે, તેના સામર્થ્યને જાણવું જોઇએ. પરમેશ્વરની સર્વજ્ઞતા આ જગત વિષે ભરપૂર છે, જગતનાં અનેક આશ્ચર્ય તે જેની વિદ્યા છે, તેનું મહાત્મ જાણવું જોઇએ. વળી એ પરમ દયાળુ છે. એણે જીવોપર કરૂણા કરી તેમને હૃદયથી માંડીને હાથ, પગ, નેત્ર વગેરે સુંદર અંગ આપ્યાં છે. મચ્છરથી તે મનુષ્ય સુધી સર્વ

જીવ પર એની કૃપા સમાન છે. આપણે જેમ કવીશ્વરની કવિતા ઉપરથી તેની બુદ્ધિ ઓળખીએ છીએ, તેમ પરમાત્માની કારીગરી તેને ઓળખવાની કુંચી છે.

## [૯] જીવની પરાધીનતા.

હૃદયરૂપી રત્ન પરમેશ્વરે આપ્યું છે, તેથી જો મનુષ્ય અચેત રહે, અને તેને વ્યર્થ ગુમાવે તો પરમ હાનિ છે; પણ જો પુરૂષાર્થ કરે, માયાની જંજાળથી વિરક્ત થાય, અને ચિત્તરૂપી રત્નને પૂર્ણતાએ પહોંચાડે, તો શોક રહિત આનંદ પામે, અવિનાશી સત્ય સ્વરૂપને દેખે, પરાધીનતાથી રહિત થઈ સામર્થ્યને પામે, અને અવિદ્યાથી રહિત થઈ જ્ઞાનને પામે. આજ ભગવતનું નિર્મળ સ્વરૂપ છે, કે જેને વિષે સૂક્ષ્મ દેશમાં જીવ લીન થાય છે.

જ્યાં સુધી મનુષ્ય આ પરમ પદને ન પામે, ત્યાં સુધી ભૂખ, તરસ, શીત, ઉષ્ણ, રોગ, શોક, દુ:ખ, મોહ, ક્રોધ, તૃષ્ણા આદિ સર્વ સ્વભાવને આધીન રહે છે. જે ભોગ પ્રીય લાગે છે, તેજ રોગના કારણ થાય છે; એક માખીથી પણ પોતાને બચાવી શકતો નથી; એક પૈસો ખોવાય તો શોક અને દુ:ખ પામે છે. ભૂખને સમય ફાંફળો થઈ જાય છે. વળી એની સુંદરતાનો વિચાર કરે તો એ શરીર એવું મલીન છે કે મળમૂત્રના ભવન ઉપર

ચામડી લપેટી છે. એ ઉપર એક દૃષ્ટાંત છે:—એક મહા પુરૂષ માર્ગ વિષે ચાલ્યા જતા હતા. માર્ગમાં ચાંડાળ વિષ્ટા નાંખતા હતા, તેની દુર્ગંધથી લોક નાસિકા દાબવા લાગ્યા, ત્યારે મહા પુરૂષે કહ્યું કે હું તમને કંઈ સંભળાવું છું તે પર લક્ષ આપો. આ વિષ્ટા મને કહે છે કે "ગઈ કાલે હું બજારમાં અન્ન રૂપે હતી. સર્વ લોકો મને પૈસા ખરચી લઈ ગયા, પણ એક રાત હું તેમના સંગમાં રહી તેથી આવી મલિનતા મને પ્રાપ્ત થઈ" તો વિચાર કરો કે તમારે ભાગવું જોઈએ કે એણે! આવી રીતે શરીર મલિન છે. બે દિવસ નાહીએ નહિ તો દુર્ગંધ મારે છે. વળી એ પરાધીન છે, પણ પારસ હાથ લાગે તો નિર્મળતા અને બળને પામે છે આવી રીતે પોતાને ઓળખવો એ ભગવત દર્શનની કુંચી છે.

## પ્રકરણ ૨.

### [૧] પોતાને જોવાની રીત.

સર્વ લોક પોતાને જુએ છે, પણ ભગવત દર્શન નથી પામતા તેનું કારણ એ છે કે જે વિધિ પ્રમાણે પોતાને જોવાનું સંત કહે છે, તે વિધિ પ્રમાણે જોતા નથી; હૃદય રૂપી દર્પણ વિષે બુદ્ધિની દૃષ્ટિથી જુએ તો ભગવત દર્શન થાય; પ્રથમ જેવી રીતે પોતાના શરીર વિષે જીવની આજ્ઞા વર્તે છે તેનો વિચાર કરે. પોતાના શરીર, આકૃતિમાં એક

મલીન જળનું ટીપું હતું; તેમાં બુદ્ધિ, શ્રવણ, નેત્ર વગેરે કંઈ ન હતું; પછી સર્વ આશ્ચર્યકારક કારીગરી ઉત્પન્ન થઈ; વળી એમ પણ જાણવું જોઈએ કે સર્વ બુદ્ધિમાન પુરૂષ એકત્ર થઈ એમાનું કંઈપણ બનાવવા ધારે તો તે અશકય છે. મોઢામાં કરડવાના દાંત જુદા, ચાવવાના જુદા વળી અંદરથી અમી ઝર્યા કરે જેથી ખાવાનો પદાર્થ બરાબર ચવાઈ અમી સાથ મિશ્રીત થઈ સુખેથી ગળી જવાય. હાથમાં ચાર આંગળી કરતાં અંગુઠો ન્હાનો છતાં સર્વ આંગળીથી વધું આવશ્યક વગેરે કારીગીરીનો વિચાર કરી ભગવતની આશ્ચર્યકારક શક્તિનો વિચાર કરે. પૃથ્વીમાંથી અન્નાદીક રસની ઉત્પત્તિ, મેઘ, વાયુ, સૂર્ય વગેરેનો તેમાં સંબંધ, પૃથ્વીમાંથી અનેક ધાતુ વગેરેની ઉત્પત્તિ વગેરેનો વિચાર કરી ભગવતની પરમ દયાને જાણી તેનો નિશ્ચય કરી તેનો વારંવાર વિચાર કરે.

## [૨] ભગવાનનું શુદ્ધ સ્વરૂપ.

શુદ્ધતાનો અર્થ એ છે કે ભગવાનનું સ્વરૂપ સંકલ્પ વિષે આવતું નથી, અને દેશ તથા કાળથી નિર્લેપ છે. ભગવાન સિવાયનું કોઈ સ્થાન નથી, છતાં એમ નહિ કહેવાય કે અમુક સ્થાનમાં ભગવાન રહે છે. ચૈતન્ય સ્વરૂપ જે છે, તે રંગ રૂપથી રહિત છે, મર્યાદાથી રહિત છે, અને અખંડ છે, જે સ્વરૂપ રૂપ અને મર્યાદાથી રહિત છે, તેનું

સ્વરૂપ સંકલ્પમાં આવી શકતું નથી. કોઈ વસ્તુ કેવી છે, કેવડી છે, નાની છે કે મોટી છે (એ એની મર્યાદા) વગેરે લક્ષણો નેત્રે જોવાથી તે વસ્તુ સંકલ્પમાં આવે છે, પણ ચૈતન્ય આ સર્વ માયિક ગુણોથી રહિત છે, તેથી તેમાં સંકલ્પનો માર્ગ નથી. કોઈ એમ પ્રશ્ન કરે કે એ કે'વા છે? તો તે પ્રશ્ન વ્યર્થ છે. કોઈ એમ પ્રશ્ન કરે કે જેને રૂપ રંગ નથી તેનું સત્ય સ્વરૂપ કેમ જણાય? તેનો ઉત્તર એ છે કે પોતે નિર્લેપ છે, તો ભગવાન તેથી વિશેષ નિર્લેપ હોયજ. મનુષ્ય પોતાના શરીરનો વિચાર કરે તો હજારો પદાર્થ રૂપ રંગ વગરના છે, જેને પોતે ઓળખે છે. ક્રોધ, પ્રેમ, પીડા, સુખ, દુઃખ વગેરે સર્વ અરૂપ છે. રાગ, સુગંધ ને સ્વાદનો અનુભવ લે છે, પણ તેનો આકાર જોવા અસમર્થ છે; એનું કારણ એ છે કે જે પદાર્થ નેત્રે જોયો હોય, તેની મૂર્તિ સંકલ્પ વિષે દૃઢ થાય છે. પછી સંકલ્પ નેત્રોએ જોએલા પદાર્થને શોધે છે, પણ શ્રવણો વિષે જે શબ્દો છે, તેને નેત્રો જોઈ શકતાં નથી, તેથી જેમ શબ્દનું સ્વરૂપ દૃષ્ટિથી વિલક્ષણ છે, તેમજ રૂપરંગનું દેખવું શ્રવણથી વિલક્ષણ છે. એવી રીતે સર્વ ઈંદ્રિયોના વિષય ભિન્ન ભિન્ન છે, પણ જે પદાર્થનું જ્ઞાન બુદ્ધિથીજ થાય છે, તેને ઇંદ્રિયોથી અગોચર કહે છે. એમાં કોઈ ઈંદ્રિય ગમ્ય નથી, અને રૂપ, રંગ વગેરે

ઈંદ્રિયોના વિષય છે. આ ભેદનો વિસ્તાર અન્ય ગ્રંથોમાં છે, તેમાંથી પુરૂષાર્થ કરી સમજવો જોઇએ.

(જીવની)

તાત્પર્ય એ છે કે મનુષ્ય પોતાની અરૂપતા અને નિરાકારતા ઉપરથી ભગવાનની અરૂપતા અને નિરાકારપણું જાણી શકે; અને એમ જાણે કે રૂપરંગથી રહિત જે જીવ, તે આ રૂપરંગવાળા દેહમાં રાજા છે, અને શરીર એનો દેશ છે, તેમજ સ્થૂળ આકારવાળા આ જગતનો દૃષ્ટા જે ઈશ્વર, તે નિરાકાર છે, અને સર્વ જગત તેની આજ્ઞામાં વર્તે છે. જીવ, હાથ, પગ, શીષ વગેરે કોઈ એક સ્થાનમાં રહે છે, એમ કહેવાશે નહિ; કારણ કે જીવ અખંડ છે, અને અંગ ખંડિત થાય એવાં છે. તેથી અખંડ પદાર્થ ખંડિત વસ્તુમાં સ્થિત છે, એમ ન કહેવાય. હાથ કપાય પણ જીવ કપાતો નથી, તેથી હાથમાં જીવ સ્થિત ન કહેવાય. જેમ સર્વ અંગ જીવની આજ્ઞામાં છે, તેમજ ભગવંતને આધીન સર્વ જગત છે; છતાં ભગવંત પૃથ્વી, આકાશ કે પાતાળમાં કોઈ એક સ્થાનમાં છે, એમ કહેવાય નહિ. જેમ જીવ નિર્લેપ છે, તેમજ ભગવાન પણ છે.

## [૩] ભગવત્ સર્વશક્તિમાન.

ભગવાન સર્વ દેવોને કેવી રીતે પોતાની આજ્ઞામાં રાખે છે? સર્વ જગતની ક્રિયા કેવી રીતે ચલાવશે? તારા

મંડળ કેવી રીતે ફરતાં રાખે છે? સર્વ જીવનાં કાર્ય કેવી રીતે દેવતાને આધીન રાખ્યાં છે? અને સર્વ જીવોનું કેવી રીતે પ્રતિપાલન કરે છે? વગેરેનું વર્ણન કરવું એ વિસ્તારનું કામ છે, પણ એ જાણવાની કુંચી પોતામાં થતી ક્રિયાઓનું જ્ઞાન છે. પોતામાં કોઈ એક ક્રિયા કેવી રીતે થાય છે, તે સમજવું જોઈએ. ચિત્તમાં ભગવાનનું નામ લખવાની ઈચ્છા થાય, ત્યારે તે સંકલ્પ પ્રથમ હૃદય વિષે સ્ફુરે છે, પછી શીષ વિષે જઈ પહોંચે છે ત્યારે તે નામની મૂર્તિ સંકલ્પમાં દૃઢ થાય છે, પછી તેની પ્રેરણા પીઠમાં પ્રસરે છે, અને ત્યાંથી આંગળીઓમાં પહોંચે છે, ત્યારે આંગળીઓ હાલે છે, એટલે નેત્રાદિક ઈંદ્રિયોના સંબંધથી કાગળપર અક્ષર પ્રગટ થાય છે, અને નામની મૂર્તિ બને છે. તેવીજ રીતે ભગવાનની ઈચ્છા, એ સર્વ જગતની ઉત્પત્તિનું કારણ છે. ભગવાનની ઈચ્છા ઈશ્વરને પહોંચે છે, પછી દેવતાઓને પહોંચે છે. અને પછી મહત્તત્ત્વમાં પહોંચે છે. દેવતાની સત્તાથી તારામંડળ ફરે છે, નક્ષત્રોથી પાંચભૂતોના સ્વભાવ ભિન્ન ભિન્ન પ્રગટ થાય છે, અને પછી નાના પ્રકારનાં શરીર મૂર્તિમાન થાય છે. જેમ રાજ્યના ભેદ રાજાજ જાણે, તેમ ભગવતે તને રાજ્ય આપ્યું, કે જેથી તું શરીરરૂપી દેશમાં રાજ્ય કરી ભગવતના રાજ્યને ઓળખે, માટે તું ભગવતનો ઉપકાર માન કે પોતાના

જેવું રાજ્ય તને આપ્યું, હૃદયસ્થાનને તારૂં વૈકુંઠ બનાવ્યું, શીષને દેવલોક બનાવ્યું, ચિત્તને મહત્તત્ત્વ બનાવ્યું, સર્વ ઈંદ્રિયોને દેવતારૂપે સ્થિત કીધી, અને શીષને આકાશની માફક ઈંદ્રિયોનું સ્થાન બનાવ્યું. પ્રભુ કહે છે કે “ તું પોતાના રાજ્યથી એક પળ પણ અચેત રહીશ નહિ, જો અચેત રહીશ તો મને ઓળખી શકીશ નહિ.” આ વર્ણન સૂચક માત્ર લખ્યું છે, બાકી તેનો વિસ્તાર ઘણો છે.

## [ ૪ ] ભગવત મહાત્મ્ય.

૧. ભગવત નિર્લેપ અને શુદ્ધ છે. ૨. સર્વ જગતના તે ઈશ્વર છે. ૩. એના જેવું બીજું કોઈ નથી. ૪. તે સર્વ શક્તિમાન અને સર્વથી પર છે. આચાર વચનનો વિચાર કરી ભગવાનનું મહાત્મ્ય જાણે. ભગવાનનું મહાત્મ્ય જાણવાથી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, અને શ્રદ્ધાથી પ્રીતિ ઉપજે છે. જેટલી પ્રીતિ તેટલો દર્શનમાં આનંદ થાય છે. જ્યાં સુધી ભગવાનનું જ્ઞાન અને ભજન અધિક ન થાય ત્યાંસુધી પ્રીતિ દૃઢ થતી નથી. જેમાં પ્રીતિ અધિક, તેનું સ્મરણ પણ અધિક, અને જેનું સ્મરણ કરે તેમાં પ્રીતિ પણ દૃઢ થાય છે, એક દાઉદ નામના સંતને આકાશવાણી થઈ કે “ દાઉદ ! તારા સર્વ કાર્ય સિદ્ધ કરનાર હુંજ છું. તારૂં પ્રયોજન મારી સાથેજ છે, તેથી એક ક્ષણ પણ મારા

ભજનથી અચેત ન રહે." પણ મનુષ્યના હૃદયમાં ભજન દૃઢ થવાને પ્રથમ તેણે સત્કર્મોમાં પ્રવૃત્ત થવું જોઇએ. સત્કર્મોમાં અવકાશ મળવાને સર્વ ભોગવાસનાનો ત્યાગ થવો જોઇએ. પાપકર્મોનો ત્યાગ, એ હૃદયની મુક્તિનું કારણ છે, અને સત્કર્મોથી ભજન દૃઢ થાય છે. આ બેઉ ભગવાનમાં પ્રીતિ કરાવે છે. શરીરધારી જીવ સર્વ ભોગોથી રહિત થઈ શકતો નથી. ખાન, પાન, વસ્ત્ર આદિકની શરીરના કાર્ય નિમિત્ત જરૂર છેજ, તેથી વિચારની મર્યાદામાં સ્થિત થઈ આવશ્યક કર્મો અને ભોગવાસનાને ભિન્ન કરવાં જોઇએ. વિચારની મર્યાદા બે પ્રકારે થાય છે. એક પોતાની બુધ્ધિ અને અનુભવની દ્રષ્ટિ સાથે વિચારની મર્યાદા અંગિકાર કરે, અથવા કોઈ મહાપુરૂષની સંગતિ કરી વિચારની મર્યાદામાં વર્તે; પણ બુદ્ધિ અને અનુભવથી મર્યાદામાં રહેવું કઠણ છે. ભોગવાસના એટલી પ્રબળ છે કે બુદ્ધિને અંધ કરી યથાર્થ માર્ગથી દૂર કરે છે, અને પોતાના મનોરથ અનુસાર ભોગોને પુણ્યરૂપ દર્શાવી આપે છે; તેથી આવશ્યક એ છે કે પોતાનું શરીર કોઈ મહા પુરૂષને અર્પણ કરે, અથવા કોઇ જ્ઞાનવાન સંતની આજ્ઞામાં વર્તે. સેવક થવું એનો અર્થ એજ છે કે આજ્ઞા ભંગ ન કરવી. વાસનાને આધીન થઈ જે વિચારની મર્યાદાનો ત્યાગ કરે છે, તે પોતાપર અન્યાય કરે છે.

## [૧] મનુષ્ય જન્મનું પ્રયોજન.

સંસાર એ ધર્મના માર્ગની મજલ છે. જે જીજ્ઞાસુ ૨ માર્ગમાં ગમન કરે છે, તેને આ સંસાર મહા વનના કિના પર કોઈ મોટા શહેર કે બજાર સમાન છે; જ્યાંથી પંથ પોતાનું ભાથું લઈ શકે છે. પરલોક માટેનું ભાથું તૈયા કરવાનું સાધન આ સંસાર છે. મૃત્યુ પછી જીવની ( અવસ્થા છે, તેજ પરલોક. ઉત્પત્તિ વિષે મનુષ્યની અવસ્થ સામાન્ય અથવા નીચ છે, છતાં તે પૂર્ણપદનો અધિકા છે. દેવના જેવો નિર્મળ સ્વભાવ કરે, અને હૃદય વિષે સ્થિત કરે, તો ભગવતનાં દર્શનનો અધિકારી થાય.

## [૨] શરીર અને હૃદયની રક્ષા.

સંસારમાં જીવને બે કાર્ય અવશ્ય કરવાનાં છે. એ પોતાના હૃદયને અશુભ સ્વભાવથી બચાવી હૃદયના આહાર પ્રાપ્ત કરવો. બીજું એ છે કે શરીરની રક્ષા કરવ હૃદયનો આહાર, ભગવતની પ્રીતિ છે, અને શરીરની ર તે હૃદયની રક્ષા માટે છે. તીર્થયાત્રામાં યાત્રાળુ અને ઊ વગેરે વાહનોનો જે શંબંધ છે, તેવોજ સંબંધ શરી અને હૃદયનો છે. વાહન યાત્રાળુ માટે છે, નહિ કે યાત્રા વાહન માટે છે; છતાં વાહનની રક્ષા કરવી આવશ્યક ઊંટને ઘાસચારો, પાણી વગેરે આપવુંજ જોઈએ. તીર્થયા

સિદ્ધ થયાં પછી વાહનની અપેક્ષા રહેતી નથી, તેથી એટલીજ જરૂર કે ઊંટની ખબર કાર્ય પૂરતી લેવી, પણ જો સારો દિવસ તેમાં વ્યતિત થાય, તો યાત્રાળુનો સંઘાત દૂર રહી જાય છે, અને તીર્થે પહોંચતો નથી. તેમજ જો સર્વ આયુષ્ય આહારની પ્રાપ્તિમાં અને શરીરની રક્ષામાં ખર્ચી નાંખે, તો પોતાનું કાર્ય સિદ્ધ થતું નથી. શરીરની રક્ષા માટે ત્રણ પદાર્થની જરૂર છે. આહાર, વસ્ત્ર અને શીતોષ્ણથી બચવા માટે સ્થાન. માયાના સર્વ પદાર્થનાં મૂળ એ ત્રણ છે. ભોગોની અભિલાષા એટલા માટે છે કે તે આહાર, વસ્ત્ર અને સ્થાનની ઇચ્છા કરે, અને તે પ્રાપ્ત કરી શરીરરૂપી વાહનની રક્ષા કરે; પણ એ અભિલાષા એવી પ્રબળ છે કે તે મર્યાદામાં રહેતી નથી, અને તેથીજ ભગવતે બુદ્ધિ ઉત્પન્ન કરી કે જે અભિલાષાને મર્યાદામાં રાખે, અને સંત જનોની રસના મારફતે ધર્મશાસ્ત્રનાં વચન ઉત્પન્ન કર્યાં, કે જે સાંભળવાથી બુદ્ધિમાં વિચાર અને વિવેક પ્રગટ થાય, પણ ભોગોની અભિલાષા બાળક અવસ્થામાંજ પ્રબળ થાય છે; કારણ કે શરીરનું પાલન ખાનપાનાદિકથી થાય છે, અને બુદ્ધિનો વિકાશ પછીથી થાય છે. તેથી ભોગો પ્રથમથીજ હૃદયસ્થાનને ઘેરી લે છે, અને તેથી બુદ્ધિની આજ્ઞા માન્ય થતી નથી, તેમજ આહારાદિકનું પ્રયોજન પણ જાણતો નથી, તેથી પોતે આ

જગતમાં શા નિમિત્ત માટે જન્મ્યો છે, તે પણ ભૂલી જાય છે.

## [૩] સંસાર.

સ્થૂળ સંસારની પ્રીતિ એ હૃદયનું બંધન છે. સંસારનાં કાર્ય એ શરીરનું બંધન છે. માયાની પ્રીતિથી ચિત્તમાં એવા બુરા સ્વભાવ ઉપજે છે, કે તે સર્વ બુદ્ધિનો નાશ કરવામાં કારણભૂત થાય છે. જેમ કે તૃષ્ણા, કૃપણતા, ઇર્ષ્યા, વૈરભાવ આદિક બુરા સ્વભાવ નિઃસંદેહ બુદ્ધિનો નાશ કરે છે. માયાના કાર્યમાં હૃદય પણ એવું આસક્ત થઈ જાય છે, કે પોતાને અને પરલોકને વિસરી જાય છે. માયિક પદાર્થનાં મૂળ આહાર, વસ્ત્ર અને સ્થાન છે. એ ત્રણ વ્યવહાર જીવને અવશ્ય જોઇએ. જેટલો વ્યવહાર છે, તે એ ત્રણની શાખા છે. વણકર, ધોબી અને દરજી એ વસ્ત્રનું કાર્ય સિદ્ધ કરે છે, તેમને માટે લાકડાં, લોખંડ વગેરે પદાર્થો આવશ્યક છે. એવી રીતે વ્યવહાર પસરે છે, અને જ્યારે તે એકત્ર થાય ત્યારે સર્વ એકમેકની સહાયતા કરે છે; જેમકે દરજીને લુહારનું અને લુહારને દરજીનું કામ પડે છે. તેમજ લેવાદેવામાંથી વિગ્રહ પણ થાય છે, તૃષ્ણાને લીધે એકમેકનાં મન દુઃખાય છે, અને તેમાંથી દ્વેષ થાય છે. દ્વેષમાંથી લડાઈ થાય છે, તેથી લડાઈનું કાર્ય ફરવાને રાજાની, અને લડાઇ ન થાય તેવી સમજ પાડવાને

ધર્મની અપેક્ષા રહે છે. સંસાર નામજ 'સંસરવા' ઉપરથી પડયું છે. શરીરના રક્ષણ માટે મૂળ ત્રણ પદાર્થ, અને તેમાંથી સંસરતો-પસરતો વ્યવહાર, તેનું નામ સંસાર. શરીરનું રક્ષણ જીવ માટે આવશ્યક છે; કારણ કે જીવને સંસારમાં રટણ કરવા શરીર ઘોડા સમાન છે, અને શરીર દ્વારા સર્વ પુરૂષાર્થની સિદ્ધી છે, અને જીવનું (પોતાનું) ઉત્પન્ન થવું તે ભગવતના જ્ઞાન માટે છે; પણ જેમ યાત્રાળુ ઊંટની સેવામાં આસક્ત થઈ યાત્રાને ભૂલી જાય છે, તેમ મનુષ્ય માયામાં નિમગ્ન થઈ પરમાર્થ ભૂલી જાય છે, તેથી પોતાનો જન્મ શા માટે છે, અને શરીર રક્ષણનું શું પ્રયોજન છે તે એક પળ પણ વિસ્મરણ થવા ન દેવું.

## [૪] માયાનો છળ.

માયા સર્વદા તને સ્થિર દેખાય છે, અને તને એમ લાગે છે કે સદા તારી પાસે રહેશે, પણ ખરેખર તે પ્રતિ ક્ષણે તારાથી દૂર જાય છે. જેમ વૃક્ષની છાયા સ્થિર દેખાય છે, પણ બારીકાઈથી જુએ તો એક ક્ષણ પણ સ્થિર નથી, તેમજ આયુષ્ય પળે પળે ઘટે છે, પણ તને સ્થિર ભાસે છે. આયુષ્ય માયારૂપ છે, માયાથી દૂર રહેવું તને અપ્રોય છે, પણ માયા તને દર પળે છોડતી જાય છે. તારા હૃદયમાં તેની પ્રીતિ પ્રતીતિ એવી છે, કે તે જાણે

તને એવી પ્રીયતમ છે, કે તને કદી છોડશે નહિ, પણ માયા અચાનક તને છોડી તારા શત્રુ પાસે જતી રહે છે. જેમ વ્યભિચારિણી સ્ત્રી પર પુરૂષપર અધિક પ્રીતિ દેખાડી પોતાને ઘેર લાવી પછી નિર્દય થઈ તેનો ઘાત કરે છે, તેમ માયાનું સમજવું. મહાત્મા ઈસાએ સ્વપ્ન વિષે માયાને સ્ત્રીના રૂપમાં જોઈ. પછી તેને પૂછ્યું કે તેં કેટલા ભર્તાર કીધા છે? ત્યારે તે બોલી કે અગણિત. ફરી પૂછ્યું કે તે સર્વ મરી ગયા કે તારો ત્યાગ કરી ગયા? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે તે સર્વને મેં મારી નાંખ્યા છે. મહાત્મા ઈસા કહેવા લાગ્યા કે લોકોની મૂર્ખતાપર આશ્ચર્ય છે કે તેઓ જુએ છે કે જે તારી પ્રીતિ કરે છે, તે દુઃખી થઈ નાશ પામે છે, છતાં તારાપર આસકત થાય છે, અને તારાથી ડરતા નથી.

જેમ મહા કુરૂપવાન સ્ત્રી સુંદર વસ્ત્રાલંકાર પહેરી પોતાનું મુખ ધુમટામાં રાખી હાવભાવ કરી લોકોને ફસાવે, પણ તે સ્ત્રીના રૂપથી જે મોહમાં લપટાયા છે તે જ્યારે તેનું રૂપ જુએ છે ત્યારે તેમને પશ્ચાત્તાપ અને દુઃખ થાય છે; તેમ માયા ઉપરથી સુંદર દેખાય છે. પણ માયાના આદિ અંતનો વિચાર કરતાં જણાશે કે માયા આદિમાં ન હતી, અને અંતમાં પણ રહેશે નહિ. માત્ર મધ્ય કાળમાં એની સ્થિતિ છે. જેમ પરદેશીને માર્ગમાં

અલ્પકાળ સ્થિતિ હોય છે, તેમજ સંસારની આદિમાં પારણું છે, અંતમાં સ્મશાન છે, અને મધ્યમાં મજલ છે. સો વર્ષની મજલમાં મહિના યોજન છે, દિવસ ગાઉ છે, અને શ્વાસોશ્વાસ પેંડા છે. સર્વ જીવ મૃત્યુના માર્ગ વિષે સર્વદા ચાલ્યા જાય છે, પણ મનુષ્ય પોતાને સ્થિર માને છે, અને અનેક વર્ષોની આશા કરી કાર્યની ચિંતા કરે છે.

જેમ કોઈ મનુષ્ય સ્વાદિષ્ટ પદાર્થનો યથેચ્છ આહાર કરવાથી ઉદરપીડા,વમન કે અતિસારને લીધે મૂર્છિત થાય, ત્યારે પશ્ચાત્તાપ કરે છે; તેમજ સંસારમાં માયાના ભોગ જેટલા અધિક ભોગવે છે, તેટલોજ પરલોક માર્ગમાં દુઃખી અને લજ્જિત થાય છે. જેમ મનુષ્ય પાસે અધિક પૈસા અને અધિક સંપત્તિ, તેટલું મૃત્યુ સમયે અધિક દુઃખ ઉત્પન્ન થાય છે.

માયાનું કાર્ય જોતાં સ્વલ્પ અને શીઘ્ર થઈ જાય એવું લાગે છે, પણ તે કાર્યની આશા અને તૃષ્ણા વધતી રહે છે, અને એકમાંથી અનેક સહસ્ર મનોરથ ઉપજે છે; પરંતુ તે કદી પણ સંપૂર્ણ થતા નથી. મહાત્મા ઈસા કહે છે કે "મનુષ્ય માયાની તૃષ્ણાથી અતૃપ્ત રહે છે." જેમ કોઈ તૃષાવંત પુરૂષ ખારૂં જળ પીવાથી વધુ તૃષાવંત થાય છે, અથવા જળ વિષે પ્રવેશ કરનાર કોઈ પ્રકારે સુકો રહેતો નથી, તેમ માયાના વ્યવહારમાં નિર્લેપ રહેવું અતિ કઠણ છે.

કોઈ પ્રવાસી કોઈને ઘેર મુકામ કરે, ત્યાં તેની સેવા થાય, અને પવિત્ર સ્થાન તથા ઉત્તમ પાત્રોમાં ભોજન વગેરે મળે, તેમાં જે બુદ્ધિમાન પ્રવાસી હોમ તે ભોજનનો અંગિકાર કરી વાસણ પાછાં આપે છે; પણ જે મૂર્ખ હોય તે, મને વાસણો પણ આપી દીધાં છે, એમ માની વાસણો લઈ જવા માંડે છે, પણ તે જ્યારે પાછા આપવા પડે છે, ત્યારે દુઃખી થાય છે; તેમજ સંસાર પણ પ્રવાસીનું સ્થાન છે. સંસારમાં જેને સુખ પોતાને પરમેશ્વરે આપ્યું છે તે પ્રવાસીને અલ્પકાળ ઉપયોગ કરવા વાસણ આપ્યા તેની બરાબર છે, અને મૃત્યુ સમયે સાથે લઈ જવાશે નહીં તેથી સંસારના કોઈ પદાર્થમાં બધ્ધ ન થવું જોઈએ.

એક વહાણમાં બેસીને કેટલાક મુસાફર જતા હતા, તેટલામાં એક ટાપુ આવ્યો. ત્યાં બધા નિત્યકર્મ માટે ઊતર્યા. વહાણવટીએ કહ્યું કે બધા આપ આપની ક્રિયાથી પરવારી શીઘ્ર પાછા ફરજો. તેમાં જે બુદ્ધિમાન હતા, તે શીઘ્ર પાછા ફરી ઉત્તમ સ્થાન શોધીને બેઠા; કેટલાક ત્યાંનાં ફળપુલાદિક ચમત્કારિક વસ્તુઓ જોતા જોતા જરા મોડા આવ્યા, તેમને સંકુચિત જગ્યા મળી; બીજા કેટલાક ત્યાંની ચમત્કારિક વસ્તુઓનાં પોટલાં બાંધી આવ્યા, તેમને પોટલાં પોતાના અંગ ઉપર રાખવાં પડયાં, અને પછી તેમાંથી દુર્ગંધ છુટતાં તેને નાંખી દેવાનું સ્થાન શોધવા લાગ્યા,

વગેરે આપદાથી દુઃખી થયા; અને બીજા કેટલાક જોવામાં વિસ્મય પામી એટલે દૂર ટાપુપર નીકળી ગયા, કે વહાણવટીનો પોકાર પણ સાંભળી શકયા નહિ, અને વહાણ ઉપડી જવાથી ત્યાં ભૂખ્યા તરસ્યા મરણ પામ્યા. આ પ્રમાણે સંસારમાં વૈરાગ્યવાન પુરૂષો, જે પ્રથમ આવ્યા તેના જેવા છે, રાજસી પુરૂષો, જે મોડા આવ્યા અથવા વસ્તુઓ લઇને આવ્યા તેમના જેવા છે, અને તામસી પુરૂષો, જે ટાપુપર રહી ગયા તેના જેવા છે. વૈરાગ્યવાન આલોક અને પરલોકમાં ઉત્તમ સુખ ભોગવે છે; રાજસી સુખ અને દુઃખ બેઉના અધિકારી થાય છે, અને તામસી કેવળ દુઃખજ અનુભવે છે.

## [ ૫ ] અમાયીક પદાર્થ.

સંસારમાં બધા પદાર્થ માયીક અને નિંદ્ય નથી. બ્રહ્મવિદ્યા અને શુભકર્મ માયાથી રહિત અને પરલોક પ્રાપ્ત કરાવનાર છે. તેથી સ્તુત્ય છે. બ્રહ્મવિદ્યામાં બે પ્રકારના ગુણ છે. પ્રથમ તેના યોગે પાપના ત્યાગથી હૃદયરૂપી રત્નની પવિત્રતા અને શુદ્ધતા પ્રાપ્ત થાય છે, અને બીજું ભગવત ભજન તથા ચિત્તની એકાગ્રતાથી રહસ્ય જણાય છે, અને આનંદ પ્રાપ્ત થાય છે. એ શુભ ગુણો સત્ય સ્વરૂપ છે, સર્વ કાર્યથી શ્રેષ્ઠ છે, અને માયાથી રહિત છે, તેથી એ રસ નિંદ્ય નથી; પણ જે રસ શીઘ્ર પરિણામને પામે છે તે

નિંદ્ય છે છતાં જે સ્વાદોથી શરીર કેવળ પુષ્ટ થાય છે, તેજ નિંદ્ય છે, કેમકે તેથી પ્રમાદ અને સંસારની પ્રીતિ વધે છે. પણ શરીરના રક્ષણ માટે જે પદાર્થની જરૂર છે, તે નિંદ્ય નથી; કારણ કે વિદ્યા અને શુભ કાર્ય શરીર શિવાય સિદ્ધ થાય નહીં. જે પુરૂષ શરીર રક્ષણ પુરતાજ સુખનો સંતોષથી અંગિકાર કરે, પણ મનોરથ એવો રાખે કે અચિંત્ય થઇ ભગવત ભજન કરવું, તો તે પુરૂષને માયાથી રહિત જાણવો. માયાના જે પદાર્થથી ભગવત પ્રાપ્તિ થાય તે પદાર્થ નિંદ્ય નથી.

## [૧] મૃત્યુ.

મનુષ્ય વિષે બે પ્રકારનું ચૈતન્ય છે. એક પ્રાણ છે, જેથી હૃદયસ્થાન અને પ્રાણવાયુના સંયોગે શરીર અને ઇંદ્રિયોમાં ચેતના રહે છે. આ પ્રાણચેતના પશુ અને મનુષ્યો વિષે સમાન છે. બીજું ચૈતન્ય બુદ્ધિ છે, અને મનુષ્યજ માત્ર તેનો અધિકારી છે. જેમ દીપકના પ્રકાશથી મંદીરના સર્વ પદાર્થ દેખાય છે, તેમજ હૃદયસ્થાન એ દીપક સમાન છે, પ્રાણવાયુ એ વાટ છે, અને આહાર તેલ છે. તેલ વિના દીપક બુઝાઈ જાય છે, તેમજ શરીરનો પ્રાણરૂપી દીપક પણ આહાર વિના બુઝાઈ જાય છે. જેમ અધિક તેલથી વાટ તેલને ખેંચી શકતી નથી તેથી દીપક

પણ શૂન્ય થાય છે, તેમજ શરીર વૃદ્ધ થતાં આહારને ખેંચી શકતું નથી અને જેમ અકસ્માતથી દીપક બુઝાઈ જાય છે, તેમજ શાસ્ત્રાદિક વિઘ્નથી શરીરનો નાશ થાય છે.

જેમ દર્પણ નિર્મળ હોય ત્યારે સર્વ પદાર્થ મૂર્તિમાન થાય છે, પણ જ્યારે મલિન હોય છે ત્યારે કોઈ પદાર્થનું પ્રતિબિંબ પડતું નથી; તેમજ પ્રાણોની સમાન વૃત્તિ વિપર્યય થાય છે, ત્યારે હૃદય શૂન્ય થાય છે, અને ઇંદ્રિયાદિક વ્યવહાર થતો નથી. શરીર જ્યારે પ્રાણવાયુના પ્રકાશથી રહિત થાય છે, ત્યારે મૃત્યુ પામે છે. આ પ્રાણવાયુ સૂક્ષ્મ શરીર છે, અર્થાત્ તત્ત્વોના સૂક્ષ્મ અંશથી રચાયું છે. અને ચૈતન્યરૂપ જીવ છે, તે પ્રાણ ચેતનાથી ભિન્ન છે, અખંડ છે, અને ભગવતને જાણવાનું સ્થાન છે.

દીપકનું દૃષ્ટાન્ત નીચે પ્રમાણે ઘટાવવું:-સ્થૂળ શરીર દીપક, હૃદય સ્થાન વાટ, પ્રાણ અગ્નિ, અને ચૈતન્યરૂપી પ્રકાશ સમજવો. દીપકનો પ્રકાશ દીપકથી સૂક્ષ્મ છે તેમજ પ્રાણશક્તિથી ચૈતન્ય સૂક્ષ્મ છે.

## [૨] જીવ.

કોઈ પુરૂષના હાથપગ સુકાઈ જાય છે, કે અર્ધાંગ વાયુ થાય છે, ત્યારે તેની ચૈતન્યતામાં કંઈ ફરક પડતો

નથી; કારણ કે ચૈતન્યરૂપ જીવને હાથ, પગ નથી. હા
પગ તો એનાં સસ્ત્ર છે, અને જીવ તેનો પ્રેરક છે. જે
રીતે હાથ, પગ તું નથી, તેમજ પેટ, પીઠ, માથું આદિ
પણ તું નથી. તારૂં સ્વરૂપ એ સ્વરૂપ એ સર્વથી ભિન્ન
તેથી સાબિત થાય છે કે શરીર શૂન્ય થાય તોપણ ચૈત
ન્યતા પોતે પોતામાં સ્થિર રહે છે. હાથ પોતાની ક્રિયા કર
શકતા નથી, ત્યારે તેને મૃત કહે છે. ક્રિયા બળથી થાય છે
અને પ્રાણચેતનના પ્રકાશરૂપ બળ નાડીયોના માર્ગે સર્વ અંગોમ
પ્રસરે છે. કોઈ નાડીનો માર્ગ રોકાઈ જાય, ત્યારે ત
પ્રાણનો પ્રકાશ પહોંચી શકતો નથી, તેથી ક્રિયા થઈ શકત
નથી, તેમજ આ શરીર પણ પ્રાણોના સંબંધથી તાર
આજ્ઞામાં વર્તે છે. પ્રાણોની સમાન વૃત્તિ દૂર થઈ જાય છે
ત્યારે સર્વ અંગ શૂન્ય થઈ જાય છે, અને તારી આજ્ઞાથ
રહિત થાય છે. આને મૃત્યુ કહે છે; છતાં તારા ચૈતન્યને
નાશ થતો નથી. તારો કોઈ નોકર તને છોડી ચાલ્યો જાય
તેથી તારો નાશ થતો નથી. આ શરીર તારા નોકર જેવુ
છે, અને તારૂં નિજ સ્વરૂપ એનાથી વિલક્ષણ છે. તાર
અંગ બાળક અવસ્થામાં હતું તેવું હાલ નથી. તે અને
પરિણામને પામ્યું છે, પણ તું જેવો ને તેવોજ છે. તેથ
તારૂં સ્વરૂપ શરીર નથી, માટે તારા શરીરના નાશની
ચિંતા કરીશ નહિ.

તારો સ્વભાવ બે પ્રકારનો છે. એક શરીર સાથે મળી ગયો છે. જેમકે ભૂખ, તરસ, નિદ્રા વગેરે, એ શરીર સાથે મળેલાં છે, અને શરીરના મૃત્યુથી એ સર્વ દૂર થાય છે. બીજો સ્વભાવ એવો છે કે જેમાં શરીરનો સંબંધ કાંઈ નથી. તે ભગવાનને ઓળખાવી તેનું ઐશ્વર્ય જણાવે છે. આ તારો નિજ સ્વભાવ છે; તે તારી સાથેજ રહે છે તેવી રીતે મૂર્ખતા પણ તારો સ્વભાવ છે; તે પણ સાથેજ રહે છે.

પ્રાણચૈતન્યતા એ તત્વોનો વિકાર છે, અને વાત, પિત્ત, કફ એ તત્વોના સૂક્ષ્મ અંશ છે. એ અંશમાં કંઈ કોપ થાય છે, ત્યારે પ્રાણોની વૃત્તિ વિપર્યય થાય છે; અને જ્યારે તે સમાન હોય છે, ત્યારે પ્રાણચેતના પણ સમાન હોય છે. ચૈતન્યકળા તત્વોથી ઉપજી નથી. તે નિર્મળ છે, અને તત્વદેશમાં તેનું આંવવું પ્રવાસીના જેવું છે. જેમ રૂ કે કપડાની મશાલને જ્યારે અગ્નિનો સ્પર્શ થાય, ત્યારે તે સળગે છે, તેમ ચૈતન્યકળા અગ્નિ જેવી છે.

જેમ વૈદ્ય પ્રાણોની વિપર્યયતા સુધારી સમાન કરે છે, તેમ સંતજનો ચૈતન્યરૂપ જીવનો સ્વભાવ ઓળખી, વૈરાગ્ય અને પુરૂષાર્થ કરાવી તેનો સમાન સ્વભાવ કરે છે, ત્યારે સિત્ત આરોગ્ય થાય છે.

જીવનું યથાર્થ સ્વરૂપ મેં પ્રગટ કીધું નથી. સંતોએ પણ એમજ કર્યું છે. જીવની બુદ્ધિ, એ ગુહ્ય ભેદને સમજી

શકતી નથી, અને ભગવાનની સમ્પૂર્ણ ઓળખ તે શિવાય થતી નથી; તેથી પુરૂષાર્થ કરી યથાર્થ રૂપ પોતાની અંદર જોવું, કારણ કે એ સ્વરૂપ પોતાની અંદરજ દેખાય છે.

સંસારી જીવ એ ભેદને શ્રવણ કરે તો તેમની **પ્રતિતી** નષ્ટ થઈ જાય, તેથી પરમાત્મ સ્વરૂપનું વર્ણન ઘણા ધર્મશાસ્રમાં સ્પષ્ટ કર્યું નથી.

સંતજનોની આજ્ઞા એવી છે કે "બુદ્ધિ પ્રમાણે ઉપદેશ કરવો, પણ ગુહ્ય ભેદ અને સહજ સ્વરૂપની વાર્તા પ્રગટ ન કરવી." સૂક્ષ્મ વચન સાંભળી પ્રતીતિ દૂર થઈ જાય છે.

શરીરના નાશથી સ્વરૂપ અને સ્વભાવનો નાશ થતો નથી. ઘોડાના મરવાથી સવારનો નાશ થતો નથી. તે પ્યાદો થઈ જાય છે, પણ સ્વભાવ અને ક્રિયા એમની એમ રહે છે.

જેઓ શરીર અને ઇંદ્રિયોનું વિસ્મરણ કરી ચૈતન્ય સ્વરૂપમાં સ્થિત થયા છે, અને ભજનની એકત્રતા કરી ચિત્ત વિષે લીન થયા છે, તેમને પરલોકની અવસ્થા પ્રત્યક્ષ દેખાય છે; તેનું કારણ એ છે કે એના પ્રાણની સમાનવૃત્તિ વિપર્યય થઈ નથી; પરંતુ ચિત્ત સ્થિર થવાથી પ્રાણચેતના પણ સ્થિર થાય છે, તેથી ભગવતનાં દર્શન પ્રત્યક્ષ થાય છે, અને તેથીજ તેને જીવનમુક્ત કહે છે. અર્થાત્ જે ભેદ મૃત્યુ પછી ખૂલે છે, તે ચિત્તની એકત્ર

અવસ્થામાં જીવતાંજ ખૂલે છે. એવી સ્થિતિમાં જે સંકલ્પ થાય છે, તે સત્યસ્વરૂપ થાય છે.

એક મહાપુરૂષ સમાધીમાં બેઠા હતા, તે દરમીયાન તેમણે પોતાનો હાથ ઉંચો કરી પાછો ખેંચી લીધો, ત્યારે લોકોએ તેમ કરવાનું કારણ પૂછયું. મહાત્માએ તેનો ઉત્તર આપ્યો કે "સ્વર્ગનું અમૃતફળ મેં જોયું, તે લેવા અને જગતમાં લાવવા મેં હાથ ઉંચો કર્યો, પણ તે અદૃશ્ય થઈ જવાથી પાછો ખેંચી લીધો." એનો અર્થ એ છે કે સૂક્ષ્મ દેશનાં ફળ આ જગતમાં આવી શકે નહિ.

## [ ૩ ] મનસુખી.

મૃત્યુ સમયે જે મનુષ્યની પ્રતીતિ પોતાની સ્થૂળતા વિષે બધ્યમાન છે, તેને ધન પુત્રાદિક પદાર્થોથી વિયોગ થતાં અતિ દુઃખ થાય છે; અને જેનું હૃદય સર્વ પદાર્થથી વિરક્ત છે, તથા ભગવત શિવાય કોઈ પદાર્થમાં પ્રીતિ નથી, તેને મૃત્યુ સમયે આનંદ થાય છે, કેમકે તેને શરીર વિક્ષેપ સમાન છે. તે વિક્ષેપ દૂર થવાથી ભગવતની સમીપમાં જવાનો તેને અધિક આનંદ થાય છે.

જેટલી માયાની સામગ્રી વધારે, અને તેમાં જેટલી આસક્તિ વધારે તેટલું વધુ દુઃખ થાય છે. જેનું અર્ધું ધન જાય, તેના કરતાં જેનું સર્વ ધન જાય તે વધારે દુઃખી થાય છે.

**મનમુખી** પુરૂષ યમમાર્ગ વિષે ઘણું કષ્ટ પામે છે. તેને અજગર કરડે છે. એ અજગરને સો શીષ હોય છે. એવા અજગર જીવોને હંમેશાં ડંખતા રહે છે. આ અજગર જીવના હૃદયમાં પણ છે. એ સર્પ મનમુખી મનુષ્યને સંસારમાં પણ ડંસતા હતા, પણ મૂર્ખ જાણતો ન હતો. આ સર્પ, તે મનના મલિન સ્વભાવ છે. એક એક સ્વભાવથી જે અવગુણોની શાખાઓ ફેલાય છે, તે એના શીષ છે, અને એની ઉત્પત્તિનું કારણ માયાની પ્રીતિ છે. એ સર્પરૂપી સ્વભાવનાં નામઃ-ઈર્ષ્યા, કઠોરતા, કુટિલતા, કપટ, માન, ચપળતા, વૈરભાવ ઈત્યાદિ. સ્થૂળ સર્પથી તો રક્ષા પણ થઈ શકે, પણ આ હૃદય વિષે રહેલા સર્પોથી મુક્ત થવું ઘણું મુશ્કેલ છે.

કોઇ પુરૂષને પોતાની દાસી ઉપર પ્રીતિ હોય, અને કોઈ કારણથી એ દાસીનો વિયોગ થાય ત્યારે એને પ્રીતિરૂપી સર્પ ડંસે છે. આ પ્રીતિરૂપી સર્પ પહેલાં પણ હતો, અને ડંસતો હતો, પણ મૂર્ખતાથી ઓળખાયો નહિ, પરંતુ વિયોગથી પ્રત્યક્ષ દેખાયો. તેવીજ રીતે માયા વિષે જે પ્રીતિ છે, તેથી ભોગોમાં આનંદ મળે છે, પણ વિયોગ થતાં દુઃખ થાય છે. માન ઐશ્વર્યની પ્રીતિ અજગર જેવી છે, ધનની પ્રીતિ સર્પ જેવી છે, અને સુંદરીની પ્રીતિ વીંછુ જેવી છે. જેમ દાસીના વિયોગથી એટલો દુઃખી થાય છે

કે પોતે જળ કે અગ્નિમાં પડી પ્રીતિરૂપી સર્પના ડંસમાંથી છૂટવાને ઇચ્છે છે, તેમ જ્યારે યમમાર્ગ વિષે સર્પો ડંસે છે, ત્યારે એમ ઇચ્છે છે કે સ્થૂળસર્પ કે વીંછી ડંખે તો સારૂં; કેમકે તેનું દુઃખ તો શરીરમાંજ થાય, અને આતો હૃદયમાં થાય છે, તેમ એ દુઃખને કોઇ દેખતું પણ નથી કે તેમાંથી કોઈ બચાવી શકે. એથી સિદ્ધ થયું કે જીવ દુઃખના બીજ આ સંસારમાંથી પોતાની સાથે લઇ જાય છે. મહાપુરૂષ કહે છે કે તમારાં અશુભ કર્મોજ તમને દુઃખ દે છે. બીજું કોઈ દુઃખ દેવાવાળું નથી. વળી કહે છે કે તમારી પ્રીતિ જ્યારે મારામાં દૃઢ થશે, ત્યારે આ સંસારમાંજ મનમુખીનાં હૃદય નર્કના દુઃખથી પૂર્ણ છે, તે પ્રત્યક્ષ દેખશો.

ધર્મશાસ્ત્રમાં એમ કહ્યું છે કે એ સર્પ દેખી શકાય છે, પણ તે સ્થૂળ નેત્રથી નથી દેખાતો. જેમ કોઇને સ્વપ્નમાં સર્પ ડંખે છે, તેથી ગભરાઈ ઉઠે છે, પણ પાસે સુવાવાળા સર્પને દેખતા નથી; તેમ એ સર્પ પણ જેને ડંખે છે, તેજ દેખે છે. સંસારના લોક એને જોઈ શક્તા નથી.

કોઈ એમ કહે કે માયાના પદાર્થો યમમાર્ગમાં દુઃખના કારણરૂપ છે, ત્યારે તો કોઈ પણ એથી છૂટી શકેજ નહિ; કારણકે સર્વને સ્ત્રી, પુત્ર, ધન આદિક હોય છે. તો તેનો ઉત્તર એ છે કે કેટલાક પુરૂષો એવા હોય છે, કે તેમનાં ચિત્ત માયાના ભોગથી વિરક્ત હોય છે, તેથી કોઈ પદાર્થમાં

તેમને પ્રીતિ હોતી નથી. આવા વૈરાગ્યવાન જીજ્ઞાસુ ઘણા હોય છે. ધનવાન પુરૂષ પણ ત્રણ પ્રકારના હોય છે. એક માયા અને ભગવત બંન્નેમાં પ્રીતિ રાખે છે, પણ જો ભગવતમાં પ્રીતિ અધિક હોય તો યમમાર્ગમાં કષ્ટ થતું નથી એનું દૃષ્ટાંત એ છે કેઃ-જેમ કોઈ પુરૂષ પોતાના ઘરની સામગ્રીમાં ઘણી પ્રીતિ રાખતો હોય, પણ તેને કોઇ દેશનુ રાજ્ય મળે, તો ઘરની સામગ્રીમાંથી પ્રીતિ કાઢતાં તેને કષ્ટ થતું નથી; કારણકે તે એને તુચ્છ જણાય છે; તેમજ ભગવતની પ્રીતિના આનંદમાં, સર્વ માયિક પદાર્થ પરની પ્રીતિનું વિસ્મરણ થાય છે.

બીજા જે માયાના પદાર્થમાં અધિક પ્રીતિ રાખે છે તે યમમાર્ગના કષ્ટથી છૂટતા નથી; પરંતુ તેને પણ કાળે કરી માયાના પદાર્થનું વિસ્મરણ થાય છે, અને ભગવતની પ્રીતિનું બીજ ધીરે ધીરે વૃદ્ધિ પામે છે, એટલે તે પણ આખરે સુખ પામે છે. જેમકે કોઇને બે ઘર હોય તેમાંથી એકમાં અધિક પ્રીતિ હોય, પણ તેને પ્રસંગવશાત્ બીજા ઘરમાં રહેવું પડે, તો અધિક પ્રીતિવાળું ઘર યાદ આવી દુઃખ થાય છે, પણ કાળે કરીને તે આગલા ઘરને વીસરી જઈ સુખી થાય છે.

ત્રીજાને ભગવતમાં લેશમાત્ર પ્રીતિ નથી, અને સર્વદા ધન પુત્રાદિકમાં આસક્ત રહે છે; તે પરલોકમાં ઘણું દુઃખ પામે છે, અને તેમાંથી કદી છટી શકતા નથી.

ઘણા મનુષ્યો એમ કહે છે કે અમારી પ્રીતિ ભગવાનમાં છે. ભગવાન સત્યસ્વરૂપ છે, અને બાકી બધું નાશવંત છે; પણ એ કહેલું સત્ય તો ત્યારેજ કહેવાય, કે જ્યારે સંતજનો જેનો નિષેધ કરે તેને તત્કાળ છોડી શકે. જેમ કોઈ બે પુરૂષ પ્રીતિવાળા હોય અને પછી કંઈ કારણથી તેમને વિરોધ થાય, ત્યારે જેની પ્રીતિ વિશેષ હોય તેનું દિલ અધિક ખેંચાય, છતાં તે એક બીજાનો ત્યાગ કરે છે. તેમ જેને ભગવાનમાં અધિક પ્રીતિ છે, તેને કોઈ પણ પદાર્થ છૂટતાં દુઃખ થતું નથી.

કેટલાક પુરૂષો એમ કહે છે કે યમ માર્ગના દુઃખનું કારણ માયાની પ્રીતિ છે, તો એવા દુઃખનો અમને કંઈ ભય નથી; કારણકે અમારૂં ચિત્ત માયાના પદાર્થમાં આસકતજ નથી. પદાર્થનું હોવું ન હોવું, એમાં અમને સમાનતા છે; પણ એવું અભિમાન કરવું ખોટું છે, અને એવું અભિમાન કરનાર મૂઢ છે; જ્યાં સુધી મનની પરીક્ષા કીધી નથી ત્યાં સુધી આવું અભિમાન કરવું વ્યર્થ છે. તેની પરીક્ષા એ છે કે એનું ધન ચોર લઈ જાય, અથવા એનું ઐશ્વર્ય નષ્ટ થઈ જાય, કે એના મિત્રો વિમુખ થઈ નિંદા કરે; છતાં એની અવસ્થા ન બદલાય, ચિત્તમાં ખેદ ન થાય, અને એમ જાણે કે મારૂં કંઈજ ગયું નથી, કોઈકનું ગયું, અને અપમાન પણ કોઈનું થયું. આ ઉત્તમ અવસ્થા છે.

પોતાની પરીક્ષા માટે ધનનો ત્યાગ કરે, અને જ્યાં મા‹
મળતું હોય તે નગર છોડી બીજે જઈ રહે; છતાં જે
પોતાને નિર્મળ અને નિર્લેપ દેખે તો જાણવું કે પરમ પ
પ્રાપ્ત થયું છે.

ઘણા પુરૂષો એમ ધારે છે કે સંબંધી, સ્ત્રી વગેરેમ
અમને પ્રીતિ નથી, પણ જ્યારે વિયોગ થાય છે ત્યાં
છુપાઇ રહેલો પ્રીતિરૂપી અગ્નિ પ્રગટે છે, અને તેના તાપથ
વ્યાકુળ થઈ જાય છે; માટે જે પુરૂષ યમ માર્ગના કષ્ટથ
મુક્ત થવા ઇચ્છે, તેણે કોઈપણ સ્થૂળ પદાર્થ વિષે આસક્ત
થવું નહિ, અને માયાનો વ્યવહાર જરૂર પૂરતોજ કરવો
જેમ મળમુત્રાદિક સ્થાનમાં જરૂર પૂરતાજ જઈએ છીએ
તેમ જીવને આહાર વગેરેની અભિલાષા કાર્ય પૂરતીજ
જોઈએ. જેમ મળત્યાગ કર્યા વિના શરીરને દુઃખ થાય છે
એમ જાણી આસક્તિ વિના તે કાર્ય સૌ કરે છે, તેમજ
આહારાદિ સર્વ કાર્ય વિષે ભય અને સંયમ સંયુક્ત વર્તે
અને એવી રીતે વિરક્ત થઈ પુરૂષાર્થ તથા પ્રેમ વડે ભજનમાં
સાવધાન રહે, ભજનના રહસ્યને માયાના રહસ્યથી પ્રબળ કરે,
સર્વદા ચિત્તની પરીક્ષા કરતો રહે, સંતોની આજ્ઞા વિષે અધિક
પ્રીતિ કરે; અને જ્યારે જુએ કે સંતોની આજ્ઞામાં વર્તાય
છે, ત્યારેજ જાણવું કે યમ માર્ગના કષ્ટથી મુક્ત થયા. કષ્ટ
મુકત ન થવાય ત્યાં સુધી એમ જાણવું કે ભગવાનની કૃપા
શિવાય દુઃખમાંથી મુક્ત થવું કઠિન છે.

## [૪] માનસિક નર્ક.

જે અગ્નિ કેવળ મનને બાળે છે, તે માનસિક નર્ક છે. તે ત્રણ પ્રકારનો છે. એક સ્થૂળ ભોગના વિયોગનો અગ્નિ; બીજો અપમાન, નિરાદર અને લજ્જાનો અગ્નિ; અને ત્રીજો ભગવત દર્શનની અપ્રાપ્તિનો પશ્ચાત્તાપ. આ ત્રણે અગ્નિનાં બીજ સંસારમાંથી જીવ પોતાની સાથે લઈ જાય છે.

પ્રથમ માયાના ભોગ સ્વર્ગના ભોગની માફક ભોગવે છે, અને પછી તેનો વિયોગ થતાં દુઃખ થાય છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે એકજ પદાર્થ સુખ અને દુઃખ બન્નેનું કારણ છે. એથી એને અગ્નિની ઉપમા આપી છે. જેમ કોઈ રાજા, નોકર–ચાકર, રમણિક સ્થાન વગેરે સર્વે ઐશ્વર્ય ભોગવતો હોય, એટલામાં બીજો રાજા એને જીતી લઈ કેદમાં નાંખે, એનું જવાહીર લૂંટી લે, સ્ત્રીઓને દાસીઓ બનાવે, આ સર્વેનું દુઃખ જોકે રાજાના શરીરને કંઈ પણ થતું નથી, છતાં તેના હૃદયને બાળે છે, અને તેથીજ રાજા પોતાને એટલો દુઃખી સમજે છે કે પોતે એમ ઈચ્છે છે, કે ક્યારે મૃત્યુ આવે કે એ દુઃખમાંથી હું છૂટું. એ ઉપરથી સિદ્ધ થાય છે કે જેટલું માયાનું સુખ અધિક, તેટલુંજ તેના વિયોગમાં અધિક દુઃખ છે.

કોઈ રાજા કોઈના પર વિશ્વાસ રાખી તેને પોતાનો ભંડાર સોંપે, રાણી નિવાસમાં જવાની પણ તેને છૂટ આપે,

અને સર્વ વ્યવહારમાં તેનો પૂર્ણ ભરૂસો રાખે; પછી તે પુરૂષ તે ભરૂસાનો દુરૂપયોગ કરી વિશ્વાસઘાત કરે, અને પછી પકડાય; ત્યારે તે મનુષ્યને એટલી બધી લજ્જા લાગે છે કે કોઈને પણ તે પોતાનું મુખ દેખાડવા ઇચ્છતો નથી, અને એમ ઇચ્છે છે કે ધરતી માર્ગ આપે, તો અંદર સમાઈ જાઉં. એવીજ રીતે જે મનુષ્ય બહાર એક સ્વભાવ દેખાડે છે અને અંદર તેથી ઉલટો સ્વભાવ રાખે છે તે આખરે આવુંજ દુ:ખ પામે છે.

કોઈ ભીંતની પાછળ ભરાઈ પત્થર ફેંકતો હોય, અને તે તેના પોતાનાજ ઘરમાં પડતા હોય, તેને કોઈ કહે કે તું પત્થર ફેંકવા બંધ કર; કારણકે તે પત્થર તારા ઘરમાંજ પડે છે, અને તેથી તારા પુત્રનાં નેત્ર પણ ફૂટ્યાં છે. આમ સાંભળે ત્યારે તેના ચિત્તમાં કેવો પશ્ચાત્તાપ થાય? અને કેવો શરમાઈ જાય? આવીજ રીતે જે કોઈની ઈર્ષ્યા કરશે, તે પરલોકમાં પોતાને એવોજ લજ્જાયુક્ત જોશે. જે બીજાની હાનિ ઇચ્છે છે, તે પોતાનીજ હાનિ કરે છે, અને પોતાનો ધર્મ નષ્ટ કરે છે. તાત્પર્ય કે પરલોકમાં સર્વ ક્રિયાનું સ્વરૂપ હેતુ પ્રમાણે પ્રગટ થાય છે.

એક સમય એક રાજપુત્ર મદિરાપાન કરી અધિક નીશો ચઢ્યા બાદ પોતાને મહેલ જવા નીકળ્યો. ચાલતાં ચાલતાં રસ્તો ભૂલી ગયો. એટલામાં કોઈ નિવાસમાં દીપક જોયો, તેથી એમ જાણ્યું કે આજ મારો મહેલ છે. એમ

ધારી અંદર ગયો તો ઘણા માણસો સૂતેલા જણાયા. તેમને પોકાર કર્યો પણ જવાબ ન મળ્યો, તેથી ધાર્યું કે સર્વે ગાઢ નિદ્રામાં હશે. પછી અંદર એક સ્ત્રી શ્વેત વસ્ત્ર પહેરી સૂતેલી જણાઈ. તેને પોતાની સ્ત્રી જાણી તેની પાસેજ શયન કીધું. તેના અંગમાંથી સુગંધ આવવા લાગી, એટલે રાજપુત્રે તેની સાથે ક્રીડા કરી. જ્યારે સૂર્ય ઉદય થયો અને રાજપુત્રનો નીશો ઉતરી ગયો, ત્યારે જણાયું કે જેને સૂતેલા જાણ્યાં તે તો મૃતક છે, અને જેને પોતાની સ્ત્રી જાણી તે તો મહા કુરૂપ વૃદ્ધ સ્ત્રી છે, અને એના શરીરની દુર્ગંધને પોતે સુગંધ સમજ્યો હતો. પોતાનું શરીર જુએ તો વિષ્ટાથી ખરડાયલું છે. આવું જોઈ પોતાનું ચિત્ત મલિન થઈ ગયું, અને મનમાં કહેવા લાગ્યો કે આથી તો મૃત્યુ આવે તો સારૂં; અને વળી ભય કરવા લાગ્યો કે રખેને મને કોઈ આવી સ્થિતિમાં દેખે, અથવા રાજાને ખબર પડે! એટલામાં રાજા પોતાના માણસો સાથે કુંવરને શોધતો શોધતો ત્યાંજ આવી પહોંચ્યો. તેને જોઈ રાજપુત્ર એવો તો શરમાઈ ગયો કે પૃથ્વી માર્ગ આપે તો તરતજ અંદર ઉતરી જાય.

પરલોકમાં માયાના ભોગ અને ઈંદ્રિયોના રસ એવાજ મલિન જણાશે, અને સ્થૂળ ભોગની પ્રીતિ શેષ રહી હશે તોપણ મહા દુર્ગંધીનો યોગ અનુભવવો પડશે.

આ સંસારમાં પણ વિષયી મનુષ્ય નિર્લજતા અને દુ:ખ ભોગવે છે, પણ પરલોકમાં તેને જે દુ:ખ ભોગવવું પડે છે, તેની આગળ આ તો લેશ માત્ર છે.

જે સંતજનનો ઉપદેશ સાંભળતો નથી, અને જેનું હૃદયરૂપી દર્પણ પાપરૂપી મેલથી મલિન છે; તેનું હૃદય પરલોકમાં અંધ રહે છે, અને તે સર્વદા પશ્ચાત્તાપ કરે છે.

જેમ અંધારી રાતે તું ઘણાં લોકો સાથે વનમાં જવા નીકળ્યો હોય; વનમાં પત્થરના ટુકડા ઘણા પડેલા હોય, પણ તે અંધારાને લીધે સ્પષ્ટ જણાય નહિ; સાથવાળા કહે કે આ પત્થરોની બહુ તારીફ સાંભળી છે, માટે લેવાય એટલા લો; એમ કહીને તે સર્વે યથાશકિત વીણી લે; પણ તું, તે કામ આવશે કે નહિ એમ શંકા કરી ખાલી હાથે ચાલ્યો જાય, અને સર્વને મૂર્ખ કહી તેમનું હાસ્ય કરે; એટલામાં સૂર્યોદય થાય એટલે એ બધા કંકર જવાહીર અને રત્નો જણાય, અને તે પણ ઘણાજ મહ્યવાન જણાય ત્યારે તારા સાથીઓ ઘણા પ્રસન્ન થાય, પણ તને ખાલી હાથે રહેવાથી અત્યંત પશ્ચાત્તાપ થાય. તારા સાથીઓ સર્વ ધનવાન થવાથી મહાન ઐશ્વર્ય ભોગવે, અને તું નિર્ધનતાથી ભૂખ્યો તરસ્યો રખડે. પછી જ્યારે તું તેઓ પાસે માગવા જાય, ત્યારે તેઓ કહે કે તું અમને હસતો હતો તો હવે તારે અમારી સાથે શું પ્રયોજન છે? આવી સ્થિતિમાં તું પશ્ચાતાપ કરી

દુઃખી થઈ બળે છે; તેમજ જે પુરૂષ ભગવત દર્શન નથી પામતા, તેમની અવસ્થા એવીજ થાય છે. આ સંસાર અંધારી રાત્રિમાં વનપ્રવાસ સમાન છે, જપ, તપ, ભજન આદિક સાધન રત્નરૂપ છે, અને આત્મસુખ સર્વ વસ્તુઓનો સાર તથા સર્વથી અધિક મૂલ્યવાન છે.

સૂક્ષ્મ અગ્નિનું દુઃખ સ્થૂળ અગ્નિથી વધારે છે; કારણકે સ્થૂળ શરીરમાં દુઃખ થાય, તે જ્યારે વૃત્તિ તેમાં જાય ત્યારેજ જણાય છે. શરીરને તે શિવાય દુઃખની ખબર પડતી નથી, પણ હૃદયમાં દુઃખ થાય તે ઘણું તીક્ષ્ણ છે. તે અંદરજ ઉત્પન્ન થાય છે, અને સર્વ દુઃખનું કારણ છે. શરીરના સ્વભાવને જે ઇષ્ટ લાગે, તેની પ્રાપ્તિમાં વિક્ષેપ થાય, કે દુઃખ ઉત્પન્ન થાય છે. શસ્ત્રાદિકથી તો એક અંગને પીડા થાય છે, પણ આ સૂક્ષ્મ અગ્નિ સર્વ અંગમાં પ્રસરે છે.

બાળકને કહીએ કે તું વિદ્યા ભણ, જો મૂર્ખ રહેશે તો તારા પિતાનું ઐશ્વર્ય તને નહિ મળે. બાળક આ વચનનો મર્મ સમજતો નથી; કારણકે પિતાનું ઐશ્વર્ય નહિ મળે તો શુ દુઃખ થશે તેની તેને ખબર નથી, તેથી વિદ્યાભ્યાસ કરતો નથી; પણ જો બાળકને એમ કહ્યું હોય કે વિદ્યાભ્યાસ નહિ કરે, તો તારા ગુરૂજી તને શિક્ષા કરશે. ત્યારે બાળક ભયથી વિદ્યાભ્યાસ કરે છે, છતાં બાળક વિદ્યાભ્યાસ ન કરે તો શિક્ષા પણ થાય, અને ઐશ્વર્ય પણ ન મળે. તેમજ આપ-

ખુદીને લીધે જે ભગવત માર્ગમાં નથી વિચરતાં તેને સ્થૂળ નર્ક પણ ભોગવવું પડે છે, અને ભગવતનાં દર્શન નહિ થવાથી જે અગ્નિ બાળે છે, તેનું દુઃખ પણ ભોગવવું પડે છે.

## [ ૫ ] સૂક્ષ્મદેશ.

તું એમ કહેશે કે માનસિકનર્ક અનુભવથી ઓળખાય છે, અને શાસ્ત્રો એમ કહે છે કે પરલોકની વાત **પ્રતીતિથી** ઓળખાય છે, પણ દૃષ્ટિથી જોવી સંભવિત નથી, તો આ બે વાત એકમેકથી વિરૂદ્ધ છે. એનો ઉત્તર એ છે કે એમાં વિરોધ કાંઈ નથી. એમાં ફેર એટલોજ છે કે કેટલાક પંડિતોની બુદ્ધિ ઈંદ્રિયાદિકદેશની બહાર જઈ શકી નહિ, તેથી તેમણે ચૈતન્યદેશને જાણ્યો નહિ; અને કેટલાક એવા થયા કે તેમણે પરલોક અને માનસિકનર્ક પ્રત્યક્ષ જોયાં, પણ ઘણા લોક માનસિક દુઃખને સમજી શકશે નહિ, એમ સમજીને તેઓએ તે પ્રસિદ્ધ કર્યું નહિ, કે વળી સમજાવનારની બુદ્ધિમાં એટલું બળ પણ ન હતું, કે અલ્પમતિ જીવને ચૈતન્યદેશનો ભેદ વચને કરીને હસ્તામળક કરી આપે. જેના ઉપર ભગવત કૃપા કરે, તેજ આ ભેદને જોઈ શકે છે, અને યુક્તિથી બીજાને પણ સમજાવી શકે છે. પણ એવા પુરૂષ દુર્લભ છે.

સ્થૂળનર્કના ભેદ શાસ્ત્રથી સમજાય છે, અને માનસિકનર્કનો અર્થ પોતેજ જાણી શકે છે. જે સ્થૂળદેશ

મૂકી સૂક્ષ્મદેશમાં જાય, તેને આ ભેદ સમજાય છે. એ સૂક્ષ્મદેશમાં પહોંચવાને ઘણી મજલ કાપવાની હોય છે; અને ત્યાં વ્યવહાર પણ ભિન્ન ભિન્ન હોય છે. પ્રથમ ઈંદ્રિયાદિકદેશ છે; બીજો સંકલ્પદેશ છે; ત્રીજો દેશ જગતની પ્રતીતિ છે, તે સંકલ્પનું કારણ છે, એને સ્થૂળબુદ્ધિ પણ કહે છે; ચોથો સૂક્ષ્મબુદ્ધિનો દેશ છે. જ્યારે જીવ સૂક્ષ્મદેશ વિષે પહોંચે છે, ત્યારે તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય છે.

ઇંદ્રિયાદિકદેશમાં આ જીવ પતંગ જેવો છે. જેમ પતંગ નેત્રના વિષય દીપક ઉપર આવી પડે છે, અને મૃત્યુને પામે છે, તેવી સ્થિતિ જીવની આ દેશમાં છે.

સંકલ્પદેશમાં જીવ પશુ જેવો છે. પશુ એક વાર લાકડીનો માર ખાધા પછી જેમ લાકડી જોઈને ભય પામે છે, તેમજ જીવ જ્યાં સુધી કોઈ પદાર્થથી દુ:ખી થતો નથી, ત્યાં સુધી તેનો ત્યાગ કરતો નથી; પણ એક વાર દુ:ખી થયા પછી તેને જોઈને ભાગે છે.

સ્થૂળબુદ્ધિદેશમાં જીવ ઘોડા કે બકરી જેવો છે; એટલે દુ:ખ પામ્યા શિવાય પણ દુ:ખદાયક પદાર્થોથી બીએ છે. જેમ સિંહને અગાઉ જોયો નથી, પણ અચાનક જ્યારે જુએ છે ત્યારે તેને જોઇને નાસે છે, અને પોતાના શત્રુ તરીકે તેને ઓળખે છે, પણ ઊંટ કે હાથીને મિત્ર

જાણી તેમને જોઇને નાસતાં નથી. તેમ જીવ, શત્રુ અ
મિત્રને સુગમતાથી ઓળખે છે, પણ તેના પરિણામ
જાણતો નથી. પરિણામ ચોથી અવસ્થામાં જાણે છે, અ
તે અવસ્થામાં પશુઓના પદને ઓળંગી જઈ એવા પદ
જુએ છે કે જ્યાં ઈંદ્રિયો અને સંકલ્પ પહોંચી ન શ
એ સ્થિતિમાં જેનાથી દુઃખ થાય તેનાથી ડરે છે. ક્રિયા
ભેદને સમજે છે, અને નિત્યાનિત્યનું યથાર્થ જ્ઞાન થાય

ઇંદ્રિયાદિક વ્યવહારની ક્રિયા પૃથ્વીપર ચાલવા જે
છે. સંકલ્પદેશની ક્રિયા નૌકામાં બેસી નદીની મુસાફ
કરવા જેવી છે. નૌકામાં બેસતાં બાળક ડરે છે, પણ મોટ
ભય લાગતો નથી; સ્થૂલબુદ્ધિદેશની ક્રિયા તરવા જેવી
તે વિદ્યા જેને આવડે તે તરી શકે, અને ચોથા સૂક્
બુદ્ધિદેશમાં ફરવું, તે મેઘમંડળમાં ઊડવા સમાન છે.
વીરલા પુરૂષજ ત્યાં ઊડી શકે છે.

જ્ઞાનવાન અને સંતનું પદ એથી પણ પર છે.
મહદાકાશમાં ઊડવા સમાન છે, અને તેથીજ તે પર
કહેવાય છે.

## [૬] નાસ્તિક.

કેટલાક પરલોકની ગતિ પોતાની બુદ્ધિથી જોઈ શ
નથી, અને સંતજનો પર પ્રીતિ નહિ હોવાથી તે
વચનમાં સંશયયુક્ત રહે છે, અને એમ માને છે કે ?

ભય દેખાડવા માટે નર્ક, અને લાલચ માટે સ્વર્ગ કલ્પેલાં છે. વાસ્તવિક તો સ્વર્ગ-નર્ક કાંઇજ નથી. તેઓ શાસ્ત્રની મર્યાદામાં રહેનારને મૂર્ખ અને મર્યાદાની રશીથી બંધાએલો માને છે. આવા શ્રદ્ધા વગરના મનુષ્યને ઉપદેશ થઇ શકતો નથી તેથી નાસ્તિકને ઉપદેશ કરવાની સંતપુરૂષોએ મનાઈ કરેલી છે.

પણ જો કોઈ એમ પ્રશ્ન કરે કે પરલોકની ગતિ સત્ય છે, પણ ઘણી દૂર છે, તેથી પ્રગટ ભોગોનો ત્યાગ કરી પોતાનું આખું આયુષ્ય વૈરાગ્યના દુ:ખમાં શા માટે કાઢવું? તો તેને એમ કહેવું કે જેમ તું ભોજનની તૈયારી કરતો હોય, તે વખતે તને કોઈ સંશય ઉત્પન્ન કરે, કે એમાં તો સર્પે મોં ઘાલ્યું છે; તો જોકે તું જાણે છે કે કદાચ આ વાત જૂઠી પણ હોય, છતાં તું તે ભોજનનો અવશ્ય ત્યાગ કરે છે; કારણકે તું જાણે છે કે મૃત્યુ કરતાં ભૂખનું દુ:ખ હજાર ગણું સારૂં. તેમજ હજારો સંતજનો, આચાર્યો અને મહાપુરૂષોનાં વચન આગળ નાસ્તિક માણસનું વચન તુચ્છ જાણી જીજ્ઞાસુ મનુષ્યો સંતના વચનપર પ્રતીતિ લાવી સ્થિર થાય છે. પરલોકના દુ:ખ આગળ વૈરાગ્યનું દુ:ખ તુચ્છ છે. આ જગતમાં જીવવું તો અલ્પકાળ છે, અને પરલોકની અવસ્થાનો અંત નથી. વહાણમાં બેસીને દેશાંતર જવાય છે, વગેરે ક્રિયાઓ જેમ અનુમાને કરીને મનાય છે; તેમજ

પરલોકને પણ તું અનુમાન માત્રજ માને, તોપણ ત્યાંના દુઃખનું નિવારણ કરવા માટે ધૈર્યથી વૈરાગ્યાદિકે દુઃખનો અંગિકાર કર. અલી નામના એક સંત આગળ કોઈ નાસ્તિક કહેવા લાગ્યો, કે પરલોકનું સુખદુઃખ અનુમાન માત્ર છે, સત્ય નથી. ત્યારે અલી સંતે તેને જવાબ દીધો કે જો તારૂં કહેવું સત્ય હશે તો તું અને હું બન્ને મુક્ત થઈશું, પણ જો મારૂં વચન સત્ય હશે તો હું મુક્ત થઇશ, અને તું ચીરકાલ દુઃખી થઈશ. અલી સંતને પરલોક વિષે કંઈ શંકા ન હતી.

## સૂચના.

તારૂં, ભગવાનનું, માયાનું અને પરલોકનું સ્વરૂપ તેં હવે જાણ્યું, ભગવાનનું દર્શન તેમજ જ્ઞાન એ બન્ને પરમ પુરૂષાર્થ છે, એમ જાણ્યું. તો હવે જે પ્રકારે ભગવત ભજન કરવું જોઇએ, અને જે પ્રકારે ભગવતની આજ્ઞા માનવી જોઇએ, તે હવે સાંભળ. પ્રથમ, ભગવતભજન અને સત્કર્મમાં સ્થિત થવું; બીજું, પોતાના શરીરની સર્વ ક્રિયા વિચારની મર્યાદાથી કરવી; ત્રીજું, પોતાનું ચિત્ત મલિન સ્વભાવોનો ત્યાગ કરી શુદ્ધ કરવું; અને ચોથું, પોતાનું હૃદય ભલા સ્વભાવોથી સુંદર બનાવવું.

---

# પ્રકરણ ૨.

## ભગવત પ્રતીતિ.

---

[૧]



ભગવત એક છે, એનો અર્થ ચિત્તમાં બરાબર સમજી એમાં એવી પ્રતીતિ કરવી, કે જેમાં ભ્રમ કે શંકાનો કિંચિત્ પણ પ્રવેશ ન થાય. સદ્ધર્મના મૂળને માટે એટલી પ્રતીતિ રાખવી બસ છે.

આ વિદ્યાનો અભ્યાસ કરવો અને નિશ્ચયાત્મક બુદ્ધિ થતાં સુધી પ્રશ્નોત્તર કરવા, એ સર્વ કોઇથી બને નહિ, તેથી સંતજનોએ સાચા હૃદયથી દૃઢ પ્રતીતિ રાખવાનો ઉપદેશ કર્યો છે. પ્રશ્નોત્તર કરી લોકોના સંશય જે દૂર કરે છે, તે સાચા પંડિત છે, અને તેઓ સંસારી જીવોની પ્રતીતિની રક્ષા કરે છે.

તને અને આખા વિશ્વને ઉત્પન્ન કરનાર ભગવાન છે, અને તે એકજ છે. તે કોઇના જેવો નથી, અને તેના જેવું સામર્થ્યવાન કોઇ નથી.

તે અનાદિ અને અવિનાશી છે, અને સર્વ કાળ વિષે સત્યસ્વરૂપ છે. કદાપિ એનો અંત નથી. સર્વ પદાર્થની

સ્થિતિ એને આશ્રિત છે, પણ એની સ્થિતિ કોઈને આશ્રિત નથી. એ પોતે પોતામાં સ્થિત છે. એનું સ્વરૂપ સર્વથી નિર્લેપ છે. એનું કારણ કોઈ નથી, તેમ એને કાર્ય પણ કહી શકાતું નથી. એ શરીરથી રહિત છે. એના સ્વરૂપ જેવો જગતમાં કોઈ આકાર કે દૃષ્ટાંત નથી. એ રૂપ રંગથી વિલક્ષણ છે. સંકલ્પ અને બુદ્ધિમાં આવે એવા સર્વ પદાર્થ એના ઉત્પન્ન કરેલા છે, અને એ ઉત્પન્ન કરેલી વસ્તુઓથી એનું સ્વરૂપ ભિન્ન છે. એને વિષે વધવું-ઘટવું નથી; વધવું-ઘટવું ઈત્યાદિ સર્વ શરીરના સ્વભાવ છે. એ શરીરથી રહિત છે, તેથી એને કોઈ સ્થાનમાં પણ કહી શકાતો નથી, તેમ એના સ્વરૂપને કોઈ સ્થાનની અપેક્ષા પણ નથી; અને કોઈ સ્થાન એને ગ્રહણ કરવાવાળું પણ નથી. સર્વ સૃષ્ટિ દેવોને આધીન છે, અને સર્વ દેવો એને આધીન છે. વૈકુંઠ અને વૈકુંઠવાસી સર્વ એની શક્તિને આશ્રિત છે. ભગવત, સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને અંતમાં એક રૂપેજ હોય છે. સૃષ્ટિથી નિર્લેપ છે, છતાં બુદ્ધિથી જાણી શકાય છે. પરલોકમાં દેહાદિક અભિમાન દૂર થાય, ત્યારે એનાં દર્શન થાય છે, પણ એનું દર્શન સ્થૂળ દર્શન જેવું નથી. એ સમ્પૂર્ણ સમર્થ છે. એના જેવું કોઈ નથી, તેમ એનો વિરોધી પણ કોઈ નથી. પોતાના જ્ઞાનથી એ સર્વ પદાર્થનો જ્ઞાતા છે. એના જ્ઞાનનો અંશ સર્વ પદાર્થમાં ભરપૂર છે.

સર્વ કોઇ એની ઇચ્છા અને આજ્ઞાને આધીન છે. સ્થૂળ-સૂક્ષ્મ, લઘુ-દીર્ઘ, વિધિ-નિષેધ, પુણ્ય-પાપ, લાભ-હાનિ, સુખ-દુઃખ, રોગ-આરોગ્ય, ધન-નિર્ધનતા એ સર્વ ભગવાનની આજ્ઞા વિના કદી વર્તમાન ન હોઈ શકે. એની આજ્ઞા સર્વથા એવી પ્રબળ છે, કે કોઈ અન્યથા કરી શકેજ નહિ. એ સર્વ જુએ છે. એની દૃષ્ટિમાં તમ અને પ્રકાશ સમાન છે. એનું જોવું-સાંભળવું, તે વિચાર કે ચિંતવનથી નથી. એણે વચન કહ્યાં છે, તે રસના, અધર, દાંત અને કંઠથી નથી કહ્યાં. જેમ જીવના મનમાં કોઈ વાર્તાનો સંકલ્પ સ્ફૂરે, તેમાં શબ્દ કે અક્ષર નથી હોતા, તેમ ભગવતનાં વચન એથી પણ સૂક્ષ્મ છે. તેથી સંતજનોના હૃદયમાં જે આકાશવાણી થાય છે, તે સર્વ ભગવાનનાં વચન છે, અને તે પરાવાણીથી ઉત્પન્ન થઈ સંતજનોનાં મૂખથી જગતમાં પ્રગટે છે. એ વચન ભગવતનો નિર્મળ સ્વભાવ છે. તેમનો સ્વભાવ અનાદિ અને અવિનાશી છે. ભગવાનના જ્ઞાનનું પ્રતિબિંબ જીવની બુદ્ધિમાં ભાસે છે, અને સર્વ જીવની રસા વિષે તેની સ્તુતિ થાય છે, પણ એ જાણવાવાળી જે બુદ્ધિ, તે તેણે ઉત્પન્ન કરેલી છે. સ્મરણ પણ તેણેજ ઉત્પન્ન કરેલું છે. જેનું સ્મરણ કરીએ છીએ તે અનાદિ છે, તેમજ તેનાં વચન, જે તેમનો સ્વતઃ સ્વભાવ છે, તે પણ અનાદિ છે. પણ જીવના હૃદયમાં તે

ગુપ્ત રીતે રાખ્યો છે, તેને રસના ઉચ્ચારે છે, અને તે કાગળની પોથીમાં લખાય છે. એણે હૃદય ઉત્પન્ન કર્યું છે, પણ વચનનાં ગુપ્ત સ્વરૂપ અનાદિ છે. વેદમાં અક્ષર, શબ્દ વગેરે ઉત્પન્ન કરેલા છે, પણ તેમાં જે ભેદ છે, તે ઉત્પત્તિ રહિત છે. અનાદિ છે. જગતની જે રચના મન અને ઇંદ્રિયો વડે દેખાય છે, તે સર્વ ભગવાનની કારીગરી છે, અને તે કારીગરી સર્વ અંગોએ પૂર્ણ બનાવી છે. એમાં કંઈ શંકા થાય, કે આમ ન બનાવવું જોઈતું હતું, તો તે મૂર્ખતા છે, એવા ભ્રમ એનો ભેદ નહિ સમજવાથીજ થાય છે. કોઈ અંધ મનુષ્ય કોઈના ઘરમાં જાય. ત્યાં સર્વ સામગ્રી પોતપોતાના સ્થાન પર રાખી હોય, છતાં તેને ઠોકર લાગવાથી પડી જાય, એટલે કહે કે એ વસ્તુ માર્ગમાં મૂકવી જોઈતી નહતી, પણ તે એમ નથી સમજતો કે હું પોતેજ માર્ગ ભૂલ્યો છું. આ પ્રમાણે ભગવતે પણ સૌ યથાર્થ બનાવ્યું છે, તેમાં અનુમાન કરવું તે અયોગ્ય છે. યથાર્થ ભેદનું જ્ઞાન થવા દુઃખ, રોગ, નિર્ધનતા વગેરે ભગવતે રચ્યાં છે. જેવી જેની કરણી હોય તેવાં ફળ તેને મળે છે.

પરલોકમાં જવાનો માર્ગ ઘણોજ કઠણ છે. ત્યાં એક પુલ છે, તે વાળથી પણ સૂક્ષ્મ અને તલવારથી પણ તીક્ષ્ણ છે. જે વિચારની મર્યાદામાં દૃઢ છે, તે એ પૂલપર

સહેલાઈથી ચાલ્યા જાય છે. અને જે વિચારની મર્યાદાનો ત્યાગ કરી યથેચ્છ વર્તન કરનાર છે, તે નર્કમાં પડી જાય છે. કર્માનુસાર સર્વ જીવને ફળ ભોગવવાં પડે છેજ.

## [૨] પવિત્રતા.

ભગવતે કહ્યું છે કે "જેવા મને વિરક્ત પ્રીય છે, તેવાજ પ્રીય પવિત્ર જીવ પણ છે." આ પવિત્રતા શરીર કે વસ્ત્રની નથી. જે પવિત્રતા જળથી થાય છે, તે અતિ સ્થૂળ છે.

પવિત્રતા ચાર પ્રકારની છે. એક જીવાત્માની પવિત્રતા. તેનો અર્થ એ છે કે અનાત્મ પદાર્થથી ભિન્ન થઈ, સર્વ પદાર્થોનું વિસ્મરણ કરી, ભગવત્ સ્વરૂપમાં ચિત્ત લીન કરવું. આ અવસ્થા મહાપુરૂષોની છે.

બીજી હૃદયની પવિત્રતા છે. એનો અર્થ એ છે કે મલિન સ્વભાવોથી દૂર થવું. ઈર્ષ્યા, અભિમાન, પાખંડ, તૃષ્ણા વગેરે બુરા સ્વભાવોનો ત્યાગ કરી, નમ્રતા, સંયમ, ત્યાગ, ધૈર્ય ઈત્યાદિ શુભ સ્વભાવોનું પાલન કરવું.

ત્રીજી પવિત્રતા, સર્વ ઇંદ્રિયોને પાપોથી દૂર રાખી, તેમનો સંયમ કરી, સંતજનોની આજ્ઞામાં રાખવી. આ પવિત્રતા સાત્વિક મનુષ્યની છે.

ચોથી પવિત્રતા વસ્ત્રો, શરીર વગેરેને શુદ્ધ રાખવાની છે. આ સ્થૂલ પવિત્રતા તો સર્વત્ર પ્રસિદ્ધજ છે.

સર્વદા શરીરની પવિત્રતામાંજ લાગ્યા રહેવું, એ મહા અધમતા છે; કારણ કે તે સુગમ છે, તેથી મન પણ પ્રસન્ન રહે છે, અને સર્વ કોઇ એને પવિત્ર માને છે.

મનની પવિત્રતામાં સ્થૂળ સુખ મળતું નથી, તેમ બીજા એને જાણી શકતા પણ નથી. એ સૂક્ષ્મ છે, અને એને ભગવતજ માત્ર જાણે છે; તેથી તેનાં પર મનુષ્યની પ્રીતિ નથી થતી, એટલે સાધારણ મનુષ્યો એને કષ્ટસાધ્ય જાણે છે. આમ છતાં શરીરની પવિત્રતા યુક્તિથી કરે તો તે યોગ્ય કહેવાય. પ્રથમ યુક્તિ એ છે કે તેને માટે જેટલી શુભ ક્રિયા છે, તેનો ત્યાગ ન કરે. જેમકે વિદ્યાભ્યાસ કરવો, સંતજનોનાં વચનો વિચારવાં, શરીર અને સંબંધીજનો માટે શુદ્ધ આજીવિકાનો ઉદ્યમ કરવો, કોઈ પાસે કંઈ યાચના ન કરવી, વગેરે. આવાં કામોનો ત્યાગ કરી નાહવા ધોવામાં અધિક વખત ન ગુમાવવો જોઇએ. બીજી યુક્તિ એ છે કે કપટ અને અભિમાનથી પોતાને બચાવવો. જેની વૃત્તિ બાહ્યશૌચ પર ઘણી છે, તે સ્વાભાવિક પોતાને મોટો પવિત્ર સમજે છે, અને તેથી અભિમાની થઈ જાય છે. અકસ્માત કંઈ ખરાબ પદાર્થપર તેનો પગ પડે, તો બીજાની નિંદાનો ભય રાખે છે.

સ્થૂળ પવિત્રતાની કીર્તિના દંભથી બુદ્ધિ નાશ પામે છે. દંભ અને કપટનો ત્યાગ કરવા માટે સ્થૂળ પવિત્રતાનો

ત્યાગ કરવો સારો છે. ત્રીજી યુકિત એ છે કે સર્વદા અધિક સંશયમાં આસક્ત ન થવું. ચોથી યુકિત એ છે કે જે પવિત્રતાથી બીજાને દુઃખ થાય તેનો અવશ્ય ત્યાગ કરવો; કારણ કે જીવોને દુઃખવવા એ મહાપાપ છે. સ્થૂળ પવિત્રતાના ત્યાગમાં કંઈજ પાપ નથી. જેમ કોઈ મિત્ર ભેટવા ઈચ્છતો હોય, તેનો અનાદર કરીએ તો તે પાપ છે. મિત્રને ભાવથી ભેટવું એ સહસ્ત્ર પવિત્રતાથી વિશેષ છે, કોઈ આપણા આસનપર પગ મૂકે, કે વાસણમાંથી પાણી લે, તો ગ્લાનિ નહિ લાવવી, અને તેનો નિરાદર પણ કરવો નહિ. કઠોર વચન સામાનું હૃદય દુભવે છે, તેથી એવી પવિત્રતા પાપરૂપ છે. એવી ક્રિયાથી અભિમાન આવે છે, અને એમ લાગે છે કે લોકોપર જાણે પોતે ઉપકાર ન કરતો હોય! એવાનું હૃદય ક્રોધ અને અભિમાનથી અપવિત્ર થઈ જાય છે. શરીરશુદ્ધિ કરતાં હૃદયશુદ્ધિ અધિક આવશ્યક છે. પાંચમી યુકિત એ છે કે જેમ શરીર શુદ્ધ રાખવું, તેમ આહાર, વ્યવહાર અને વચન પણ શુદ્ધ રાખવાં; કારણકે એ શુદ્ધતા વાસણ અને શરીરની શુદ્ધતાથી અધિક છે. કોઈ મનુષ્ય હાથપગ ઘણા ધુએ, પણ ભૂખ વિના ખાય, તો તે અણસમજણ છે; કારણકે ભૂખ વિના ખાવું, એ અપવિત્રતા છે. પછી હાથપગ ધુએથી શું! છઠ્ઠી યુકિત એ છે કે પવિત્રતાની ક્રિયામાં એવો આસક્ત ન

થાય કે જેથી બીજા કાર્યની હાનિ થાય. જેમકે પોતે નાહવાધોવામાં રોકાઈ જવાથી, બીજાને આશા આપી હોય તેને, વખત ન મળવાથી ચીરકાળ પર્યંત આશામાં રાખે અને તેથી તે દુઃખી થાય, તો એ પવિત્રતા નિંદ્ય છે પોતાની આજીવિકા અને ઉત્પન્ન પ્રમાણે બીજાનું કાર્ય અવશ્ય કરવું જોઇએ. આવી રીતે સ્થૂળ અને સૂક્ષ્મ પવિત્રતાને ભેદ સમજવો, અને સૂક્ષ્મપવિત્રતા વિષે અધિક પુરૂષાર્થ કરવો

## [૩] દાન.

ઇંદ્રિયનિગ્રહ એ ભજનનું શરીર છે, અને હૃદયની એકાગ્રતા એ ભજનનો જીવ છે. જેમ જીવ વિના શરીર વ્યર્થ છે, તેમ એકાગ્રતા વિના ભજન મૃતક સમાન છે તેજ પ્રમાણે દાનનું પણ સમજવું. દાન દેવાનાં તાત્પર્ય ત્રણ છે એક તો ભગવતપ્રીત્યર્થે દાન કરવું. પોતે તેમ કરે છે તે પરીક્ષા અવશ્ય કરવી જોઈએ. પરીક્ષા શિવાય અભિમાન કરવું વ્યર્થ છે. એની પરીક્ષા એ છે કે પ્રીયતમ વસ્તુ ભગવત પર ઓવારી દેવી. જીવમાત્રને ધન અધિક પ્રિય હોય છે, એટલે પરીક્ષા કરવા ધનનો ઉપયોગ કરવો. આથી હૃદય વિષે ભગવાન પરની પ્રીતિની પરીક્ષા થાય છે. એમાં પણ ત્રણ પ્રકાર છે. કેટલાક પુરૂષ એવા હોય છે કે પોતાનું સર્વસ્વ ભગવત ઉપર ઓવારી નાંખે છે. તે તો દશાંશ દાન દેવું તેને કૃપણતા માને છે અને સર્વ ત્યાગનેજ ઉત્તમ માને છે. એક વખત અબૂચા

સદ્દીક નામના સંત પોતાનું સર્વ ધન લઈ કોઈ મહા પુરૂષને શરણે આવ્યા, મહાપુરૂષે તેમને પૂછ્યું કે તમારા સંબંધીઓ માટે શું રાખી આવ્યા છો? ત્યારે તેમણે જવાબ આપ્યો કે "ભગવત સર્વ જીવને પાળે છે, તે તેમને મારા કરતાં વધારે પાળશે." ઉંમર નામના બીજા સંત તે મહાપુરૂષ પાસે ધન લઇને આવ્યા, તેમને પણ એજ પ્રશ્ન કર્યો? ત્યારે ઉંમરે જવાબ દીધો કે જેટલું અહીં લાવ્યો છું, તેટલું સંબંધીઓ માટે રાખ્યું છે. ત્યારે મહાત્માએ કહ્યું કે ધનના ત્યાગમાં તમારામાં અને અબૂચક્રમાં જેવા ભેદ છે, તેવાજ ભેદ તમારી બેની અવસ્થામાં છે. બીજી જાતના મનુષ્ય એવા છે કે એકી વખતે બધું આપી દેવાનું સામર્થ્ય તેમનામાં નથી, તેથી ધન સંગ્રહ કરે છે, પણ સંબંધી અને અભ્યાગતને તેઓ આપી શકે છે. જેવી રીતે કુટુંબીઓને પાળે છે, તેવીજ રીતે તેઓ પ્રીતિ સહિત અને ઉદારતાથી અભ્યાગતને પાળે છે. ત્રીજી જાતના પુરૂષ એવા છે કે ભગવત નિમિત્ત તેઓ દશાંશ આપે છે, અને તે પ્રભુની આજ્ઞા જાણી પ્રસન્ન થઇને આપે છે. વળી આપવામાં તે પોતાનો ઉપકાર નથી સમજતા, પણ તેમાં પોતાનું હીત માત્ર સમજે છે. આ અવસ્થા કનિષ્ટ છે; પણ જે દશાંશ પણ આપી શકતા નથી, તેમને ભગવતમાં લગાર પણ પ્રીતિ નથી, એમ સમજવું.

બીજું તાત્પર્ય એ છે કે દાન દેવાથી કૃપણતારૂપી મળ દૂર થાય છે, અને હૃદય શુદ્ધ થાય છે. ભગવતની સમીપ જવામાં કૃપણતા પડળ સમાન છે. સંત મહાત્માઓએ તો દશાંશનો અંગિકાર કરવો પણ અયોગ્ય છે; કારણ દશાંશ દાન ધનની રક્ષા માટે છે, તેથી તે અતિ મલિન છે.

ત્રીજું તાત્પર્ય એ છે કે દાન દેવાથી ભગવતનો ઉપકાર ફેડાય છે; દાન દેવાથી ધન આલોક અને પરલોક બેઉમાં સુખનો હેતુ થાય છે. જ્યારે દયાળુ પુરૂષ અન્યને નિર્ધનતાથી દુઃખી જુએ છે, ત્યારે વિચાર કરે છે કે આ પણ ભગવાનનો જીવ છે, અને હું પણ એવાજ જીવ છું. ઇશ્વરે મને સુખી બનાવ્યો છે, તો મારે એના પર દયા કરવી યોગ્ય છે; કારણ કે ઇશ્વર આ મારી પરીક્ષા કરતા હોય! રખેને હું ચેતું નહી; અને તેમ થતાં હું નિર્ધન થાઉં, અને એને પ્રભુ સુખી કરી મને એને આધીન કરે તો મારૂં શું બળ ચાલે!

દશાંશ આપવામાં વિલંબ ન થવો જોઇએ. એમાં ત્રણ લાભ છે. એક તો ઉદારતાની રૂચી થાય છે. દશાંશ ન આપે તો પાપી થાય છે, તેથી પાપની બીકથી આખરે દાન કરે તેનું ફળ ભગવત પ્રીતિ નથી. બીજો લાભ એ છે કે શીઘ્ર દાનથી અર્થીઓનું મન પ્રસન્ન થાય છે, તેથી તે આશીષ દે છે. અર્થીની આશીષ અવશ્ય ફળે છે. ત્રીજો

લાભ એ છે કે વિઘ્નોથી બચી જવાય છે. અચાનક સંકટ આવવાથી દાન દેવાનું સામર્થ્ય ન રહે, તો પૂણ્ય કર્મથી અપ્રાપ્ત રહે છે, તેથી શીઘ્રદાન ઉત્તમ છે. દાન દેવાની રૂચી થાય એ ભગવત કૃપા જાણવી. મનુષ્યને બુરા સંકલ્પ દબાવે નહિ, તે માટે શીઘ્રદાન આવશ્યક છે.

બીજી યુક્તિ એ છે કે દાન ગુપ્ત આપવું. આથી દંભ અને કપટથી દૂર રહેવાય છે. દાન આપનાર બીજાને કહી બતાવે તો તેનું દાન વ્યર્થ જાય છે. તેથી જ્યારે કોઈ નેત્રહીનને એક મહારાજ કંઇ આપતા ત્યારે બોલતા પણ નહિ; કારણ કે બોલવાથી આપનાર ઓળખાય છે; અથવા નિર્ધન પુરૂષ ઊંઘમાં હોય તો તેના વસ્ત્રમાં બાંધી આપતા, તેમજ કોઈ અર્થીને દૂરથી આવતો દેખે તો તેના માર્ગમાં નાંખી દેતા, અથવા બીજાને હાથે અપાવતા.

કૃપણતા વીછુ જેવી, અને દંભ મહા અજગર સમાન છે. એ બેઉને દૂર કરવાનું સાધન ગુપ્તદાન છે.

જેણે દંભને દૂર કર્યો હોય, તે પ્રત્યક્ષ આપે તેનો વાંધો નહિ; કારણકે બીજા તેનું જોઈને દાન કરવાનું શીખે છે.

દાન દેતી વખતે કઠણ વચન બોલે અથવા અર્થીને ક્રૂર દૃષ્ટિથી જુએ, તો દાન નિષ્ફળ જાય છે. આમ થવાનાં બે કારણ છે. જેને ધન ખર્ચવું કઠણ લાગે છે, તેને દાન

આપતી વખત ક્રોધ ઉપજે છે, અને તેથી કઠોર વચન કહે છે; પણ એ મૂર્ખતા છે. દાન આપીએ, તે એક દામ આપી સો દામ લેવાના છે, છતાં પણ આપતી વખતે સંકોચ થાય, એ મૂર્ખતાની નિશાની નહિ તો તો બીજું શું! દાન દેવાથી સુખ થાય છે, એ વચન પર જેની પ્રતીતિ હોય, તેને દાન આપવું કઠણ લાગતું નથી. જે મૂર્ખ હોય તેજ એમ માને કે હું ધનવાન છું, અને આ નિર્ધન છે; પરંતુ તેણે એમ જાણવું જોઈએ કે પરલોકમાં એ સુખી થશે, અને હું દુઃખી થઈશ. નિર્ધન દીન હોય છે, અને પ્રભુ દીનદયાળ હોવાથી તેના પર દયા રાખે છે, અને ધનવાન અભિમાની હોય છે તેથી તેના પર પ્રભુની દયા નથી હોતી. વળી ધનવાનને આ જગતમાં પણ દુઃખજ હોય છે, કારણકે વ્યવહારમાં વિક્ષેપ અને ચિંતા ચાલુજ હોય છે. વળી દાન આપવું એ ધનવાન પર એક દંડ છે. જો તે ન આપે તો પાપી ગણાય છે.

જેને દાન આપવું, તેના પર પોતાનો ઉપકાર ન સમજવો. ઉપકાર થયો ક્યારે મનાય કે જ્યારે મનમાં એમ જાણે કે મેં એને બહુ ભારે દાન આપ્યું, અને તેથી એ મારે આધીન છે; પણ આમ સમજવું એ મૂર્ખતા છે. એથી ચિત્ત વિષે અભિમાન દૃઢ થાય છે, અને એવી ઇચ્છા થાય છે કે આ અર્થી પુરૂષે દાનના બદલામાં મારી સેવા

અને મારૂં સન્માન કરવું જોઈએ; પણ જ્યારે અર્થી તેમ નથી કરતો, ત્યારે તેના ચિત્તમાં રોષ થાય છે, અને મનમાં એમ માને છે કે મારો ઉપકાર વ્યર્થ ગયો; પરંતુ ખરો વિચાર કરીએ તો અર્થી પુરૂષ દાન અંગિકાર કરી તેના ઉપર ઉપકાર કરે છે; કારણકે તેને નર્કના અગ્નિથી બચાવે છે, તથા તેના કૃપણપણાનો મળ ધુએ છે. સંતજનોનાં વચન છે કે દાનનું ફળ ભગવત આપે છે, તેથી દાન લેનારે તો આપણા ઉપર ઉપકાર કર્યો, એમ માનવું જોઇએ. આ કારણથીજ જેમને ભગવતપ્રીતિ પ્રાપ્ત કરવી હોય, તેમણે અભ્યાગતનું સન્માન કરવું, અને દાન અંગિકાર કરવાની પ્રાર્થના કરવી, પરંતુ બદલા તરીકે તેમની આશીષ મેળવવા જેટલી પણ આશા ન રાખવી.

છઠ્ઠી યુક્તિ એ છે કે દાનનો પદાર્થ નિર્દોષ અને ઉત્તમ હોવો જોઈએ. પાપથી મેળવેલો પદાર્થ ભગવતને માટે આપવો નહિ. જેમ કોઈ પ્રીયતમ આપણે ઘેર આવે, તેને હલકી વસ્તુ આપીએ એ હાંસીકારક છે, તેમજ નીચ અને મલિન વસ્તુ ભગવતને માટે આપવી, અને ઉત્તમ વસ્તુનો ઉપયોગ પોતે કરવો, એ મહા પાપ છે. એમાં શ્રદ્ધાનું ચિહ્ન નથી; કારણકે તે ગ્લાનિ સાથે અપાય લેવાય છે.

દાન અધિકારીને આપવું જોઈએ. ઉત્તમ અધિકારીને પરલોકના માર્ગની ચિંતા હોય છે, અને તેણે માયાનો

વ્યવહાર ત્યાગ કર્યો હોય છે; તેથી વૈરાગ્યવાન પુરૂષનું અન્નવસ્ત્રાદિકથી પૂજા કરવી એ સર્વોત્તમ છે; કારણકે જ્યાં સુધી એની ઇંદ્રિયો બળવાન હોય છે ત્યાંસુધી તે ભજનમાં દૃઢ હોય છે, તેથી તેમની સેવા કરનાર પણ તેમના ભજનમાં ભાગીદાર બને છે.

ધનવાન પુરૂષોએ સર્વદા સાત્વિક પુરૂષોની સેવામાં નિમગ્ન રહેવું જોઈએ; કારણકે સાત્વિકજનો સર્વદા ભજનમાં મગ્ન રહે છે, તેથી કોઈ વસ્તુની તેમને અપેક્ષા રહે તો તેમના ભજનમાં વિક્ષેપ પડે. આપણે વ્યવહાર ત્યાગ કરી ચિત્ત એકાગ્ર કરવાનો પ્રયત્ન કરીએ તેના કરતાં એવા પુરૂષોની સેવા ઉત્તમ છે. એક ધનવાન પુરૂષ કહેતો કે હું વ્યવહારમાં રહી સાત્વિક પુરૂષની સેવા કરીશ, તો તેમની સાથે બીજા અનેક મનુષ્યો ભજનમાં સામેલ થશે, તેથી અનેક જીવોને લાભ થશે; મને એકને લાભ થાય તેના કરતાં તે હું વિશેષ માનું છું. આ વચન એક સંતે સાંભળ્યું ત્યારે તેમણે કહ્યું કે આવી માન્યતા, એ મહાન પુરૂષનું લક્ષણ છે. થોડા વખત પછી તે ઉદારચરિત્ પુરૂષ નિર્ધન થઈ ગયો, ત્યારે એક સંતે તેને ધન મોકલાવ્યું, અને કહાવ્યું કે આનો અંગિકાર કરી તમારો વ્યવહાર ચાલુ રાખો, કારણકે તમારા જેવા વ્યવહાર કરે, તેમાં કંઈ ગેરવ્યાજબી નથી.

બીજા અધિકારી વિદ્યાભ્યાસ કરનારા છે. તેમને દાન દેનાર વિદ્યામાં ભાગીદાર થાય છે.

ત્રીજા અધિકારી જે નિર્ધનતા ગુપ્ત રાખી, અજાચકવ્રત રાખે છે, તે છે.

અને ચોથા અધિકારી તે છે કે જેનું કુટુંબ મોટું હોય, અને ઉત્પન્ન કમી હોય, અથવા જેઓ શરીરે રોગી હોય. જેટલી જેને જરૂર તેટલું દાન તેને આપવામાં વધુ ફળ સમાયલું છે.

દાન આપવા માટે મોટા કુળવાન કે મોટા મહંતને શોધવા નહિ, પણ ઉત્તમ અધિકારીનેજ શોધવા.

દાન લેનારે એવી ઇચ્છા રાખવી કે વ્યવહારના નિભાવ પૂરતું અંગિકાર કરી, પછી આખો વખત ભજનમાં રહેવાય તો સારૂં; અને ભગવતનો ઉપકાર માનવો, કે તેણે ઉદાર ધનવાનો ઉત્પન્ન કર્યા છે, તેથી મારા ભજનમાં વિક્ષેપ આવતો નથી. જેમ રાજાની કોઈના ઉપર પ્રીતિ થાય, તેને પોતાની સેવામાં પોતાની સમીપ રાખે છે, એટલે સઘળી પ્રજા તેના સેવક બની સેવા ઉઠાવે છે, જેથી તે આરામમાં રહી રાજાની સેવા ઉત્તમ પ્રકારે કરી શકે છે; તેજ પ્રમાણે એકનિષ્ઠાથી ભગવતભજન કરનારની સેવા આખું જગત ઉઠાવે છે. દાન લેનારે બીજું એમ જાણવું કે દાન મળે છે તે ભગવતની પ્રેરણાથીજ મળે છે, તેથી પ્રભુનો ઉપકાર

માનવો, અને દાન આપનારનું ભલું ઇચ્છવું. વળી દાન લેનારે થોડું મળે તોપણ તે અલ્પ ન ગણતાં અધિક માનવું, અને દાન આપનારે પોતે ગમે તેટલું દાન કરે તોપણ તે અલ્પજ સમજવું. ત્રીજું દાન લેનારે એ પણ અવશ્ય યાદ રાખવું, કે અશુધ્ધ દાનનો અંગિકાર ન કરવો, એટલે પાપીનું દાન ન લેવું. ચોથું એ છે કે કાર્ય કરતાં અધિક ન લેવું; અને પાંચમું એ કે દાન આપનારને એમ પૂછવું, કે આ દાન તું રોગીને નિમિ-તે; નિર્ધનને નિમિ-તે કે કામનાને નિમિ-તે આપે છે? જો કામનાને નિમિ-તે હોય, તો તે અંગિકાર કરવું નહિ; નિર્ધનને નિમિ-તે હોય તો અત્યંત આગ્રહથી આપે તોજ અંગિકાર કરવો; અન્યથા નહિ.

## [૪.] વ્રત.

ભગવાન કહે છે કે જે પુરૂષ મારે પ્રીત્યર્થે તપ અને વ્રત કરે છે, તથા ભોગોનો ત્યાગ કરે છે, તેને ફળ આપવાવાળો હુંજ છું.

વ્રત ત્રણ પ્રકારનાં છે. પહેલું, ચિત્તને સંકલ્પમાંથી રોકી, ભગવતના સ્વરૂપમાં સ્થિત કરવું. આ વ્રત એવું કઠણ છે કે ભગવત શિવાય બીજો સંકલ્પ જો હૃદય વિષે થાય તો વ્રતમાં ખામી આવે છે. આ વ્રત લેનારથી દિવસે, રાત્રિના આહાર માટે પણ સંકલ્પ ન કરી શકાય; કારણ

કે ભગવંત પ્રતિપાળક છે, તેથી આજીવિકાની ચિંતા કરવી એ મૂર્ખાઈ છે, માટે ભગવત પર ભરૂસો રાખી અચિંત્ય રહેવું જોઇએ. આ સ્થિતિ સંતજનોને પ્રાપ્ત થાય છે, અને તે ઉત્તમ વ્રત છે. બીજું વ્રત એ છે કે સર્વ ઇંદ્રિયોને પાપ કર્મથી રોકવી. પ્રથમ દૃષ્ટિને નેત્રોની અશુભ ભાવનાથી બચાવવી; કારણ કે તેથી કામ ઉત્પન્ન થાય છે. સંતો કહે છે કે નેત્રોની દૃષ્ટિ વિષથી ભરેલું તીર છે, તેથી ભગવતનો ભય રાખી એનો જે ત્યાગ કરે છે, તેનેજ યથાર્થ ધર્મ પ્રાપ્ત થાય છે, અને ચિત્ત પ્રસન્ન રહે છે. મહાપુરૂષો કહે છે કે નિંદા, અસત્ય ભાષણ, કઠોર વચન, કામ દૃષ્ટિ, અને જુઠી દુહાઈ એ પાંચ વ્રતનો ભંગ કરે છે; માટે વ્યર્થ વચનોથી રસનાને રોકવી, અર્થાત્ પ્રયોજન વગર બોલવું નહિ, અને સંતનાં વચનોમાં મન લગાડવું; વાદવિવાદમાં આસકત ન થવું, તેને માટે દૃષ્ટાંત છે કેઃ–

બે સ્ત્રીઓએ નિરાહાર રહેવાનું વ્રત લીધું હતું. તેઓ ભૂખથી વ્યાકુળ થઈ ત્યારે કોઈ મહાપુરૂષને વ્રત ખોલવાનું પૂછવા ગઈ. મહાપુરૂષે તેમને પાણી પીવા આપ્યું. એ પાણી પીધા પછી તે બંનેને વમન થયું, ને તેમાં રૂધિર પડયું. એ જોઈ સર્વ આશ્ચર્ય પામ્યા, અને એમ થવાનું કારણ તે મહાપુરૂષને પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું કે આ સ્ત્રીઓનો એવો સ્વભાવ છે, કે ભગવતે શરીરના રક્ષણ માટે

ખોરાક નિર્માણ કર્યો છે. તેનું વ્રત રાખ્યું છે, અને નિંદ
મહાપાપ કહ્યું છે, તેનો અંગિકાર કર્યો છે; અર્થાત્ ં
નિંદામાં આસકત છે, તેથી એમણે નિંદા રૂપી માંસ
આહાર કરેલો, તેના પ્રતિધ્વનિ રૂપે રૂધિરનું વમન થયું
ત્રીજું શ્રવણને મર્યાદામાં રાખવું. જે વચન બોલ
નિંદ્ય છે, તેનું શ્રવણ પણ નિંદ્ય છે. ચોથું અશુભ કર્મો
હાથ પગને રોકવા. વ્રત કરનાર રોગી જેવો છે. રો
જેમ કુપથ્ય કરે તો મરણ પામે છે, તેમજ વ્રત કરના
પાપકર્મ કુપથ્ય અને વિષ સમાન છે. ખાનપાનનો ત્ય
કરી ઇંદ્રિયોને અશુભ કર્મથી અટકાવવા સાવચેતી ન રા
તો એવા વ્રતથી કંઈ લાભ નથી. એવા વ્રતનું ફળ ભ
તરસના કષ્ટરૂપ માત્ર પ્રાપ્ત થાય છે. પાંચમું, અશુ
અહાર અંગિકાર ન કરવો, અને શુદ્ધ આહાર પણ અ
રાખવો. એમ પણ ન થવું જોઈએ કે દિવસે વ્રત રા
રાત્રે બેવડો આહાર કરવો. વ્રતનું પ્રયોજન ભોગવૃત્તિ
નિર્બળ કરવાનું છે. આ વૃત જે કહ્યું તે જીજ્ઞાસુ મ
છે, તેથી તે મધ્યમ છે. સંસારી જીવોનાં વ્રત સ્થૂળ ચ
તેથી કનિષ્ટ છે; કારણ કે તેઓ ખાનપાનાદિકનો ત્ય
કરે છે, પણ ઇંદ્રિયોને પાપથી રોકી શકતા નથી.
સ્થૂળ વ્રતમાં એટલોજ ગુણ છે કે માત્ર તેટલોજ સમ
ઇંદ્રિયો દુર્બળ રહે છે.

## [ ૫ ] પાઠ.

સંતજનો કહે છે કે ભજન કરવું, એજ શાસ્ત્રાભ્યાસ છે. ઉપદેશ કરનાર બે પ્રકારના હોય છે. એક બોલવાવાળા, અને બીજા મૌનધારી. બોલવાવાળા ભગવાન અને સતોનાં વચનરૂપ છે, અને મૌનધારી મૃતકરૂપ છે. એ બેઉના ઉપદેશથી જીવોને ભલાઈ પ્રાપ્ત થાય છે. જે કોઈ સંતના વચનનો નિત્યપાઠ કરે છે, તેની નિઃસંદેહ ઉત્તમ ગતિ થાય છે, તોપણ પોતાને નીચ કર્મોથી બચાવવા સર્વદા પ્રભુનો ડર રાખવો. એમ નહિ કરે તેને એ સંતવચનોજ જૂઠો ઠરાવશે. મહાપુરૂષો કહે છે કે વિદ્યાભ્યાસ કરવાવાળા કપટી થવાનો સંભવ રહે છે. તેથી એક સંતે કહ્યું છે કે હે મનુષ્ય ! જ્યારે કોઈ સંબંધીનો પત્ર તા'રાપર આવે છે, ત્યારે તું એકાગ્રચિત્તથી વાંચે છે, અને વારંવાર તેનો વિચાર કરી તેમાં ફરમાવેલું કાર્ય કરે છે. આ (શાસ્ત્ર) જે મારાં વચનરૂપી મારો પત્ર તારા પર મોકલ્યો છે, તે એટલા માટે કે તેનો વિચાર કરી તે પ્રમાણે તું કાર્ય કરે છતાં તું તેથી વિપર્યય વર્તે છે. એનો થોડો પાઠ પણ કરે છે, છતાં વિચાર નથી કરતો કે એમાં શું લખ્યું છે. અગાઉના જીજ્ઞાસુ, સંતનાં વચનને પત્ર સમાન સમજતા હતા, અને તે અનુસાર કૃતિ કરતા હતા. આજના મનુષ્યો કેવળ વચનોનો પાઠ કરવામાંજ સાર્થક સમજે છે, અને

અક્ષર તથા માત્રાને સુધાર્યા કરે છે; પરંતુ જે લખ્યું ! તેનું તાત્પર્ય સમજતા નથી. જેમ કોઈ મનુષ્ય પર તેન સ્વામિનો પત્ર આવે, તેને તે ઉત્તમ સ્થાનમાં બેસીને વાંચે, અને અક્ષરો ગોખે, તેમાં જે કાર્ય લખ્યું હોય ( ન કરે, તો નિઃસંદેહ તે દુઃખનો અધિકારી થાય છે. આ કારણથી વચનો નીચેની છ યુક્તિથી વાંચવાં. પ્રથમ જેમ સેવક સ્વામિ પાસે બેસે, તેમ પવિત્રતા વડે સ્થિત થઈ નમ્રપણે બેસીને પાઠ કરવો. બીજું, પાઠ કરવામાં ઉતાવળ ન કરવી, પણ ધીમે ધીમે વાંચી તેના અર્થનો વિચાર કરતા જવું. મનમાં એમ ન લાવવું કે પાઠ કયારે પૂરો થાય. ત્રીજું, પાઠ કરતી વખતે ભય અને પ્રીતિ સંયુક્ત રૂદન કરવું—ગદગદિત થવું. એથી કદાચ નેત્રમાં આંસુ ન આવે, તોપણ ચિત્ત તો કોમળ થાયજ. અસાવધાનતા અને અચે-તપણું દૂર કરવાથી આ અવસ્થા પ્રાપ્ત થાય છે. ચોથું, વચનોનાં તાત્પર્યને ભિન્ન ભિન્ન કરી વિચારવાં; અર્થાત શિક્ષાનો પ્રસંગ આવે ત્યારે ભગવત પાસે રક્ષા ચાહવી, અને કૃપાનો પ્રસંગ આવે ત્યારે આશાવંત થવું. પાંચમું, કપટ અને વિક્ષેપતા દૂર કરવાં; અર્થાત્ દંભનો આભાસ ન આવવા દેવો, અને બીજાને વિક્ષેપ થાય એમ પાઠ ન કરવો. ગુપ્તપાઠ કરવાનું માહાત્મ્ય ગુપ્તદાન જેવું છે. જો દંભ ન ઉપજતો હોય અને કોઈને વિક્ષેપ ન થતો હોય, તો

ઉંચે સ્વરે પાઠ કરવો સારો છે; કારણકે તેથી નિદ્રા અને આળસ દૂર થાય છે. તે સાંભળનારને ફાયદો થાય છે, અને નિદ્રાવશ મનુષ્યો જાગી ઊઠે છે. વળી વાંચવામાં નેત્ર પણ રોકાય છે, તેથી કુદૃષ્ટિથી નેત્રનો બચાવ થાય છે. એ ઉપર એક દૃષ્ટાન્ત છે. એક રાત્રે કોઈ મહાપુરૂષ જતા હતા. તેમણે એક જીજ્ઞાસુને ગુપ્તપાઠ કરતો જોઈ પૂછયું કે ગુપ્ત કેમ વાંચો છો ? તેણે કહ્યું કે મારે જેને સંભળાવવું છે, તે તો ગુપ્તપાઠ પણ સાંભળી શકે છે. વળી આગળ ચાલતાં બીજા એક પ્રેમી સંતને ઊંચે સ્વરે પાઠ કરતા જોઈ તેમને તેમ કરવાનું કારણ પૂછયું. ત્યારે તેમણે જવાબ આપ્યો કે મારી અને બીજા સૂતેલા જનોની નિદ્રા અને આળસ દૂર કરવા ઊંચે સ્વરે બોલું છું. આ બેઉની ભાવના નિર્મળ છે. છઠ્ઠું, કોમળ ધ્વનિથી પાઠ કરવો; કારણકે કોમળ ધ્વનિથી વંચાયલું ચિત્તમાં અધિક પ્રવેશ કરે છે. આ છ સ્થૂળ યુક્તિઓ કહી. એજ મુજબ છ સૂક્ષ્મ યુક્તિઓ પણ છે. પહેલી, વચનનું માહાત્મ્ય સમજવું એટલે આ વચનો ભગવતનાં છે, તેથી તે અવિનાશી છે, અને એમાં ભગવતનું જ્ઞાન સ્થિત છે, એમ સમજવું. જેમ અગ્નિનું નામ લેવું સુગમ છે, પણ તેનો તાપ ખમવો કઠણ છે, તેમ આ અક્ષર સાક્ષાત્કાર થાય, તો તેના પ્રકાશમાં ચૌદ લોક લીન થાય, અને તેનું

તેજ સહુન ન કરી શકાય. એ વચનોનું માહાત્મ્ય અ
સૌંદર્ય શબ્દો તથા અક્ષરોરૂપ પડદામાં ગુપ્ત રાખ્યું છે,
જેથી મન અને જીભને એની પ્રાપ્તિ થાય. આ પડદ
શિવાય વચનનું તાત્પર્ય મનુષ્યને સમજાય નહિ, તેથ
જીજ્ઞાસુએ વિચાર કરવો કે વચનોનું તાત્પર્ય અક્ષરોથી પ
છે. જેમ બળદ આદિક પશુઓ મનુષ્યના શબ્દનો અર્થ
સમજી શકતાં નથી, તેથી તેમને ચલાવવા માટે તેમન
ભાષા જેવાજ શબ્દ કાઢવા પડે છે, તેમજ પાઠ કરનાર
ઘણા પુરૂષો એવા હોય છે કે ભગવતવચનને અક્ષર માત્રજ
જાણે છે. એ બુદ્ધિની હીનતા છે. એ સંબંધમાં દૃષ્ટાંત છે કેઃ-
જેમ અગ્નિ કાગળને બાળી નાંખે એવો છે, પણ એ ત્રણ
અક્ષર કાગળપર રહે છે તેથી કાગળને કંઈ આંચ પહોંચતી
નથી. અક્ષર શરીરવત્ છે, અને તાત્પર્ય જીવ છે. એમ વચનનુ
મહાત્મ્ય જાણવું. પુસ્તકમાં લખેલાં વચનો પ્રભુએ જાતે
કહેલાં છે, એમ સમજી ભયસંયુક્ત જેમ પોથીને પવિત્ર
થઈને અડકીએ છીએ, તેમજ હૃદય પવિત્ર કરી, પછી એનો
અંગિકાર કરવો. હૃદયની પવિત્રતા એ છે કે બુરા સ્વભાવ
દૂર કરી શુદ્ધ થવું, અને હૃદય ભગવતવચનના પ્રકાશ અને
માહાત્મ્યથી પ્રકાશિત કરવું. અકમા નામે એક બાઈ હતી,
તે જ્યારે પાઠ કરવા બેસતી ત્યારે કહેતી કે મહારાજ
સર્વેશ્વરનાં આ વચનો છે. એમ કહી ભય અને પ્રીતિથી

તે મુર્છિત થઈ જતી. ત્રીજી, પાઠ વખતે ચિત્ત એકાગ્ર રાખવું. કંઇ અચેનતાથી વંચાય, તો ફરી વાંચવું; નહિ તો જેમ કોઇ ફૂલ જોવા બાગમાં જાય, અને ત્યાં કોઇ વિક્ષેપને લીધે એવો અચેત થઈ જાય કે ફૂલની રચના જોઈ ન શકે, અને એમજ પાછો ચાલ્યો આવે, તો એનું ત્યાં જઈ આવવું વ્યર્થ છે; તેમજ ભગવતવચન બાગરૂપ છે. તેમાં નાના પ્રકારના ભેદ-રહસ્ય છે, તે મનમોહક, સુખદ, પરમપવિત્ર ફૂલરૂપ છે, તેથી એકાગ્ર ચિત્તે તેનો પાઠ અને વિચાર થાય તો પરમાનંદ પ્રાપ્ત થાય છે, નહિ તો પાઠ કરવો વ્યર્થ છે. ચોથી, સર્વ વચનોને વિચારવાં, ન સમજાય તેનો વારંવાર પાઠ કરવો, અને એના રસમાં નિમગ્ન રહેવું. સંતજનો કહે છે કે રસનાથી એક વચન ઉચ્ચારે અને ચિત્તમાં બીજી વસ્તુનો વિચાર કરે, તે, વચનના અર્થથી દૂર રહે છે. એક સંત કહે છે કે ભજન કે પાઠ વખતે જો મને કોઈ વ્યવહારનો સંકલ્પ થાય, તો તે કરતાં હું મરવું વધુ પસંદ કરૂં છું; માટે પાઠ કરતી વખતે બીજા સંકલ્પ ન કરવા--સંકલ્પ સાત્વિક હોય તો પણ તેનો ત્યાગ કરવો. પાંચમી, જેમ વચનોમાં જુદો જુદો ભાવ જણાય, તેમ ચિત્તની વૃત્તિને પણ ઉલટાવતાં રહેવું. શિક્ષાનું વચન આવે ત્યારે ભય રાખવો, અને મહાત્મ્યનું વચન આવે ત્યાં પોતાની બુદ્ધિ ન પહોંચી શકવાથી

લજ્જા પામવી. એવી રીતે વચનના ભાવ પ્રમાણે ચિત્તની અવસ્થા રાખવી. છઠ્ઠી, વચનમાં દૃઢ પ્રતિતિ રાખવી. એમ જાણવું કે ખુદ ભગવતના મુખથીજ હું આ સાંભળું છું. એક સંત કહે છે કે મને જ્યારે ભજનનું રહસ્ય નહોતું સમજાતું. ત્યારે મેં એમ પ્રતીતિ કરી કે આ વચન હું ભગવાનના મુખથીજ સાંભળું છું. આથી મને શરૂઆતમાં રસ પડવા લાગ્યો; આગળ ચાલતાં એમ અનુમાન કીધું કે આ આકાશવાણી થાય છે, ત્યારે વળી તેથી પણ અધિક રસ પડયો; અને છેવટે જ્યારે મેં એવું અનુમાન કર્યું કે ભગવત પોતેજ વિદ્યમાન હોઈ મને સંભળાવે છે, ત્યારે મને એવો આનંદ થયો કે જેનું વર્ણન કરવું અશકય છે.

## [૬] સ્મરણ.

એમ ખાત્રી પૂર્વક માનવું કે સર્વ સાધનોનું ફળ ભગવતસ્મરણ છે. ભોગોની પ્રબળતામાં ભજનનું કંઈ પણ રહસ્ય સમજાતું નથી, માટે ભોગોથી વિરકત થઈ સ્મરણમાં સ્થિત થવું. ભગવત કહે છે કે તમે મારૂં સ્મરણ કરો છો, ત્યારે હું તમારૂં સ્મરણ કરૂં છું. સ્મરણની એવી અવસ્થાએ પહોંચવા માટે લાંબો વખત ભજનનો અભ્યાસ રાખવો જોઈએ. મુકિતનું સાધન ભજન છે. બેસતાં–ઉઠતાં, જાગતાં–ઉંઘતાં, ખાતાં–પીતાં વગેરે જે અવસ્થામાં હોઈએ, ત્યાં

ભજનનો ત્યાગ ન કરવો. ભય અને દીનતાપૂર્વક ગુપ્ત સ્મરણ કરવું. સાંજથી સવાર પર્યંત કોઈ કાળમાં અચેત ન રહેવું.

કોઈએ સંતને પૂછ્યું કે કયું કાર્ય શ્રેષ્ઠ છે? ત્યારે તેમણે કહ્યું કે મૃત્યુ સમયે જેની વૃત્તિ ભગવાનમાં જોડાય છે, તેનું સ્મરણ સર્વ ભજનથી ઉત્તમ છે. જેમ મૃતકોમાં સજીવ, શુષ્ક વૃક્ષોમાં ફળિત વૃક્ષ, અને કાયરોમાં શૂરવીર છે, તેમ અજ્ઞાનીઓમાં ભજનવાળો છે. અજ્ઞાની મનુષ્યો પરલોકનાં દુઃખ જોઈ પશ્ચાતાપ કરે છે કે અમે ભગવત ભજન સર્વ કાળ શા માટે ન કર્યું? અને સંસારમાં શા માટે વ્યર્થ વખત ગુમાવ્યો? ત્યારે જેમણે ભજન કર્યું હોય છે તેઓ એમ કહે છે કે અમે એક ક્ષણ પણ અચેત શા માટે રહ્યા.?

ભજનની ચાર વિધિ છે. પ્રથમ, રસનાથી નામ ઉચ્ચારવું, અને હૃદયથી અચેત રહેવું; આ કનિષ્ઠ અવસ્થા છે. એનું ફળ અલ્પ છે, છતાં તે છેક ફળ રહિત નથી; કારણ કે મિથ્યા વાદવિવાદમાં વખત કાઢનાર કરતાં તે હજાર દરજ્જે સારો છે. બીજી, ચિત્ત એકાગ્ર કરી ભજન કરવું, જે સંકલ્પ થાય તેને હઠ કરી દૂર કરવા, અને મનને ભજનમાં સ્થિત કરવું. એ મધ્યમ અવસ્થા છે. ત્રીજી, હૃદય ભજનમાં એવું લીન થઇ જાય, અને ભજનનો રસ

એવો પ્રબળ ઉત્પન્ન થાય, કે તેની વ્યવહારના કોઇ પણ કાર્યમાં રૂચી થાય નહિ. કોઈ કાર્ય અવશ્ય કરવા જેવું હોય તો તેમાં યત્ન કરે તોજ મન પરોવાય. આ અવસ્થા ઉત્તમ છે. ચોથી, જેનું સ્મરણ કરે તેમાં વૃત્તિ લીન થઈ જાય, પરમાત્માના સ્વરૂપના આનંદમાં ભજનની શુદ્ધિ પણ ન રહે, અને સત્તારૂપ ભજનજ માત્ર અવશેષ રહે. આ અવસ્થા સર્વોત્તમ છે. ભજન અક્ષર અને સંકલ્પથી થાય છે, પણ પરમ અવસ્થામાં અક્ષર અને સંકલ્પનો અભાવ છે. કેવળ બ્રહ્મસત્તામાં સ્થિત થવાની આ અવસ્થા કેવળ શુદ્ધ પ્રેમથીજ પ્રાપ્ત થાય છે. જેમ કોઈ પોતાના પ્રીયતમને મળવાના આનંદમાં સર્વ પદાર્થ, અને ક્ષુધા તૃષા પણ વિસરી જાય છે, તેમજ ભગવત દર્શનમાં પણ સર્વ પદાર્થનું વિસ્મરણ થાય, ત્યારેજ તેને સંતની મુકિત અવસ્થા પ્રાપ્ત થાય છે. જીવન મુક્ત અથવા જીવનમૃતક દશા એટલે કે સર્વ પદાર્થોના જ્ઞાનથી તે મૃતક સમાન થઈ જાય છે. જેમ બીજાં બ્રહ્માંડોનું આપણને કંઈ ભાન નથી, પણ આપણને ઇંદ્રિયોથી જે પદાર્થ પ્રત્યક્ષ થાય છે, તેનેજ સત્ય સ્વરૂપ માનીએ છીએ; તેમજ જેને ઇંદ્રિયગોચર પદાર્થનું વિસ્મરણ થાય, તેને તે સર્વ અસત્યરૂપ થઈ જાય છે, અર્થાત્ પોતે પોતાને પણ વિસરી જાય છે. અસત્ય માને છે; તેથી તે જીવનમૃતક કહેવાય છે. જ્યારે

સર્વ પદાર્થ દૂર થયા, ત્યારે માત્ર ભગવતજ નિકટ રહ્યા, જેમ પૃથ્વી અને આકાશ સુધી જેની દૃષ્ટિ પહોંચે છે, તે એમ માને છે કે જગત આટલુંજ છે, તેમ જીવનમૃતક ભગવત શિવાય અન્ય કંઈજ દેખતો નથી. તેથી તે કહે છે કે પ્રભુ શિવાય જગતમાં બીજું કંઈ નથી. આ અભેદ–અદ્વૈત અવસ્થા કહેવાય છે. ભેદભાવ એમાં નષ્ટ થઈ જાય છે. આ જ્ઞાનની પરિસીમા છે. આ અવસ્થામાં દ્વૈતપણાનો અંશ નથી તેમ કંઈ દૂર કે નિકટ કહેવાપાણું નથી. આવા જ્ઞાનવાળાને ચૈતન્યસ્વરૂપ પ્રત્યક્ષ પ્રગટ થાય છે, ચિદાકાશમાં નાનાવિધ આશ્ચર્ય દેખાય છે, અને પ્રભુ હસ્તામળક થાય છે. તે જે આશ્ચર્ય જુએ છે, તેનું વર્ણન થઈ શકેજ નહિ. આ અવસ્થામાંથી જ્યારે ઉત્થાન થાય છે, ત્યારે પણ એકત્રતાનો રસ એના હૃદયથી દૂર થતો નથી, સર્વ પદાર્થો તેને નિરસ લાગે છે. તે સંસારી જીવોમાં સ્થિત દેખાતાં છતાં નિર્લેપ રહે છે, અને માયાસક્ત જીવોને જોઈ આશ્ચર્ય પામી દયાદૃષ્ટિથી ઈચ્છે છે કે આ અલ્પબુદ્ધિ જીવો આ સુખ કયારે પ્રાપ્ત કરે! જગતના જીવો એની અવસ્થા જોઈ એને બાવરો અને ઉન્મત્ત જાણે છે. જે જીજ્ઞાસુ આવા પરમપદને ન પામે, તેણે નિરાશ ન થવું; કારણકે કેવળ ભજનની પ્રબળતા ઉત્તમ ભોગોનું બીજ છે. ભજનની દૃઢતાથી પ્રેમ વધે છે, અને સર્વ પદા-

થેથી વિરક્ત થવાય છે. પૂર્ણતા ન સ્ફૂરે છતાં ભજનનો ત્યાગ ન કરવો. ભજનથી ચિત્ત નિર્મળ થાય છે, એટલે તે પરમપદનો અધિકારી બને છે. તેથી સર્વદા ભજનનો અભ્યાસ કરવો, એક ક્ષણ પણ અચેત ન રહેવું. એજ ભગવત દર્શનની કુંચી છે. એજ પરમ વૈકુંઠ છે.

---

# પ્રકરણ ૩.

## જગત સંબંધ.

---

[૧]




સંસાર પરલોકના માર્ગની મજલ છે. સર્વ મનુષ્ય આ મજલમાં પરદેશી છે, અને સર્વને એકજ સ્થળે–એકનીજ પાસે જવાનું છે. જેમ સર્વ પરદેશીઓ એકમેક સાથે સંબંધી જેવો પ્રેમ બાંધે છે, તેમજ જીવોએ જગતના સર્વ મનુષ્યો પર પ્રેમ અને શુભ ભાવના રાખવી જોઇએ. કોની સાથે કેવો ભાવ રાખવો, તેનું પૃથક્ પૃથક્ વર્ણન આ ભાગમાં આવશે. પ્રથમ જીજ્ઞાસુ સાથેના સંબંધનું, પછી મનુષ્ય માત્ર સાથેના સંબંધનું, અને છેવટે સેવક તથા મિત્ર સાથેના સંબંધનું વર્ણન આવશે.

ભગવત નિમિ-તે જીજ્ઞાસુ સાથે મૈત્રી કરવી એ ઉત્તમ ભજન છે, અનેસર્વ કર્મથી ચઢીઆતું છે. પ્રભુએ કહ્યું છે કે જેને મારા માર્ગમાં પ્રીતિ છે તેને મારા ભકતોનો મેળાપથી બહુ લાભ સહેલાઈથી પ્રાપ્ત થાય છે; કારણ કે ભજનથી અચેત હોય તેને ભકત સચેત કરે છે, અને બેઉ સચેત રહી એક માર્ગના સંગી થાય છે. જીજ્ઞાસુના સંગથી જે સુખ પ્રાપ્ત થાય છે, તે બીજાની સોબતથી થતું નથી. વળી પ્રભુ કહે છે કે મારે નિમિત્ત મારા ભકતો સાથે પ્રીતિ કરે છે, તે અવશ્ય મારી પ્રીતિ પ્રાપ્ત કરી શકે છે. વળી એમ પણ કહે છે કે મારે નિમિ-તે પ્રીતિ કરનારને હું ખોળતો ફરૂં છું. નીચે લખેલા સાત પ્રકારના મનુષ્યોને ભગવતની છાયા નીચે આશ્રય મળે છે, અને તે પરમ સુખી થાય છે. પ્રથમ નીતિ અને વિચારની મર્યાદામાં રહેવાવાળા; બીજા બાલ્યાવસ્થાથી પોતાનું આખું આયુષ્ય ભજનમાં નિર્ગમન કરનારા; ત્રીજા, શુભ સ્થાનથી કદાચ દૂર જાય, પણ વ્યવહારમાં આસક્ત ન થતાં ચિત્તને સર્વદા શાંત રાખનારા; ચોથા, ભગવતભજનમાં સાવધાન રહી પ્રીતિ સહિત ગદગદિત થનાર (રહી રૂદન કરનારા;) પાંચમા, એકાંતમાં સ્ત્રીનો મેળાપ થાય છતાં ભગવતનો ભય રાખી તેનો ત્યાગ કરનારા; છઠ્ઠા, નિષ્કામ ગુપ્ત દાન દેવાવાળા; અને સાતમા, ભગવત નિમિત્ત ભગવદ્ભકતો સાથે મૈત્રી કરનારા. આ સંબંધમાં એક દૃષ્ટાંત

છે કેઃ—એક મનુષ્ય પોતાનાં મિત્રનાં દર્શન માટે જતો હતો. માર્ગમાં તેને એક દેવ મળ્યા. દેવઃ—કયાં જાય છે?

મનુષ્યઃ—મારા મિત્રનાં દર્શન કરવા જાઉં છું.

દેવઃ—એમાં તારો કંઈ અર્થ છે? અથવા એણે તારા પર કંઈ ઉપકાર કર્યો છે?

મનુષ્યઃ—કેવળ ભગવત નિમિત્ત એનાં દર્શનની ઇચ્છા રાખું છું.

દેવઃ—મને ભગવતે પોતાની પ્રસન્નતાનો સંદેશો પહોંચાડવા તારી પાસે મોકલ્યો છે.

મનુષ્યઃ—શો સંદેશો છે, તે કૃપા કરી કહેશો, તો ઉપકાર થશે.

દેવઃ—તારી આ ઉત્તમ શ્રદ્ધાથી ભગવતે તને પોતાનો મિત્ર કર્યો છે.

ધર્મનું દૃઢ ચિહ્ન એજ છે કે ધર્માત્માનો સંગ કરવો, અને અધર્મીનો સંગ ત્યાગવો. એક વેળા એક જીજ્ઞાસુને આકાશવાણી થઈ કે "જ્યાં સુધી તું તારા સ્વચ્છંદીપણાનો ત્યાગ કરીને મારા ભક્તો સાથે મિત્રતા નહિ કરે, ત્યાં સુધી તું દેવતાના જેવું ભજન કરીશ તો પણ પરમપદને નહિ પામે." એક સંતને જીજ્ઞાસુએ પૂછ્યું, કે હું સંગ કોનો કરૂં? ત્યારે સંતે કહ્યું કે જેના દર્શનથી ભજન દૃઢ થાય, અને જેની ક્રિયા જોઈ તારી ક્રિયા શુદ્ધ થાય, તેની

સંગતિ કર. એક બીજા સંતને પ્રભુએ આકાશવાણીથી પૂછયું કે તમે એકાંતવાસ કેમ ગ્રહણ કર્યો ? ત્યારે તેમણે જવાબ આપ્યો કે જગતના સંસર્ગથી તારી પ્રીતિમાં મને વિક્ષેપ નડે છે તેથી. ત્યારે પ્રભુએ તેને ફરમાવ્યું કે એકાંતથી વ્યવહારિક કલેશની નિવૃત્તિ અને ભજનની પ્રતિષ્ઠાની ઇચ્છા સ્પષ્ટ દેખાય છે, તેથી મારા ભક્તો સાથે પ્રીતિ કર, અને વિમુખોના સંગનો ત્યાગ કર. વળી એક સંતે કહ્યું છે કે ભગવદ્‌ભક્તો પરસ્પર મળી પ્રસન્ન થાય છે, ત્યારે શીશીર ઋતુમાં જેમ પાન ખરી પડે છે, તેમ તેમનાં પાપ નષ્ટ થઇ જાય છે.

ઉદ્દેશ પૂર્વક કરેલી મિત્રતા ભગવત નિમિત્ત ન કહેવાય; જેમકે પાડોશી સાથેની, જેનું સ્વરૂપ સુંદર હોય કે વાણી મધુર હોય તેની સાથેની, અથવા ધન કે માન મેળવવા માટે કરેલી પ્રીતિ સ્વાર્થી પ્રીતિ કહેવાય છે. ભગવત નિમિત્તની પ્રીતિ તો નિઃસ્વાર્થજ હોવી જોઈએ. સાત્વિક પ્રીતિ હોય તો તે ભગવત નિમિત્ત કહી શકાય; જેમકે ધન કે માનની આશા વગર ગુરૂ પોતાના શિષ્યોને પ્રીતિથી વિદ્યા ભણાવે, તો તે પ્રીતિ ભગવત નિમિત્ત કહેવાય.

જ્યારે કોઈની સાથે પ્રીતિ બંધાય છે, ત્યારે તેનું ઘર, સંબંધી, દાસજન વગેરે સર્વના ઉપર પ્રેમ ઉપજે છે,

એટલુંજ નહિ પણ શ્વાન આદિ તેનાં જાનવર ઉપર પણ બીજા જાનવરો કરતાં વધારે પ્રીતિ ઉપજે છે; તેજ પ્રમાણે ભગવત ઉપર જેનો પ્રેમ છે, તે જીજ્ઞાસુ સાથે તો પ્રીતિ રાખેજ; પણ આખું જગત પરમાત્માનું રચેલું જાણી પ્રાણી માત્ર તરફ પ્રેમદૃષ્ટિ રાખે છે. એ ઉપર એક દૃષ્ટાંત છે કેઃ—એક સંતને કોઈ વસંત ઋતુનાં નવાં નવાં ફૂલ આપતું, ત્યારે તે આંખે લગાડીને કહેતા, કે આ મારા પ્રભુએ બનાવ્યાં છે, અને હમણાંજ તેનાથી વિખુટાં પડયાં છે.

ભગવત પ્રત્યે કરેલી પ્રીતિ પણ બે પ્રકારની હોય છે. એક આ લોક કે પરલોકની કામનાથી કરેલી પ્રીતિ, અને બીજી નિષ્કામપણે કરેલી. એમાં બીજી પૂર્ણ પ્રીતિ છે. જેટલો જેનો નિશ્ચય અને જેટલું ભગવતનું મહાત્મ તેટલી પ્રીતિ દૃઢ થાય છે. ભગવાન પર પ્રીતિ કરવાથી ભકતો પર પણ પ્રીતિ થાય છે, પણ તે ધન અને માન અર્પણ કરવાથીજ પ્રગટ થાય છે; જેટલું ધન અને માન ભગવત પ્રિત્યર્થ વાપરે તેટલી તેની પ્રિતી સમજવી.

સાત્વિક જનોપર જેવી પ્રીતિ થાય છે, તેટલીજ તેનાથી વિરૂદ્ધ ભાવના રાજસ અને તામસ પ્રકૃતિવાળા જનો પર થાય છે; કેમકે તે ભગવતથી વિમુખ છે, એટલે તેની સંગતિથી તો પોતે પણ વિમુખ થઈ જાય, છતાં વિરૂદ્ધ ભાવનો અર્થ એવો નથી કે એની ક્રિયા જોઈ

પોતાના ચિત્તને તૃપ્ત કરે; માત્ર તેની સંગતિથી સંકુચિત રહે, એનું નામજ વિરૂદ્ધતા છે. એક પુરૂષ સાત્વિક હોય, અને તેનામાં થોડો રાજસ ગુણ પણ હોય; તો તેના સાત્વિક ગુણ સાથે મિત્રતા રાખવી, અને રાજસપણાથી વિરૂદ્ધ રહેવું. એમ એકજ મનુષ્ય સાથે મિત્રતા અને વિરૂદ્ધતા એકઠાં રાખી શકાય. જેમ કોઈને ત્રણ પુત્રો હોય. તેમાં એક બુદ્ધિમાન અને આજ્ઞાંકિત હોય, બીજો મૂર્ખ પણ આજ્ઞાંકિત હોય, અને ત્રીજો મૂર્ખ પણ આજ્ઞાપાળક ન હોય, તો તેમાંના બુદ્ધિમાન ઉપર સ્વાભાવિક વિશેષ પ્રેમ ઉપજે છે; બીજો આજ્ઞાનું પાલન કરે, તેટલી તેના પર પ્રીતિ થાય છે, તેમજ મૂર્ખતા જેટલો તે શિક્ષાપાત્ર થાય છે; અને ત્રીજો તો કેવળ દંડનોજ અધિકારી છે. તેજ પ્રમાણે વિમુખતા અનુસાર વિમુખનો ત્યાગ કરવો યોગ્ય છે, અને જેટલો ભગવત આજ્ઞામાં તત્પર હોય તેટલી પ્રીતિ કરવી યોગ્ય છે. આમ મિત્રતા અને વિરૂદ્ધતા માત્ર કૃતિ વિષે છે.

તમોગુણી મનુષ્ય સાથે પ્રીતિ કરવી સર્વથા અયોગ્ય છે; કારણ કે તે સર્વનો ઘાટ કરે છે. આપણને દુઃખાવે, તે વખતે તેના પર દયા કરવી, અને મનમાં એમ જાણવું કે સર્વના પ્રેરક પરમાત્મા છે, જીવ માત્ર પરાધીન છે. સંતજનો એમ સમજીનેજ જીવો પર દયા કરે છે. એ

અવસ્થા ઉત્તમ છે, તેમજ પાપીઓને પાપથી બચાવનારી છે. કેટલાક મનુષ્યો પાપીઓના સંગથી થતું નુકસાન સમજી શકતા નથી, અને તેથી પાપકર્મોથી દૂર પણ રહી શકતા નથી. તેઓ મોઢેથી માત્ર એમ કહે છે કે અમે કોઇને બુરા સમજતા નથી; કારણ કે સર્વ જીવોના પ્રેરક ભગવત છે. તેઓ આમ કહે છે ખરા, પણ હૃદયમાં તો રાગદ્વેષથી બળ્યા કરે છે, માટે એવા જનોનું આવુ અભિમાન વ્યર્થ છે; કારણ કે એને ભગવતની એકયતાનુ જ્ઞાન પ્રગટ થયું નથી. એકતાનું ચિહ્ન તો એ છે કે કોઈ ધન લઈ જાય, કટુવચન કહે, અથવા શિક્ષા કરે, તોપણ ક્રોધ ન કરતાં ઉલટું તેમના તરફ દયા દૃષ્ટિથીજ જુએ. એક વખત કોઈ મન મુખીએ મહાત્માના દાંત તોડી નાંખ્યા, તેથી મોંમાંથી રૂધીર વહેવા લાગ્યું, ત્યારે તે મહાત્મા કહેવા લાગ્યા કે હે પ્રભુ! તું એના પર દયા કર; કારણકે એ મને ઓળખતો નથી.

જે ભગવતને માનતા નથી, જેને પરલોક પર પ્રીતિ નથી, અને જે સર્વદા તમોગુણ વિષે સ્થિત રહે છે, તેની સાથે જીજ્ઞાસુએ કદી મેળાપ કરવો નહિ. જે મનુષ્યો લોકોને સત્કર્મોથી પાછા પાડી, તેમને સ્વચ્છંદી કરે તથા નાસ્તિકનો મત દૃઢ કરાવે, તેમનો સંબંધ ન રાખવો.

## [ ૨ ] મિત્રતાના અધિકારી.

જે પુરૂષમાં નીચેનાં ત્રણ લક્ષણ હોય, તેમની સાથે મિત્રાચારી કરવી. પહેલું, બુદ્ધિમાનને મિત્ર કરવો. મૂર્ખની સોબત નિષ્ફળ છે. તે કદી સામા પર ઉપકાર કરવા ઈચ્છે, તો પણ એવું કાર્ય કરશે, કે જેથી કંઈ પણ બગાડ થાય, અને વળી એમ પણ નહિ જાણે કે આ બગાડ મારાથી થયો. મૂર્ખથી જેટલા દૂર રહીએ, તેટલા ભગવતની નજીક સમજવા. જે માણસ, સમજ્યા છતાં કાર્યના ભેદને ન સમજે તેને મૂર્ખ જાણવો. બીજું, જેનો સ્વભાવ કોમળ હોય, તેની સાથે મિત્રાચારી કરવી સારી છે. જે કઠોર હોય છે, તે મિત્રતામાં વિઘ્ન નાંખે છે. ત્રીજું, જેની વૃત્તિ સત્કર્મો વિષે દૃઢ હોય, તે મિત્રતા માટે ઉત્તમ અધિકારી છે. પાપીના હૃદયમાં ભગવતની પ્રીતિ હોતી નથી, તેમ તેનો ભય પણ હોતો નથી, તેથી જે પુરૂષ ભગવત ભજનથી અચેત હોઈ પોતાની વાસના વિષે વર્તનારો હોય, તેની પ્રીતિ અને પ્રતીતિ કદી કરવી નહિ. નાસ્તિકવાદીની સંગત ન કરવી એજ શ્રેષ્ઠ છે; કારણકે તેને પ્રભુનો ડર ન રહેવાથી તે કુકર્મી થઈ જાય છે. નાસ્તિક તેને કહેવો કે જે એમ ઉપદેશ કરે કે જગતમાં ધર્મ અને અધર્મ એવું કંઈજ નથી, અથવા એમ કહે કે કોઇને પણ ધર્મનો ઉપદેશ કરવો નહિ, અને પાપકર્મથી રોકવા નહિ; કારણ

કે લોકો સાથે અમારે શું પ્રયોજન છે! એ વચન મંદભાગ્યરૂપ અને દુઃખનાં બીજરૂપ છે તથા સ્વેચ્છાચારીનું ચિહ્ન છે.

નીચેના પાંચ પ્રકારના મનુષ્યનો સંગ વર્જ્ય છે. પ્રથમ જૂઠાની સંગત કરવી નહિ; કારણ કે જૂઠા કપટ કરી સર્વદા છેતરે છે. બીજો, મૂઢ, જે મૂઢતાથી પોતાનો લાભ ગુમાવે છે. ત્રીજો કૃપણ, જે શુભ અવસ્થા વ્યર્થ ગુમાવે છે. ચોથો પુરૂષાર્થહીન, જે કોઇ પણ કાર્ય પાર પાડી શકતો નથી; અને પાંચમો લંપટ, જે પોતે ડુબી બીજા અનેકને ડુબાવે છે.

સોબત કરતી વખતે પ્રયોજનનો પણ વિચાર કરવો. શુભ ગુણોના પ્રયોજન માટે કોમળ અને ધીર મનુષ્યની સંગતિ કરવી, અને માયાના પ્રયોજન માટે ઉદાર માણસ પાસે જવું. સર્વના સ્વભાવ પણ ભિન્ન ભિન્ન હોય છે. કોઇની સંગત આહાર જેવી હોય છે, એટલે તેની સોબત સર્વદા કરવી જોઇએ. કેટલાકની સોબત ઔષધના જેવી હોય છે. જેમ ઔષધની જરૂર કવચિતજ પડે છે, તેમ એવાની સોબત જરૂરના પ્રસંગેજ કરવી. અને કોઇની સંગતિ રોગ જેવી હોય છે. જેમ રોગને કોઈ ઇચ્છેજ નહિ, તેમ આવા માણસની સોબત કદી પણ કરવી નહિ. કદાચ

અકસ્માત આવા મનુષ્યનો સંગ થઈ જાય, તો ધૈર્ય અને પુરૂષાર્થ વડે તેમાંથી મુક્ત થવું.

બે હાથ જેમ એકબીજાનો મળ કાઢે છે, તેવી પ્રેમી જનોની સંગતિ છે. તેમાં પરસ્પર શુભ ગુણોનો લાભ થાય છે. મિત્રતા કરવાની પ્રથમ યુકિત એ છે કે મિત્રને પોતાની જાત કરતાં ખાન, પાન, વસ્ત્રાદિકથી અધિક સંતોષવો, પોતાની અભિલાષા બાજુએ રાખી તેની અભિલાષા પૂર્ણ કરવી, પોતાથી તેને ભિન્ન જાણવો નહિ, તેના કહ્યા વિના તેના કાર્યમાં સામેલ થવું. મિત્ર પાસે કંઇ માગવું પડે તો પ્રીતિ કમી થાય છે. એ સંબંધી એક દૃષ્ટાંત છે:— એક નગરમાં કેટલાક મિત્રો રહેતા હતા. તેમના સંબંધી કોઈએ રાજાને એવી ખોટી ફર્યાદ કરી, કે તેઓ શાસ્ત્રથી ઉલટા ચાલે છે, અને લોકોને ભ્રષ્ટ કરે છે. રાજાએ તેઓને પકડી લાવી ફટકા મારવાની સજા ફરમાવી. જ્યારે મારવાની તૈયારી થઈ, ત્યારે તે મિત્રો પૈકી એક આગળ આવી કહેવા લાગ્યો કે પ્રથમ મને મારો. રાજાએ પૂછ્યું કે તું કેમ આગળ આવ્યો? ત્યારે તેણે જવાબ આપ્યો કે આ સર્વ મારા પ્રીયતમ છે, તેથી થોડી ક્ષણ પણ મારૂં આયુષ્ય હું તેમના ઉપર ઓવારી શકું તો મારૂં અહોભાગ્ય હું સમજું છું, અને આપના ફરમાનથી એ તક મળી તેથી પ્રભુનો મોટો ઉપકાર માનું છું. આ વચનો સાંભળી

રાજા શરમાઇ ગયો, અને વિચાર્યું કે જેમના હૃદયમાં આવી પ્રીતિ અને પ્રતીતિ છે. તેઓ શાસ્રથી વિરૂદ્ધ કદી પણ ન ચાલે. આમ ધારી તેમનું સન્માન કરી તેમને છોડી મૂકયા. બીજું એક દૃષ્ટાંત છે કે:—એક મિત્રને ત્યાં તેનો પ્રીતિપાત્ર આવ્યો. મિત્ર તે વખતે ઘેર ન હતો. પેલા આવનારે દાસીને બોલાવી તીજોરીની કુંચી મંગાવી. પોતાને જે જોઇતું હતું તે લઈ ચાલતો થયો. જ્યારે મિત્ર ઘેર આવ્યો ત્યારે આ વાત સાંભળી ઘણો ખુશ થયો. એક સંતને કોઈ આવી કહેવા લાગ્યો કે હું તમારી મૈત્રી કરવા ચાહું છું. ત્યારે સંતે પૂછયું કે મિત્રતાની યુક્તિ તું જાણે છે? તે પુરૂષે કહ્યું કે હું નથી જાણતો. ત્યારે સંતે કહ્યું કે મિત્ર કરતાં ધન અને સામગ્રી અધિક પ્રીય ન જાણે ત્યારે પ્રીતિ પૂર્ણ થાય છે. પેલા મનુષ્યે કહ્યું કે એવી અવસ્થા મને પ્રાપ્ત થઈ નથી. ત્યારે સંતે તેને કહ્યું કે તું પ્રીતિનો અધિકારી પણ નથી.

બીજું એ છે કે મિત્રને તેના સર્વ કાર્યમાં સહાયતા કરવી. મિત્રના કાર્યને સંબંધીઓના કાર્યથી પણ અધિક જાણવું. એક સંતે કહ્યું છે કે ભગવતમાર્ગમાં જે મિત્ર છે કે સ્રીપુત્રાદિકથી પણ અધિક છે; કારણ કે તે ધર્મની દૃઢતા કરાવનાર છે. બીજા સંત કહે છે કે હું મારા શત્રુને પણ મદદ કરવા ઇચ્છા રાખું છું; તો મારા પ્રીયતમના કાર્યમાં

ઢીલ કેમ કરી શકું ? ત્રીજું, રસનાએ મિત્રના ગુણનુંજ વર્ણન કરવું. કોઈ મિત્રની નિંદા કરે તો તેનો ત્યાગ કરવો. હંમેશાં એમ જાણવું કે મારો મિત્ર મારી પાસેજ છે, તેથી મિત્રની સન્મુખ જેમ વર્તીએ તેમ તેની ગેરહાજરીમાં પણ વર્તવું. મિત્રનું ભલું ઇચ્છવું. તેના વચનનું ખંડન ન કરવું, તેમ તેની ગુપ્ત વાર્તા પ્રગટ ન કરવી. પોતાના કાર્યમાં મિત્ર કંઈ અવજ્ઞા કરે તો પણ તેને કંઈ કહેવું નહિ, તેમ રોષ પણ ન કરવો, પરંતુ એમ માનવું કે એ ભૂલકણો છે. સર્વથા એવાજ માણસોને શોધીએ કે જેનામાં અચેતતા અને અવગુણ ન હોય, તો તેવા મળી આવવા દુર્લભ છે, અને એવા ખોળવા રહે તો કોઈની સાથે મૈત્રી પણ થાય નહિ. પ્રીતિમાન હમેશાં ગુણનેજ જુએ છે; કદાચ અવગુણ દેખાય, તો એમ જાણે કે કંઈ કારણથી અકસ્માત ફેર પડયો હશે.

જે કુસંગી હોઈ સદા અવગુણજ જુએ તથા તેજ પ્રસિદ્ધ કરે, તેનાથી સર્વદા દૂરજ રહેવું.

જેમ કોઈ મિત્ર સૂતો હોય, તેનાં વસ્ત્ર કાઢી લેવાં, એ જેટલું નિંદ્ય છે, તેટલુંજ મિત્રના અવગુણ પ્રકટ કરવાનું કામ મહા નિંદ્ય છે.

જેમ ભગવત સૌના અવગુણ જાણે છે, છતાં કોઈના પ્રસિદ્ધ કરતા નથી, તેમ મિત્ર પણ એવોજ જોઇએ. એ

ઉપર એક દૃષ્ટાંત છે કે:—કોઈ મિત્રે પોતાના મિત્રને ગુપ્ત વાત કરી અને પૂછ્યું કે એ વાત તેં હૃદયમાં રાખી છે? ત્યારે મિત્રે જવાબ આપ્યો કે મેં તો એ તરતજ વિસારી દીધી છે. માટે મિત્રનો ગમે તેવો અવગુણ હોય પણ તે યાદ રાખવો નહિ. લોભ, ક્રોધ કે વાસનાને લીધે મિત્રતાનો ત્યાગ કરનાર માણસ મિત્રતાનો ખરો અધિકારી નથી. મિત્રના વચનનું વિપરીત વચન વડે ખંડન કરવાથી મિત્રતા નષ્ટ થઈ જાય છે; કારણ કે તેમ કરી મિત્રને મૂર્ખ અને પોતાને બુદ્ધિમાન ઠરાવવા જેવું થાય છે, અને તેમ કરવું એ મિત્રતાનું ચિહ્ન નથી. મિત્ર ઉભા થવાનું કહે તો એમ પણ ન પૂછવું કે ક્યાં જવું છે? તરતજ ઉભા થઈ જવું. ચોથું, સર્વદા મિત્રની સ્તુતિ કરવી, અને મધુર વચનથી તેનો ગુહ્ય ભેદ પૂછવો. પ્રસન્નતા અને શોકમાં તેના સંગી થવું, તેને શુભ વચનોથી બોલાવવો, અને તે કંઈ ઉપકાર કરે તો પ્રસન્ન થઇ પ્રભુનો ઉપકાર માનવો. પાંચમું, પરસ્પર ધર્મની વિદ્યા શીખવી-શીખવવી. સંસારનાં દુઃખ કરતાં નર્કનાં દુઃખથી રક્ષા કરવી ઉત્તમ છે, તેથી મિત્ર કંઈ શુભ કાર્યની અવજ્ઞા કરે તો તેને ઉપદેશ કરી ધર્મમાં દૃઢ કરવો, અને ભગવતના ભયનો નિશ્ચય દૃઢ કરાવવો. ઉપદેશ એકાંતમાં કરવો યોગ્ય છે. પ્રત્યક્ષ તાડન કરવાથી મિત્રનું અપમાન થાય છે, તેથી તેને કોમળતા અને દયાથી

સમજાવવો. સંતપુરૂષો કહે છે કે પ્રીતિમાનનું દર્પણ પ્રીતિમાન હોય છે. એનો અર્થ એ છે કે મિત્ર મિત્રના ગુણઅવગુણ બરાબર જોઈ શકે છે, તેથી જ્યારે તે દયા કરી એકાંતમાં સમજાવે, ત્યારે તેનો ઉપકાર માનવો, પણ ક્રોધાયમાન ન થવું. જેમ કોઈના વસ્ત્ર ઉપર વીંછી ચાલતો હોય તેની તેને ખબર ન હોય, પણ પાસેનો માણસ તેને કાઢી નાખે, તો તેના ઉપર તે ક્રોધ નથી કરતો, પણ ઉલટો તેનો ઉપકાર માને છે; તેમજ સર્વ મલિન સ્વભાવ સર્પ-વીંછુ સમાન જીવને ડંસ કરનારા હોય છે, તેથીજ જે કોઈ અવગુણ મટાડે તેના ઉપર ક્રોધ ન કરતાં તેનો ઉપકાર માની, તેને મિત્ર સમજવો. એ ઉપર દૃષ્ટાંત છે કેઃ—એક સંતને બીજા સંત આવી પૂછવા લાગ્યા કે હે! મિત્ર તેં મારો બુરો સ્વભાવ કયો જોયો છે? સંતે કહ્યું કે મને ન પૂછો. ત્યારે પેલા સંતે બહુ દીનતાથી ફરી પૂછ્યું કે સંકોચ ન રાખતાં કહી દો તો ઘણું સારૂં. ત્યારે તેમણે કહ્યું કે મેં તમારા આહાર અને વસ્ત્રની અધિકતા સાંભળી છે. આથી તે સંતે તેમનો ઉપકાર માની પોતાના તે અવગુણો દૂર કર્યા. જે પુરૂષ ઉપદેશ કરનાર પર પ્રીતિ ન રાખે, તેને પોતાની બુધ્ધિ વિષે અભિમાની જાણવો. માટે મિત્રને પ્રીતિ સહિત ઉપદેશ કરવો, અને તેમ કરતાં તે કંઈ અવજ્ઞા કરે તો ક્ષમા કરવી. અવજ્ઞા

એટલે સુધી કરે કે મિત્રતા નષ્ટ થવાનો સંભવ આવે તો એકાંતમાં સમજાવવો, પણ મિત્રતાનો ત્યાગ તો નજ કરવો. એમ છતાં પણ તે નજ સમજે ને ઉલટો ક્રોધ કરે તો તેની સાથે મિત્રતાનો ત્યાગ કરવો; કારણ કે મિત્રતા શુભ ગુણોની વૃદ્ધિને માટે છે. સહનશીળતા વધારવા માટે છે. છટ્ઠી યુક્તિ એ છે કે પોતાના મિત્રને માટે ભગવતની પ્રાર્થના કરવી, અને તેનું ભલું ઇચ્છવું. એમ કરવામાં પોતાનેજ લાભ થાય છે. સાતમી યુક્તિ, મિત્રતાનો નિભાવ કરવો, એટલે કોઈ મિત્રની નિંદા કરે તેને પોતાનો શત્રુ સમજી મિત્રતાનો ત્યાગ ન કરે. આઠમી, મિત્રતાનો દંભ ન કરવો, એટલે કે પોતાનો ઉપકાર કહી ન દેખાડવો. એમ કરવું એ નિંદ્ય છે. કેવળ હૃદયની, શુદ્ધ પ્રીતિ રાખવી. નવમી યુક્તિ, પોતાને મિત્રથી ઉતરતો જાણવો. અર્થાત્ મિત્ર પાસે ઉપકાર કે સેવાની ઇચ્છા ન રાખવી. તે ઉપર દૃષ્ટાંત છે કેઃ—કોઈ સંતને કોઇએ કહ્યું કે આ જમાનામાં ધર્મ માર્ગનો પ્રિયતમ મળવો મહા દુર્લભ છે. ત્યારે સંતે કહ્યું કે તું જો એવા મિત્રની ઇચ્છા કરે કે, સર્વદા તારો સેવક થાય, અને તું તેનો સેવક ન થાય; તો એવા મિત્ર નિઃસંદેહ દુર્લભજ છે; પરંતુ જો તારે સેવક થવું હોય તો સ્વામિ થનાર મારી સભામાં ઘણા છે. તેથીજ બુદ્ધિમાન મનુષ્યો કહે છે કે જે પોતાને મિત્ર કરતાં અધિક માને છે, તે

પાપી છે; સમાન જાણુનાર દુઃખી છે, અને ઉતરતો જાણુનાર ઉત્તમ છે.

## [૩] સંસારી મિત્ર, પાડોસી, દાસ વગેરે.

જેટલો સંબંધ વ્યવહારમાં અધિક થાય છે, તેટલોજ તેનો નિભાવ કરવો યોગ્ય છે; પણ ઉત્તમ સંબંધ ભગવત માર્ગની મિત્રતા છે, જેનું વર્ણન પાછળ આવી ગયું છે. જે મનુષ્ય સાથે અધિક પ્રીતિ ન હોય, અને કંઇ સાત્વિક ધર્મનો સંબંધ થયો હોય, તેના મેળાપમાં પણ કંઈ યુક્તિ જોઇએ. પહેલી એ કે જે પદાર્થ પોતાને અનિષ્ઠ હોય તેની પ્રાપ્તિ સામાને પણ ન ઇચ્છવી. સર્વ જીવોનો સંબંધ શરીરનાં અંગો જેવો છે. જેમ એક અંગને દુઃખ થવાથી તે દુઃખ આખા શરીરને પહોંચે છે, તેમ કોઈ પણ જીવને દુઃખ થાય, તે આપણુને થયું એમ લાગવું જોઇએ. બીજી, મન, વચન, અને કર્મે કરીને કોઈ પણ જીવને દુઃખવવો નહિ. જેની રસના કે હાથથી કોઈ દુઃખ ન પામે, તે ધર્માત્મા છે. ત્રીજી, અભિમાન કરી પોતાને કોઇથી મોટો ન જાણુવો; કારણુ કે અભિમાની પ્રભુથી વિમુખ થાય છે. એક મહાત્માને આકાશવાણી થઇ હતી કે "દીનતા અને નમ્રતાનો અંગિકાર કર; અભિમાની ન થા" ઘણા સંત એવા હોય છે કે ભગવત શિવાય તેમને કોઇ ઓળખતું

નથી, માટે કોઇને પણ નીચ ન જાણવા. ચોથી, કોઇની નિંદા સાંભળવી નહિ. જે પ્રયોજન સિવાય બીજાનાં છિદ્ર આપણી પાસે બોલે છે, તે બીજા આગળ આપણાં છિદ્ર પણ બોલશે. નિંદકજન નર્કગામી છે. પાંચમી, સર્વને પ્રથમજ પ્રણામ કરવા. કોઈ સાથે વિરોધ ન રાખવો, તેમ ક્રોધ કરી મૌન પણ ન રાખવું. કોઈ અવજ્ઞા કરે તો પણ ક્ષમા કરવી. છઠ્ઠી, સર્વ પર યથાશક્તિ ઉપકાર કરવો. તેની ભલાઈ બુરાઈ તરફ જોવું નહિ, કારણ કે તે કદાચ ઉપકારનો અધિકારી ન હોય, પણ તું ઉપકાર કરવામાં અધિકારી છે. સાતમી, પોતાથી મોટા હોય તેની મોટાઈ કબુલ રાખવી, અને નાના હોય તેના પર દયા રાખવી. આઠમી, સર્વ સાથે પ્રસન્ન વદને મળવું, અને મીઠાં વચન બોલવાં. નવમી, કોઇને વચન આપવું તો તે અવશ્ય પાળવું. કોઈ વ્રત્ત કે ભજનમાં સાવધાન હોય, પણ જો તે જૂઠું બોલે, વચન પાળે નહિ, અને ચોરી કરે, તો તેનું ભજન પાખંડ રૂપ છે. દશમી, કોઈનાં છિદ્ર પ્રગટ ન કરવાં. મહાપુરૂષો કહે છે કે લોકોના પાપને છુપાવશો, તો તમારો ધર્મ દૃઢ થશે. અગીઆરમી, પોતે કુકર્મ ન કરવાં. બારમી, કોઇને પોતાના વચનથી સુખ થતું હોય તો તેમાં આળસ ન કરવું. તેરમી, જો કોઈ મનુષ્યને કોઈ દુઃખાવે, અથવા તેની ગેરહાજરીમાં કોઈ તેનું ધન ચોરી લે તો તેની રક્ષા

કરવી. ચૌદમી, કોઈ કુસંગમાં પડયો હોય તો તેને કોમળ વચન કહી તેમાંથી બચાવવો. પંદરમી, નિર્ધનની સાથે પ્રીતિ કરવી; કારણ કે ધનવાનની પ્રીતિથી પ્રમાદ ઉપજે છે. એક સંતે ભગવાનને પ્રાર્થના કરી હતી, કે મહારાજ! તમને હું કયાં શોધું? ત્યારે આકાશવાણી થઈ કે જ્યાં આધીનતા હોય તેના હૃદયમાં મારો નિવાસ છે. સોળમી, સર્વ કોઇને સર્વ પ્રકારે સુખી કરવા ઈચ્છવું, અને ઉદ્યમ કરી અર્થીઓના અર્થ પૂરા કરવા. અર્થીની સેવા, એ ભગવત સેવા છે. એક મુહુર્ત પણ કોઈ અર્થીના કાર્યમાં રોકાવું. તે સો વર્ષની સમાધી કરતાં પણ વિશેષ છે. મહાપુરૂષો કહે છે કે સબળ અને નિર્બળ બન્નેની સહાયતા કરો. ત્યારે જીજ્ઞાસુએ પૂછયું કે સબળને સહાયતા શી રીતે કરવી? ત્યારે મહાપુરૂષ બોલ્યા કે તે નિર્બળને દુઃખાવે નહિ, એવો તેને ઉપદેશ કરવો. બીજાના ચિત્તને પ્રસન્ન કરવા જેવું ઉત્તમ ભજન બીજું કોઇજ નથી.

બે લક્ષણ સર્વ ગુણોનાં મૂળ છે. એક હૃદયની પ્રતીતિ, અને બીજું સર્વ મનુષ્યને સુખ દેવું. તેમજ બે પાપ સર્વ પાપનાં મૂળ છે. એક પ્રતીતિની હીનતા, અને બીજું જીવને દુઃખવવા. એ ઉપર એક દૃષ્ટાંત છે કેઃ--એક પ્રીતિમાન રૂદન કરતા હતા, તેમને લોકોએ તેમ કરવાનું કારણ પૂછયું; ત્યારે સંતે જવાબ દીધો કે એક પુરૂષે મને દુઃખવ્યો છે,

તેથી એ પરલોકમાં દુ:ખી થશે, એમ જાણીને હું રડું છું. સત્તરમી યુક્તિ, રોગીની સહાયતા અને સેવા કરવી. રોગીએ પણ પોતાને કોઈ સહાય કરે ત્યારે ભગવતનો ઉપકાર માનવો, પણ રોગનાં રોદણાં ન રડવાં, અને એમ જાણવું કે આ રોગથી મારાં પાપ નષ્ટ થશે. આમ સર્વ પ્રકારે ભગવત પર ભરૂસો રાખવો. અઢારમી યુક્તિ એ છે કે ઉપર જે યુક્તિઓનું વર્ણન કર્યું તેમાં સાવધાન રહેવું. પાડોશી પર દયા રાખવી. પાસે રહેનારને કદી દુ:ખવવો નહિ. તેની સાથે ભલાઈ રાખવી, તેમજ સંબંધીઓ અને દાસ દાસીઓ પર સર્વદા દયા રાખવી. તાત્પર્ય કે સર્વ મનુષ્યોના અધિકાર જોઈ વર્તવું; ઈર્ષ્યા, અભિમાન, કૃપણતા આદિ મલિન સ્વભાવોનો ત્યાગ કરવો; કોઈના કૃતઘ્ની ન થવું; વિરોધી સાથે પણ ભલાઈ રાખવી; અને દયા તથા સહનશીળતામાં આયુષ્ય ગાળવું.

## [૪] એકાંત.

બુદ્ધિમાનોએ એકાંતની બાબતમાં પરસ્પર ઘણી ચર્ચા કરી છે. કેટલાકે આચાર્યની સંગતિને વિશેષ કહી છે, તો કેટલાકે એકાંત રહેવું ઉત્તમ માન્યું છે. જે જીજ્ઞાસુ અંતર્મુખ થયા છે, તેમણે એકાંત પસંદ કીધું છે. જેમણે ભોગોનો સંયમ કર્યો છે, જેમને જગતની કામના રહી નથી, જે ઈર્ષ્યાનો ત્યાગ કરી દયાવાન થયા છે, અને જેમણે

ખરો પુરૂષાર્થ કીધો છે, તેજ અવિનાશી સુખ પામ્યા છે, અને જેણે એકાંતનો અંગિકાર કીધો છે, તે જગતની જંજાળથી છુટયા છે. ભજનના અભ્યાસનું મૂળ મૌન અને એકાંત છે. એક સંત કહે છે, કે જે મને પ્રમાણભૂત નથી માનતો અને હું રોગી હોઉં ત્યારે જે મારી ખબર નથી પૂછતો. તેનો હું ઘણો ઉપકાર માનું છું. એક જીજ્ઞાસુએ એક સંતને કહ્યું કે હું તમારી સંગતિ કરવા માગું છું. ત્યારે સંતે પૂછ્યું કે મારા અવસાન પછી કોની સંગતિ કરશે? ત્યારે જીજ્ઞાસુએ કહ્યું કે ભગવતની. સંતે કહ્યું કે ત્યારે આજથીજ ભગવતની સંગતિ કરે તો શું ખોટું?

એકાંતમાં છ ગુણ છે. પહેલો, ભજન અને વિચારની સિદ્ધતા એકાંતમાં થાય છે. ચિત્તની વૃત્તિને ભગવતમાં લીન કરવી, અને સર્વ પદાર્થને વિસ્મરણ કરવા, એ એકાંત વગર બની શકતું નથી; કારણ કે માયાના સર્વ પદાર્થ જીવને બંધન કરવાવાળા છે. જીજ્ઞાસુની બુદ્ધિ વિષે એવું બળ ભાગ્યેજ હોય, કે તે સંસારમાં નિર્લેપ રહી શકે. મહાપુરૂષોને આદિ અવસ્થામાં પહાડની ગુફામાં જઈ રહેવું પડે છે. જ્યારે પૂર્ણ અવસ્થા પ્રાપ્ત થાય, ત્યારે દેહના વ્યવહાર પૂરતોજ તે જગતમાં દેખાય છે, બાકી ચિત્ત તો ભગવતમાંજ રહે છે. મહાપુરૂષો કહે છે કે ભગવતની પ્રીતિ, જગતની પ્રીતિથી સંતને વિરક્ત કરે છે. એક સંત કહે

છે કે હું ત્રીસ વર્ષથી ભગવત સાથેજ વાત કરૂં છું; પણ જગતના લોકો એમ ધારે છે કે અમારી સાથે બોલે છે આવી અવસ્થા અસંભવિત નથી. કારણ કે જ્યારે કોઈને કો પદાર્થમાં અત્યંત પ્રીતિ થાય છે, ત્યારે તે જનસમૂહમ બેઠેલો હોવા છતાં તેમનાં વચનો સાંભળતો નથી, તે તેઓને જોતો પણ નથી. છતાં એવી અવસ્થાનું અભિમા કરવું અયોગ્ય છે; કારણ કે ઘણા પુરૂષો એવા હોય છે લોકના મેળાપમાં તેમની બુદ્ધિ બગડે છે. એ ઉપર એ દૃષ્ટાંત છે. એક તપસ્વીને કોઇએ પૂછયું, કે આપ એકલાં રહો છો? ત્યારે તેમણે કહ્યું કે હું એકલો નથી. માર સંગી ભગવત છે. બીજા એક સંત જે એકાંતવાસી હતા તેમને પણ એજ સવાલ પૂછતાં તેમણે જવાબ આપ્યો હું મારા કાર્યમાં એટલો નિમગ્ન છું, કે મને કોઈનિ મેળાપની ઈચ્છા સ્ફુરતીજ નથી. તે કાર્ય શું છે, એ પૂછયું. ત્યારે જવાબ દીધો કે ક્ષણક્ષણમાં મારા પર ભગવતના અનેક ઉપકાર થતા રહે છે, અને મારાં પાપ થય કરે છે, તેની ક્ષમા માગું છું, અને પ્રભુના ઉપકાર બદલ તેમને ધન્યવાદ આપું છું, તેથી કોઈના મેળાપ માટે મ અવકાશ રહેતોજ નથી. ધન્ય છે એવા સંતને!

એક જીજ્ઞાસુ કોઇ સંતની પાસે ગયો, ત્યારે તેમ પૂછયું કે તું શું નિમિત્તે અહીં આવ્યો છે? જીજ્ઞાસુ

જવાબ આપ્યો કે આપના સંગમાં વિશ્રામ મેળવવા આવ્યો છું. સંતે કહ્યું કે જેણે ભગવાનને ઓળખ્યા છે, તેણે વિશ્રામ મેળવવા કોની પાસે જવું? એક બીજા સંત કહે છે કે રાત્રિ થાય છે ત્યારે મને આનંદ થાય છે, કે હવે પ્રભાત પર્યંત એકાંતમાં ભગવત ભજનમાં સ્થિત રહેવાશે; અને જ્યારે સૂર્યોદય થાય છે ત્યારે લોકોનો વિક્ષેપ શરૂ થશે, એમ જાણી દિલગીરી થાય છે. વળી એક સંત કહે છે કે લોકોની સાથે વાદવિવાદ કરવામાં, જેની અધિક પ્રીતિ છે, તે બુદ્ધિહીન છે. તેનું હૃદય મલિન થાય છે, અને આયુષ્ય વ્યર્થ જાય છે. એક બુધ્ધિમાન કહે છે કે કોઈ મનુષ્યને કંઈ મેળવવાની કે જોવાની ઈચ્છા થાય છે, ત્યારે તેના હૃદયમાં આત્મસુખનો કંઈ રસ નથી, એમ જાણવું, અને તેથીજ તે સ્થૂળ પદાર્થની ઈચ્છા કરે છે. વળી એમ પણ કહ્યું છે કે લોકોના મેળાપમાં જેની પ્રીતિ છે, તે અત્યંત નિર્ધન છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે ઉત્તમ ભજન કે હૃદયનો અભ્યાસ છે; કારણકે અભ્યાસથીજ ભજનનું રહસ્ય સમજાય છે, અને વિચાર તથા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. એજ સર્વ સાધનનું મૂળ છે. એ અભ્યાસ એકાંત શિવાય થઈ શકતો નથી. એકાંતથી ઘણાં પાપથી છૂટાય છે. લોકોની સંગતિમાં ચાર પાપ અવશ્ય રહેલાં છે, અને તેનાથી કોઈ વિરલાજ બચી શકે છે. પ્રથમ પાપ નિંદા

છે, તેથી ધર્મ નષ્ટ થાય છે. બીજું પાપ, કોઈનું અપકર્મ જોઈ તેને ઉપદેશ ન કરે તો શાસ્ત્રની આજ્ઞાથી વિમુખ થાય છે, અને તેને પાપથી બચાવવા ઉપદેશ કરે, પણ તે સાંભળવાની તેની ઈચ્છા ન હોય, તો તેની સાથે વિરોધ થાય છે. ત્રીજું પાપ દંભ છે. જેમકે કોઇ માણસ બીજાને જોઇને કહે, કે તમને મળવાની મને ઘણી અભિલાષા હતી; તમારાં સંબંધીજનો કેમ છે? હવે આવી ખબર બહારથીજ પૂછે, અને હૃદયમાં તેના કે તેના સંબંધીજનોના ઉપર પ્રીતિ ન હોય, તો એ દાંભિક વર્તન કહેવાય. એક પુરૂષ એક સંત પાસે ગયો. સંતે તેને આવવાનું કારણ પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે આપનાં દર્શનની પ્રીતિથી આવ્યો છું. સંતે કહ્યું કે તું પ્રીતિ કરવા નહિ, પણ પ્રીતિ દૂર કરવા આવ્યો છે; કારણકે તું મારી યોગ્ય કરતાં અધિક પ્રસંશા કરીશ, અને હું તારી મોટાઈ પ્રગટ કરીશ; એટલે આપણે બન્ને દંભી અને પાખંડી બનીશું, તેથી પ્રીતિ ઝાઝો વખત ટકશે નહિ. એથીજ પ્રીતિમાન મનુષ્યો એક બીજાની વાર્તા પૂછતા નથી. કદાચ પૂછે, તો જુદા જુદા સંતોએ તેના પૃથક્ પૃથક્ ઉત્તર આપ્યા છે. તે નીચે પ્રમાણેઃ—

૧. સુખ અને આનંદ છે. ૨. જે પદ મેળવવાથી સુખ પ્રાપ્ત થાય છે, તે પ્રાપ્ત કરવું મારા હાથમાં નથી; તેમજ જે કર્મોથી દુઃખ પ્રાપ્ત થાય છે, તેની નિવૃત્તિ પણ મારા હાથમાં નથી. હું મારી ચિંતામાં બદ્ધમાન છું, અને કાર્ય

ભગવતના હાથમાં છે, તેથી મારા જેવો દુઃખી કે અનાથ બીજો કોઈ નથી. ૩. હું પાપી અને નિર્બળ છું, અને પ્રારબ્ધ ભોગવી રહ્યો છું. ૪. નર્કના દુઃખથી નિર્ભય થઇએ, તોજ ખરૂં સુખ થાય. ૫. જે પ્રભાતમાં ઉઠે, તે એટલું પણ જાણે નહિ કે સાંજ સુધી પણ જીવવાનો ભરૂસો નથી, તેની અવસ્થા શું વર્ણવવી ! ૬. જેનું આયુષ્યબળ ઘટતું જાય અને પાપ વધતાં જાય, તેની અવસ્થા શી કહેવી ! ૭. આપેલું પ્રભુનું ખાઉં છું, અને આજ્ઞા મનની માનું છું. ૮. આયુર્બળ ક્ષણ ક્ષણ ઘટતું જાય છે, છતાં જે એમ માને કે હું મોટો થતો જાઉં છું, તેની અવસ્થા શી કહેવી! ૯. જેને અવશ્ય મરવુંજ છે, અને પરલોકમાં દંડના અધિકારી થવું છે, તેની અવસ્થા શી કહેવી ! ૧૦. જે દિવસે પાપ ન થાય, તે દિવસ હું પરમ સુખનો માનું છું, અને જીંદગીમાં એવો એક દિવસ જાય તોપણ હું અહોભાગ્ય સમજું. ૧૧. જેને દૂર દેશ જવું હોય, પાસે ભાથું હોય નહિ, માર્ગ ઘોર–ભયાનક હોય, અને સંગમાં કોઈ હોય નહિ, તેની, તેમજ ન્યાય કરનાર પાસે જવું હોય, અને ત્યાં બચવાનો આશ્રય પણ ન હોય, તેવાની અવસ્થાનું શું વર્ણન કરવું !

ચોથું પાપ એ છે કે જેની સંગતિ કરીએ તેનો સ્વભાવ આપણામાં દૃઢ થાય છે, અને તેની આપણને

ખબર પણ રહેતી નથી, તેથી તે સ્વભાવ વધતો જાય છે. જેમ મહાપુરૂષની સોબતથી હૃદય કોમળ થાય છે, તેમ ભોગીની સોબતથી હૃદયમાં ભોગની રૂચી ઉત્પન્ન થાય છે. જેમ લુહારની પેઢીમાં બેસવાથી કપડાં બળે અથવા મેલાં થાય, કુસંગીની સંગતિનું પરિણામ પણ અયોગ્ય આવ્યા શિવાય રહે નહિ. સાત્વિક મનુષ્યની સંગતિ અત્તરની દુકાન જેવી છે. જેની સંગતિથી માયાપરની પ્રીતિ દૂર થઈ ભગવતપ્રીતિ ઉત્પન્ન થાય, તેને ઉત્તમ જાણી તેનો કદીપણ ત્યાગ ન કરવો; પરંતુ વિદ્વાન હોય, અને તેની કૃતિ વચન અનુસાર ન હોય તો તેનો અવશ્ય ત્યાગ કરવો. એવી રીતે જનસમાગમમાં ભય રહેલો છે. એકાંતનો ત્રીજો ગુણ એ છે કે સંસારમાં ઈર્ષ્યા, વૈરભાવ પંથોના વિરોધ વગેરે જે વિઘ્નો ઉપજે છે, તેનાથી બચી જવાય છે. ચોથું, લોકોની ઉપાધીથી મુક્ત થવાય છે. પાંચમું, એકાંત રહેનારથી સર્વ નિરાશ થાય છે, અને તે પોતે પણ સર્વથી નિરાશ રહે છે. આશા સર્વ દુઃખનું મૂળ છે, માટે નિરાશ બનવાને એકાંતસ્થાન ઉત્તમ છે. એકાંતનો છઠ્ઠો ગુણ એ છે કે મૂર્ખ અને પાપીની સંગતિથી મુક્ત રહેવાય છે.

જેટલા પરમાર્થના લાભ છે, તે એકાંતથી નથી મળતા પણ સમાગમથી પ્રાપ્ત થાય છે. સંગતિથી પ્રથમ વિદ્યાનો લાભ મળે છે; માટે જ્યાં સુધી યથાર્થ વિદ્યા પ્રાપ્ત ન થાય,

ત્યાં સુધી એકાંતવાસ ફળદાયક નથી. કારણ કે જે પુરૂષ વિદ્યા પ્રાપ્ત કર્યા પહેલાં એકાંતમાં સ્થિત થાય છે, તે નિદ્રા અને વ્યર્થ સંકલ્પોમાં પોતાનો સમય વ્યતિત કરે છે. તે માણસ કદાચ ભજનમાં લાગ્યો રહે, તો પણ યથાર્થ જ્ઞાન શિવાય ભજનનો અભ્યાસ થતો નથી, અને જે પ્રકારે ભગવાનને જાણવા જોઇએ, તેમ જાણી શકતો નથી; આથી કેટલાક વિપરિત નિશ્ચય કરી ઉલટા વિમુખ બની કુમાર્ગનો અંગિકાર કરે છે. જેમ રોગીને વૈદ્યનો સંગ છોડવો હીતકારક નથી; તેમ જીવની બુદ્ધિ વિદ્યા વિના રોગી હોય છે, માટે તેમને એકાંત ફળદાયક નથી. જે યથાર્થ વિદ્યા સમજે, પછી તે પ્રમાણે કૃતિ કરે, અને લોકોને ઉપદેશ પણ કરે; તેની અવસ્થા મહા ઉત્તમ કહેવાય છે. ઉપદેશ લેવો અને આપવો એ એકાંતમાં બનતું નથી. સંગતિનો બીજો લાભ, જીવોને પ્રસન્ન કરી શકાય છે. એકાંતમાં કોઇની સેવા થઇ શકતી નથી. ત્રીજો, સહનશીલતા આદિ મહાન ગુણો મેળવાય છે. ચોથો, નાના પ્રકારના સંશય અને સંકલ્પ દૂર થાય છે. પરસ્પર ભાવ અને પ્રીતિની રીતિ પ્રાપ્ત થાય છે. છટ્ઠો, લોકોના સમાગમથી અને તેમની સાથેના વર્તનથી દીનતા અને નમ્રતા પ્રગટ થાય છે; એકાંતમાં એથી ઉલટું અભિમાનની વૃત્તિ સ્ફૂરે છે. કેટલાક મનુષ્યો સ્વામિપણાની વાસનાથી એકાંત અંગિકાર કરે છે, કેમકે તેથી સર્વ કોઈ

તેમનાં દર્શને આવે. એ ઉપર એક દૃષ્ટાંત છે કેઃ—એક નગરમાં કોઈ બુદ્ધિમાને ઘણાજ ગ્રંથ બનાવ્યા, એટલે તે એમ માનવા લાગ્યો કે હવે હું ભગવત પાસે પહોંચ્યો. ત્યારે આકાશવાણી થઈ કે "તેં તને જગતમાં જાહેર કીધો છે, એવી બડાઇ મને કબૂલ નથી" આ સાંભળી તે સર્વનો ત્યાગ કરી એકાંતમાં રહેવા લાગ્યો, અને એમ માનવા લાગ્યો કે હવે ભગવત મારા ઉપર પ્રસન્ન છે. ત્યારે ફરી આકાશવાણી થઈ કે "હજી હું તારા પર પ્રસન્ન નથી, કારણ કે તું સ્વામિપણાનો દાવો કરે છે" એટલે તે એકાંતનો ત્યાગ કરી જનસમૂહમાં રહી યથાર્થ વ્યવહાર કરવા લાગ્યો, અને અભિમાનથી રહિત થઇ સમાન ભાવ વિષે સ્થિત થયો; આકાશવાણી થઈ કે "હવે હું તારાપર પ્રસન્ન છું." જનસમાજમાં રહેવાથી માન ઓછું થઈ જશે, અથવા વિદ્યા અને કૃતિનાં છિદ્ર કોઇ જોઈ જશે, એમ ધારી એકાંત રૂપી પડદાથી તે ઢાંકવા ઈચ્છે, અને મનમાં એમ અભિલાષા રાખે કે લોકો નિત્ય મારાં દર્શને આવી મને દંડવત્ કરે; તો એવું એકાંત કેવળ દંભરૂપ છે.

એકાંતમાં રહેનાર મનુષ્યે ભજન અને વિચારથી કદી પણ અચેત ન રહેવું.

જીજ્ઞાસુને બે પ્રકારની અવસ્થા પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી તે યથાર્થ ભેદને જાણી શકતો નથી. પ્રથમ, એની

દૃષ્ટિમાં સર્વ જગત નષ્ટ થઈ જવું જોઇએ, અને બીજુ એ કે એનું મન મરવું જોઇએ, કે તેથી જગત એને ગમે તે કહે તેની એને ગ્લાનિ ન આવે, તેમજ માનાપમાનનો કંઈ ભય પણ ન રહે. એવા પુરૂષોજ મુક્ત છે.

તાત્પર્ય કે પોતાનો અધિકાર વિચારવો, અને અધિકાર પ્રમાણે વૃત્તિ અંગિકાર કરવી. એકાંતમાં રહેવું હોય તો એવો નિશ્ચય કરવો, કે મારાં કર્મ કે વચનથી કોઇને પણ ખેદ ન થવો જોઇએ; તેમજ જગતની ઉપાધીથી મને દુઃખ ન થવું જોઇએ, અને સર્વ જંજાળથી મુકત થઇ ભગવત ભજનમાં સાવધાન થવું જોઇએ. આવા નિશ્ચયથી સર્વ સંકલ્પોનો નિરોધ કરવા માટેજ એકાંત છે. એકાંતમાં વસનારાઓએ આહાર વસ્ત્રાદિનો સંયમ રાખવો; કોઈ કર્મ કે વચને કરીને દુઃખવે તો પણ સહનશીળતા રાખી તેને ક્ષમા કરવી; પોતાની નિંદા કે સ્તુતિ તરફ લક્ષ ન આપવું; અને ધર્મ કાર્યમાં સાવધાન રહી, પોતાનું ઉત્તમ કાર્ય સિદ્ધ કરી લેવું જોઇએ.

## [ ૫ ] રાજનીતિ.

રાજનીતિ મહા ઉત્તમ છે. જે રાજા વિચાર સંયુકત વર્તે છે, તે ભગવતની પાસે વર્તવા યોગ્ય થાય છે, અને જે ધર્મની મર્યાદાનો ત્યાગ કરે છે, તે મનની વાસનાનો દાસ છે, એટલે તેને ભગવત પાસે ધિઃક્કાર મળે છે; કારણ

કે સર્વ ઉપાયોનું મૂળ ધર્મજ્ઞ રાજા છે. ધર્માત્મા તેજ હોઈ શકે કે જે વિચારવંત અને સાત્વિક હોય. રાજનીતિનો વિષય ગહન છે. રાજાએ સૌથી પહેલું એમ વિચારવું, કે પોતે જગતમાં કયા કાર્ય નિમિત્તે આવ્યો છે. તેણે એમ જાણવું કે હું પ્રવાસી છું, અને આ સંસાર રૂપી મજલ મારે ખેડવાની છે. એ મજલના આદિનો પાર નથી, એનો અંત સ્મશાન છે, અને દિન, માસ, વર્ષ વગેરે એ મજલના ગાઉ છે. જેમ કોઈ મનુષ્યના માર્ગમાં નદી આવે, અને સામી પાર જવા માટે તેનો પૂલ બનાવવામાંજ પેલો મનુષ્ય પોતાનો સર્વ વખત પૂરો કરે, તો તેની મજલ કયારે પૂરી થાય ! એમ કરનાર મોટો મૂર્ખ છે; તેજ પ્રમાણે આ સંસાર સાગર સમાન છે, તેમાં મૂર્ખ મનુષ્યો માયિક કાર્યોમાંજ નિમગ્ન રહે છે, અને બુદ્ધિમાન જનો પરલોકના માર્ગનું ભાથું તૈયાર કરે છે. તેમાં કદાચ માયાના પદાર્થોની જરૂર પડે તો કાર્ય પૂરતાજ અંગિકાર કરે છે, અને તેથી વધુ ભોગવિલાસને વિષ સમાન જાણે છે. તેઓ એમ સમજે છે કે ચાંદી, સોનું વગેરે જેટલું એકઠું કરીશ, તે મૃત્યુ સમયે કંઇ કામ આવનાર નથી, પણ ઉલટું તેના વિયોગનું અતિશય દુઃખ થશે. વળી એ માયા મેળવવામાં જે પાપ કરવાં પડે, તેનું ફળ પરલોકમાં અવશ્ય ભોગવવું પડશે; તેમજ તમોગુણથી પરાયું ધન લઈશ, તો તેના ઋણી થવું પડશે.

જેને દૃઢ વિશ્વાસ છે, તે જાણે છે કે આત્મરહસ્ય જાણવું, એજ આ લોક તથા પરલોકનું ખરૂં સુખ છે. ધર્માત્મા રાજા અને તેના મંત્રીઓએ આ વાત જાણવી જોઇએ, અને એમ સમજી ભોગોથી રહિત થાય, તોજ તે પ્રજાને સુખી રાખી શકે, અને જીવ માત્રપર દયા કરી શકે. જે રાજા સંત પુરૂષોનાં વચન માને, તેણેજ રાજ્ય કરવું વાસ્તવિક છે. ધર્મ અને નીતિથી રાજ્ય કરવું, એ ભગવાનને જપતપાદિથી અધિક પ્રિય છે. વિચારની મર્યાદા સહિત ન્યાય કરવો, એ સાઠ વર્ષના તપથી પણ વિશેષ છે. એવા રાજાઓજ પરલોકમાં ભગવતની છાયા નીચે શીતળ રહી શકે છે. ધર્માત્મા રાજાને આખી પ્રજાના ભજનનું ફળ મળે છે. જે રાજા ભગવતનો ઉપકાર ન જાણતાં કૃતઘ્ની થાય, અનીતિમાં પ્રવર્તે, અને મનો વાસનાનો દાસ થાય, તે રાજા દુઃખનો અધિકારી થાય છે. રાજનીતિમાં પ્રથમ યુક્તિ એ છે કે જેમ પોતાને દુઃખ કે અપમાન પ્રીય લાગતું નથી, તેમજ સર્વ વિઘ્નોથી પ્રજાની રક્ષા કરવી જોઈએ. એમ ન કરે તો રાજા પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે. તે ઉપર એક દૃષ્ટાંત છેઃ—એક વખત એક મહાપુરૂષ છાયામાં બેઠા હતા, અને બીજા લોકો તડકામાં બેઠા હતા, ત્યારે આકાશવાણી થઈ કે "તમારે આમ બેસવું વ્યાજબી નથી." તાત્પર્ય કે રાજા જે વાતથી પોતે પ્રસન્ન ન થાય, તે પ્રજા પણ ન

અજમાવી શકે. જે રાજાની આવી નિષ્કામવૃત્તિ નથી, તે રાજા ધર્મહીન છે. બીજી યુક્તિ એ છે કે અર્થીને નીચ દૃષ્ટિથી ન જોવો, પરંતુ તે દુઃખી થાય તો પોતે ડરવું; અને તે વખતે પોતે ગમે તેવી ધર્મક્રિયા કરતો હોય, તો પણ તે છોડીને અર્થીના મનોરથ પૂર્ણ કરવા. આવી દયા સર્વ ધર્મથી શ્રેષ્ઠ છે. એક ધર્માત્મા રાજા આખો દિવસ પ્રજાના હીતનું કાર્ય કર્યા પછી ચાર ઘટિકા દિવસ બાકી રહ્યા ત્યારે આરામ લેવા મહાલયમાં ગયો. તે વખતે તેના પુત્રે આવીને કહ્યું, કે પિતાજી! તમે આમ નિશ્ચિંત થઈ કેમ સૂતા છો? કદાચ કાળ આવીને તમને હમણાંજ મારે અને તમારા દરબારમાં રખેને કોઈ અર્થી અપ્રાપ્ત રહી જાય, તેનો મને ડર છે. આ સાંભળી રાજા પુત્રપર પ્રસન્ન થઈ એકદમ ઉઠયો, અને રાજ્યના કાર્યમાં ગુંથાયો.

ત્રીજી યુકિત એ છે કે ભોગવૃત્તિને અધિક પ્રબળ થવા દેવી નહિ. ખાવા પીવમાં સંયમ રાખવો. એક ધર્માત્મા રાજાએ પોતાના મંત્રીને પૂછયું કે તમે મારો કોઈ અવગુણ જોયો કે સાંભળ્યો છે? મંત્રીએ કહ્યું કે તમે રાત અને દિવસના પોષાક ભિન્ન ભિન્ન રાખો છો, અને બે શાક સાથે ભોજન કરો છો; ત્યારે તમારી પ્રજામાંથી વસ્ત્ર અને અનાજ પોષણ પૂરતાં પણ ઘણાને નહિ મળતાં હોય, તે જાણવાની તથા તેમનું દુઃખ દૂર કરવાની તમે કાળજી રાખતા નથી. આ

સાંભળી રાજા પ્રસન્ન થયો, અને પ્રજાહીતમાં વધારે રસ લેવા લાગ્યો. ચોથી યુકિત એ છે કે સર્વ કાર્યોમાં દયા યુકત વર્તવું, અને ક્રોધ કર્યા વિના કોઈ કાર્ય નજ થાય એવું હોય, ત્યારે પણ હદમાં રહીને ક્રોધ કરવો. જે રાજાની પ્રજા પર દયા છે, તે રાજા ઉપર ભગવતની સંપૂર્ણ દયા હોય છે. એક રાજાએ કોઈ મહાનુભાવને પૂછયું કે રાજ નીતિમાં મુકિતદાયક ધર્મ કયો છે. ? ત્યારે તેમણે કહ્યું કે પાપરહિત ધન મેળવવું, અને તેને યથાર્થ માર્ગમાં વાપરવું, એ શ્રેષ્ઠ ધર્મ છે. પાંચમી યુકિત એ છે કે હૃદયમાં સર્વદા એજ ઇચ્છા રાખવી, કે શાસ્ત્રની મર્યાદા પ્રમાણે મારી સકળ પ્રજા સુખી રહેવીજ જોઇએ. રાજા આગળ જે સ્તુતિ થાય છે, તે ઘણી ખરી ભયથીજ થાય છે, માટે બુદ્ધિમાન રાજાએ પોતાના દૂત અને મંત્રી દ્વારા પ્રજાની સંભાળ લેવી, અને લોકોની સ્તુતિ સાંભળી અભિમાન કરવું નહિ. છઠ્ઠી યુકિત એ છે કે દુષ્ટ અને ધર્મહીન મનુષ્યની પ્રસન્નતા મેળવવાની ઇચ્છા ન કરવી. તેવાને પ્રસન્ન રાખવા જતાં બીજા અનેકને દુઃખ થાય છે. જે ભગવતની પ્રસન્નતા ઇચ્છે છે, તેના ઉપર લોક સ્વભાવિકજ પ્રસન્ન થાય છે, અને જે લોકોની પ્રસન્નતાના નિમિત્તે ભગવતથી વિમુખ થાય છે, તે ઉપર લોક અને ભગવત બેઉ પ્રસન્ન થતા નથી. સાતમી યુકિત એ છે કે રાજાએ રાજનીતિનો હુમેશ ભય

રાખવો; કારણ કે રાજનીતિ પ્રમાણે વર્તવું મુશ્કેલ છે. પ્રજાને સર્વ પ્રકારે ધર્મમાં વર્તાવી સુખી રાખે, અને પોતે પણ ધર્મમાં વર્તે, ત્યારેજ રાજા પરમ ભાગ્યવાન ગણાય છે. એથી વિપરીત વર્તનાર જેવો અભાગી રાજા બીજો કોઈજ નહિ. જે રાજા પ્રજાનું પાલન નથી કરતો, તે ગમે તેટલી પાઠ પુજા અથવા ધર્મ ક્રિયા કરે તે સર્વ અફળ જાય છે. એવા રાજા તો નર્કનાજ અધિકારી બને છે; અને જે સદા ભગવતથી ડરતો રહી વિચારથી વર્તે છે, તે મુકત થાય છે. જે સામાપર ક્રોધ કરે છે, તેના ઉપર ભગવત પણ ગુસ્સે થાય છે, અને જે બીજાને સુખી કરે છે, તે પોતે પણ સુખી થાય છે.

આઠમી યુકિત એ છે કે સદા વિદ્વાનનો સંગ રાખી, તેઓ પાસેથી ધર્મની મર્યાદા શીખવી, પરંતુ જે વિદ્વાન ધનલોભી હોય તેનો સંગ ન કરવો; કારણ કે એવા વિદ્વાન યથાર્થ ઉપદેશ સંભળાવી શકતા નથી. જે પોતાના પ્રયોજન કે રાજાના માનને ખાતર યથાર્થ ઉપદેશનો ત્યાગ ન કરે તેવા વિદ્વાનનોજ સંગ કરવો. એક વખત એક રાજાએ કોઇ સંતને પૂછયું, કે આપ અમુક તપસ્વી છો? ત્યારે સંતે કહ્યું કે હું અમુક તો છું, પણ તપસ્વી નથી. તપસ્વી તો તું છે; કારણ કે જે અમૂલ્ય વસ્તુનો ત્યાગ કરી અલ્પનો અંગિકાર કરે તે તપસ્વી કહેવાય; તો તેં આત્મસુખ જેવી અમૂલ્ય

સ્તુનો ત્યાગ કરી, મૃગજળવત્ માયાનો અંગિકાર કર્યો
, માટે ખરોતપસ્વી તો તુંજ છે. આથી રાજાએ શરમાઈ
ઈ કહ્યું કે મને કંઈ ઉપદેશ કરી પાવન કરો. ત્યારે સંતે
હ્યું કે તને ભગવતે ધર્મના સિંહાસન પર બેસાડયો છે,
થી ભગવત ધર્મની મર્યાદા તને પૂછશે. માટે આ અધર્મને
ાર્ગે જતી તારી પ્રજાની રક્ષા કરવી એ તારો ધર્મ છે.
ાથી જેઓ પાપથી આજીવિકા પ્રાપ્ત કરનારા છે, તેમને
રૂર જેટલું ધન આપી પાપ માર્ગમાં જતા અટકાવ અને
ામ છતાં જે સ્વચ્છંદી થઈ ધર્મ મર્યાદાથી દૂર જાય, તેને
શિક્ષા કરી પાપમાંથી બચાવ. જેઓ પ્રબળ હોઈ જીવોનો
ંહાર કરતા હોય, તેને ખડ્ગથી સજા કર. જો તું આમ
ાહિ કરે તો પ્રથમ તો તુંજ નર્કનો અધિકારી થઈશ.
ાજાએ કહ્યું કે કંઈ અધિક બોધ કરો. ત્યારે સંત બોલ્યા,
ે હે રાજા! તું નદી સમાન અને તારા મંત્રીઓ પ્રવાહ
ામાન છે. જો તું જાતે નિર્મળ હઈશ, તો તે પણ નિર્મળ
હેશે.

એક વખત એક સંત એમ વાંચી રહ્યા હતા, કે દરેક
જણે યથાશકિત શુભ કર્મ કરવાં. તે વખતે એક રાજા
પોતાના પ્રધાન સાથે તે સંતનાં દર્શન માટે આવ્યો હતો.
તેણે બહારથી આ સાંભળ્યું, અને વિચાર કર્યો કે સંતનું
એક વચન પણ સર્વ ઉપદેશનું મૂળ હોય છે. પછી પ્રધાને

સંતનું બારણું ઠોકયું, એટલે સંતે પૂછયું કે કોણ છે? પ્રધાને કહ્યું કે રાજા આપનાં દર્શન માટે પધાર્યા છે. સંતે જવાબ આપ્યો કે અમારે રાજાઓનું શું પ્રયોજન છે? ત્યારે પ્રધાને કહ્યું કે આપે રાજાનો અનાદર કરવો યોગ્ય નથી. એટલે સંતે બારણું ખોલાવ્યું, પણ અંદર દીવો હતો તે હોલવી નંખાવ્યો. રાજાએ અંદર જઈ સંતના ચરણ પર મસ્તક મૂકી, પોતાના હાથથી તેમના ચરણ પકડયા. સંતે કહ્યું કે રાજા! તારા હાથ ઘણા કોમળ છે, પણ નર્કના અગ્નિથી એની રક્ષા કરે તો ઠીક, અને યથાર્થ માર્ગે વિચરે તો ઘણું સારૂં; કારણ કે પરલોકમાં તને, તારી દરેક ફરજ તેં કેટલી બજાવી તે પૂછશે. આ સાંભળી રાજા રૂદન કરવા લાગ્યો, અને મૂર્છિત થઈ ગયો, એટલે પ્રધાને કહ્યું કે મહારાજ! હવે બસ કરો. રાજાને આપના વચનથી મૂર્છા આવી ગઈ. સંતે જવાબ આપ્યો, હે કુમંત્રી! રાજા તમારા જેવાઓની સંગતિથી મૂર્છા પામ્યો છે. રાજા જ્યારે સતેજ થયો, ત્યારે સંત આગળ ત્રણ હજાર રૂપીઆ મૂકયા અને કહ્યું કે આ ધન પાપ રહિત મેળવેલું છે, માટે તેનો અંગિકાર કરી મને કૃતાર્થ કરો. ત્યારે સંત ત્યાંથી ઉભા થયા, અને કહેવા લાગ્યા કે હું તને માયાથી વિરક્ત કરવા ઇચ્છું છું, ત્યારે તું મનેજ માયામાં નાંખવા માંગે છે? એમ કહી તે ધનનો ત્યાગ કરી તે મહાપુરૂષ ત્યાંથી ચાલી નીકળ્યા.

એક સંતને કોઈ રાજાએ પોતે કેવી રીતે વતવું તે સંબંધી પ્રશ્ન કર્યો. ત્યારે સંતે કહ્યું કે તારાથી નાના હોય તેને પુત્રવત્, સમાન હોય તેમને બંધુ સમ, અને મોટા હોય તેમને પિતા તુલ્ય જાણ. કોઇ અપરાધી હોય તો તેના અપરાધ પ્રમાણે તેને શિક્ષા કર, પણ મનમાં એમ ભાવ રાખજે કે મેં એના ભલા માટે શિક્ષા કરી છે. ક્રોધથી જો કોઇને સહજ પણ શિક્ષા કરીશ, તો નર્કનો અધિકારી થઇશ.

નવમી યુક્તિ એ છે કે રાજાએ પોતાના મનમાં એવું અભિમાન રાખવું કે મારે કોઇને શિક્ષા કરવી પડતી નથી; અને મંત્રી, પ્રધાન, સેનાપતિ વગેરેનાં પાપકર્મનું ફળ પણ રાજાને ભોગવવું પડે છે, તેથી તેઓને પાપથી વર્જિત રાખવા.

એક રાજાએ પોતાના પ્રધાનને લખ્યું કે "ભાગ્યવાન પ્રધાન તેનેજ જાણવો, કે જેના કારભારમાં પ્રજા સુખી રહે. જેની પ્રજા ધર્મહીન અને દુઃખી થાય, તે રાજાને મંદભાગી જાણવો. તેથી તારા કર્તવ્યમાં તારે સચેત રહેવું. જો તું ભોગોમાં લપટાઈ જઈશ, તો તારા નોકરો પણ તેમ કરશે, અને પ્રજા દુઃખી થશે." જે રાજાનો પ્રધાન પાપી હોય, તેને રાજા શિક્ષા ન કરે, તો તેના પાપનું ફળ રાજાને ભોગવવું પડે છે. રાજાએ જાણવું કે માયામાં આસક્ત થઈ પરમાર્થથી વિમુખ થવું એ મહાન પાપ છે,

અને પ્રધાન વગેરે સર્વ નોકરો પોતાના પ્રયોજનના અર્થી હોય છે, માટે જો હું તેમને વશ થાઉં, તો ધર્મથી વિમુખ થઈ મહાન પાતકી ગણાઉં.

જે રાજાએ પોતાનું શરીર વિચારે કરીને દૃઢ કર્યું છે, તેજ આવી રીતે વર્તી શકે છે. શરીરને ધર્મનીતિમાં રાખવું, એટલે બુદ્ધિ ઉપર ક્રોધ ન રાખવો, અને ભોગને પ્રબળ થવા ન દેવા. જેણે બુદ્ધિરૂપી દેવને ક્રોધરૂપી રાક્ષસના હાથમાં બાંધી મૂકયો છે, તેનાથી કોઈ પ્રકારે ધર્મ નીતિ પાળી શકાતી નથી. તાત્પર્ય એ છે કે પ્રથમ વિચાર રૂપી સૂર્ય હૃદયમાં ઊગે છે. તેનો પ્રકાશ સર્વ ઇંદ્રિયોમાં વર્તે છે, અને તે બધી પ્રજા ઉપર અજવાળું પાડે છે; તેથી જેમ સૂર્ય શિવાય પ્રકાશની આશા રાખવી એ વ્યર્થ છે, તેમ વિચાર રહિત વર્તનથી પ્રજાને રાજી કરવાની આશા રાખવી, એ પણ વ્યર્થ છે.

પરમબુદ્ધિ તેનેજ કહેવાય, કે જે સર્વ કર્મના ભેદને જાણી શકે; જેમકે નાના પ્રકારનાં ભોજન વાસ્તે વિચારની મર્યાદાનો ત્યાગ થાય, તો એમ વિચારવું કે ખાનપાનની અભિલાષા તો પશુને પણ હોય છે; સુંદર વસ્ત્રોની અભિલાષાથી ધર્મનો ત્યાગ થાય, તો એમ વિચારવું કે શૃંગાર કરવો એ તો સ્ત્રીઓનું કાર્ય છે; ક્રોધથી ધર્મ છૂટતો હોય, તો એમ જાણવું કે એ તો ક્રૂર પશુવૃત્તિ છે; માન માટે

ધર્મનો ત્યાગ થતો હોય, તો એમ વિચારવું કે સર્વ કોઇ પોતપોતાના પ્રયોજન માટેજ સેવા અને પ્રશંસા કરે છે. આવી રીતે જે સર્વ ભેદને સમજે તેનેજ ખરો બુદ્ધિમાન જાણવો, અને તેથીજ સંતો કહે છે કે સર્વ શુભ ગુણનું મૂળ બુદ્ધિ છે.

દશમી યુક્તિ એ છે કે રાજામાં અભિમાન ન હોવું ન જોઇએ. અભિમાન, ક્રોધનું મૂળ છે, અને ક્રોધ, બુદ્ધિનો પરમ શત્રુ છે, તેથી રાજાએ પ્રથમ ક્રોધથી થતાં નુકસાન જાણવાં જોઇએ. અકસ્માત પણ ક્રોધ ન ઉપજે તેટલા માટે સ્વભાવમાં દયા અને સહનશીળતા દૃઢ કરવાં. એમ જાણવું કે ક્રોધ અસુરનો સ્વભાવ છે. કોઇ કટુ વચન કહે તે જો સત્ય કહેતો હોય તો તેનો ઉપકાર માનવો; અને જો ગેરવ્યાજબી કહેતો હોય તો પણ તેનો ઉપકાર માનવો, કારણ કે તેથી સહનશીળતા દૃઢ થાય છે.

જે ક્રોધને જીતે છે, તેજ ખરો બળવાન છે. કોઇ ક્રોધને યોગ્ય હોય, તોપણ તેના તરફના વર્તનમાં વિચારની મર્યાદાનો ત્યાગ ન કરવો, અને અનુચિત વચન ન કહેવું. તેમજ કોઇ પર પ્રસન્ન થાય, ત્યારે યથાર્થપણું ભૂલવું ન જોઇએ.

એ સંત કહે છે કે કોઈ પણ પુરૂષના ધૈર્ય અને ક્રોધની પરીક્ષા કર્યા શિવાય તેના ઉપર વિશ્વાસ કરવો અયોગ્ય છે.

એક વખત એક રાજપુત્ર વિદ્યાભ્યાસ માટે જતો હતો, ત્યારે એક દુષ્ટ આવી તેને કટુવચન કહેવા લાગ્યો. આથી રાજપુત્રનો નોકર ક્રોધ યુક્ત થઈ તેને મારવા તૈયાર થયો, પણ રાજપુત્રે નોકરને અટકાવી પેલા દુષ્ટને કહ્યું, કે અરે ભાઈ? તું કહે છે તે કરતાં પણ હું વધારે ખરાબ છું, પણ તારે કંઈ જોઇતું હોય તો માંગ. આ સંભાળી પેલો દુષ્ટ ઘણો લજવાયો, ત્યારે રાજપુત્રે તેને એક હજાર રૂપીઆ અને પોતાના ખભાપરનું વસ્ત્ર આપ્યું, તે લઈ તે કહેવા લાગ્યો, કે નિઃસંદેહ તું કોઈ મહાનુભાવનું સંતાન છે. વળી બીજીવાર એમ બન્યું કે તે રાજપુત્રે નોકરને બે વખત બોલાવ્યો, છતાં તે બોલ્યો નહિ, ત્યારે તેની પાસે જઈ તેણે કહ્યું કે તને બે વાર બોલાવ્યો. છતાં તું કેમ નહિ આવ્યો? નોકરે કહ્યું કે આપની સહનશીળતાથી હું નિર્ભય હતો; કારણ કે હું એમ જાણું છું કે આવી અવજ્ઞા માટે આપના તરફથી મને શિક્ષા નહિ થાય. ત્યારે રાજપુત્ર ઘણો ખુશી થઈ કહેવા લાગ્યો કે મારા ઉપર ભગવતનો મહાન ઉપકાર છે, કે મારા નોકરો પણ મારા ક્રોધથી નિર્ભય છે. તાત્પર્ય કે જે રાજાની બુદ્ધિ ધર્મમાં સ્થિત છે, તેને ઉપર કહેલી યુક્તિઓ બસ છે.

---

# પ્રકરણ ૪ થું.

## મનના યત્ન.

[૧]



ભલો સ્વભાવ એજ ધર્મ છે, એજ પરલોકમાં ઉત્તમ પદાર્થ છે, અને એજ સર્વ કર્મથી શ્રેષ્ઠ છે.

કોઈ સંતને એક પુરૂષે ઉપદેશ માટે પ્રાર્થના કરી, ત્યારે તેમણે કહ્યું કે તારી સાથે કોઈ બુરાઇ કરે, તેની સાથે તારે ભલમનસાઈથી વર્તવું, અને સર્વ જીવ સાથે ભલાઇ રાખવી. જેનો સ્વભાવ ભલો છે, અને જેનું હૃદય પ્રસન્નતા સહિત ખુલ્લું રહે છે, તેને નર્કના અગ્નિનું દુઃખ ભોગવવું પડતું નથી. એક સ્ત્રી દિવસે વ્રત, અને રાત્રે જાગ્રણ કરી, સર્વદા ભજનમાં નિમગ્ન રહેતી; પણ તે સ્વભાવે એવી હતી કે પાડોશીઓને સર્વદા કટુવચનોથી દુઃખાવતી, તેથી તે નર્કની અધિકારી થઈ. ખટાશ જેમ દૂધને બગાડે છે, તેમ બૂરો સ્વભાવ ભજનનો નાશ કરે છે. મહાપુરૂષો હમેશાં પ્રાર્થના કરે છે, કે હે ભગવત! જેવું મારૂં શરીર સુંદર બનાવ્યું છે, તેવોજ મારો સ્વભાવ પણ ભલો કર. ભગવતની સર્વ બક્ષીસો પૈકી ભલો સ્વભાવ એ સર્વોત્તમ બક્ષીસ છે. એક મહાપુરૂષે એક મોટું આશ્ચર્ય જોયું, કે એક પુરૂષને પડેલો દીઠો, અને તેની તથા ભગવતની વચ્ચે

મોટો પડદો દીઠો; પણ જ્યારે તે પુરૂષના હૃદયમાં ભલો સ્વભાવ આવ્યો, ત્યારે પડદો દૂર થઈ ગયો, અને તેને ભગવતનો મેળાપ થયો. ઘણાં તપ કે જાગ્રણથી જે અવસ્થા પ્રાપ્ત થાય છે, તે ભલા સ્વભાવથી સહજ પ્રાપ્ત થાય છે. આ ભલા સ્વભાવની પૂર્ણતા મહાપુરૂષોમાંજ હોય છે. એક વખતે એક મહાપુરૂષના અવાસમાં કેટલીક સ્ત્રીઓ નિડરપણે મોટે સ્વરે ગાતી હતી, એટલામાં ઉંમર નામના સંત ત્યાં આવ્યા, એટલે તેઓ ચપળતા છોડી મૌન થઈ બેઠી; ત્યારે ઉંમરે કહ્યું કે હે બાઈઓ તમને મોટા ઘાંટા પાડતાં આ મહાપુરૂષનો ભય ન લાગ્યો ? અને મને જોઈને શાન્ત કેમ થઈ ગઈ? તેઓ બોલી કે આ મહાપુરૂષનો સ્વભાવ અતિ કોમળ છે, અને તમારો સ્વભાવ કઠોર છે, તેથી અમને તમારો ડર લાગ્યો. મહાપુરૂષે ઉંમરને કહ્યું કે ઉંમર! તારા તેજ આગળ માયા તને દીઠા પહેલાં નાસી જાય છે, તો બીજાની શું તાકાત! એમ કહી એમના પર પ્રસન્નતા દેખાડી. એક સંતને માર્ગમાં એક મનુષ્યની સોબત થઇ, પછી જ્યારે તે જુદો પડયો, ત્યારે સંત રૂદન કરવા લાગ્યા. તેથી લોકોએ સંતને પૂછયું, કે મહારાજ! આપને શું થયું ? ત્યારે સંતે કહ્યું કે આ મનુષ્ય મારાથી છૂટો પડયો, પણ એનો બુરો સ્વભાવ એની સાથેજ રહ્યો તેથી હું રોઉં છું. અબુચક કિતાઈ કહે છે, કે ભલા સ્વભાવનું નામજ

ફકીરી છે. વળી એક સંત કહે છે, કે કઠોર સ્વભાવ એ એવું પાપ છે, કે તેથી કોઈપણ શુભ ગુણ ફળ આપતો નથી; અને ભલો સ્વભાવ એવું ભજન છે, કે તેથી સર્વ પાપ નાશ થઈ જાય છે.

વિદ્યા, ભોગોને જીતવા, ક્રોધને જીતવો, અને શુભ વિચાર કરવો; આ ચાર ગુણ જે પુરૂષમાં સમાન હોય, તેનો સ્વભાવ સંપૂર્ણ ભલો કહેવાય. વિદ્યાથી સત્યાસત્ય સારી રીતે જાણવું, વચન અને કર્મની ભલાઈ બુરાઈનો ભેદ સમજવો, અને એમ પણ જાણવું કે આ પ્રતીતિ સત્ય અને આ અસત્ય છે. આમ વચન, અને કર્મ અને નિશ્ચયને સારી રીતે જાણવાથી હૃદયમાં સર્વ ગુણના મૂળરૂપ અનુભવ ઉત્પન્ન થાય છે. ભોગોને જીતવા, એટલે તેને પ્રબળ ન થવા દેતાં બુધ્ધિની આજ્ઞાનુસાર વર્તાવવા. ક્રોધ જીતવો એટલે વિચારની આજ્ઞા છોડી કોઈને દુઃખવવા નહિ. ચોથો ગુણ જે વિચાર, તેનું બળ આ ત્રણેમાં વર્તે; એટલે ભોગ અને ક્રોધને વશ કરી વિદ્યાનું સાર્થક કરવું. જેનામાં આ ચાર લક્ષણો હોય; તેનેજ ભલા સ્વભાવવાળો જાણવો. જેમ કોઈ પુરૂષ શરીરે સુંદર હોય, પણ જો નેત્ર, કાન કે બીજું કોઈ અંગ કુરૂપ હોય, તો તે રૂપવાન કહેવાતો નથી, તેમ આ ભલા સ્વભાવમાં પણ કુરૂપતા ન હોવી જોઇએ. એ કુરૂપતા બે પ્રકારની છે. એક મર્યાદાથી આગળ જવું, અને બીજી

મર્યાદાની પાછળ રહેવું. જો વિદ્યા મર્યાદાથી અધિક હોય તો નાના પ્રકારની મલિનતા વિષે પ્રસરે છે, તેથી ચપળતા અને ચતુરાઈ સાથે અભિમાન આવે છે, અને જો થોડી હોય તો મૂર્ખતા અને જડતા પ્રાપ્ત થાય છે; પણ જો પૂર્ણ મર્યાદામાં હોય, તોજ સુમતિ અને શુદ્ધ સંકલ્પ ઉપજે છે. તેમજ ક્રોધનું બળ જો અધિક હોય, તો અભિમાન, અહંકાર, દુર્વચન, વઢાવવું, પોતાની સ્તુતિ કરવી, અને નિઃશંક થઈ પોતાને ભયાનક સ્થાનમાં નાંખવો, ઈત્યાદિ અવગુણ ઉપજે છે, અને જો ક્રોધ અલ્પ હોય તો પરાધીનતા, કપટ આદિ બુરા સ્વભાવ ઉપજે છે, પરંતું તે મર્યાદામાં હોય, ત્યારે ચિત્ત દૃઢ થાય છે, અને પુરૂષાર્થ, બળ, સહનશીળતા, વગેરે શુભ ગુણો ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે ભોગોની પ્રબળતાથી તૃષ્ણા, કૃપણતા, અશુધ્ધતા, ઈર્ષા વગેરે ઉપજે છે, અને સર્વથા ભોગોથી રહિત થાય, તો આળસ, કાયર-પણું, અસ્થિરતા વગેરે ઉપજે છે. પણ જો ભોગ મર્યાદામાં હોય, તો સંયમ, ધૈર્ય, સંતોષ વગેરે શુભ ગુણો ઉત્પન્ન થાય છે. તાત્પર્ય કે દરેકને અધિક અને અલ્પ એવા બે કિનારા છે; પરંતુ મર્યાદામાં રહેવું તે વાળથી પણ સૂક્ષ્મ અને કષ્ટસાધ્ય છે.

મનુષ્ય પણ ચાર પ્રકારના હોય છે. ૧. જેનામાં સંપુર્ણ શુભ ગુણ હોય તે, પણ એવા તો કોઈ સંતજ હોય

છે. ૨. જેનામાં માત્ર બુરા સ્વભાવજ હોય તે. એવા મનુષ્ય અસુર કહેવાય છે. ૩. જેનામાં ઉપરના બેઉ સ્વભાવ મધ્યમ હોય, પણ સુંદરતા અધિક હોય તે. ૪. જેનામાં પહેલા બે સ્વભાવ મધ્યમ હોય, પણ કુરૂપતા અધિક હોય તે. જેમ શરીરે પૂર્ણ સ્વરૂપવાન કે કદરૂપા ઘણા થોડાજ હોય છે, પણ મધ્યમ બહુ હોય છે; તેજ પ્રમાણે સ્વભાવના સંબંધમાં પણ સમજવું.

કેટલાક એમ કહે છે કે જેમ શરીરની સુંદરતા કે કુરૂપતા બદલી શકાતી નથી. તેમજ સ્વભાવ પણ બદલી શકાતો નથી. આ કહેવું વ્યાજબી નથી; કારણ કે તેથી સર્વ ઉપદેશ મિથ્યા થઈ જાય છે. જે મૃગ મનુષ્યને જોઇ ભયથી નાસી જાય છે, તેજ મૃગ પ્યારથી, બાંધ્યા શિવાય મનુષ્યની પાછળ પાછળ ચાલ્યો આવે છે. માટે સ્વભાવને બદલવો, તે શરીરના રૂપ, રંગ બદલવા જેવું નથી. કાર્ય બે પ્રકારનાં હોય છે. એક યત્નસાધ્ય, અને બીજું અસાધ્ય. ખજુરના બીજમાંથી આંબાનું વૃક્ષ ઉત્પન્ન કરવું અસાધ્ય છે, પણ તેમાંથી ખજુરનું વૃક્ષ ઉત્પન્ન કરવું યત્નસાધ્ય છે. તેમજ મનુષ્યને આહારવિહારાદિ ભોગોથી સર્વથા મુક્ત થવું સાધ્ય નથી, પણ મર્યાદાનુસાર ભોગ ભોગવવા, એ યત્નસાધ્ય છે. એમાં ભેદ એટલોજ છે, કે કોઈ સહજ યત્નથી સાધ્ય કરી શકે છે, ત્યારે કેટલાકને ઘણો યત્ન

કરવો પડે છે. કેટલાક મનુષ્ય જન્મથી કોરા કાગળ જેવ
હોય છે. એટલે તેમને સત્યાસત્યની ખબર હોતી નથી
તેથી ભલો કે બુરો કોઈપણ સ્વભાવ તેનામાં વિદ્યમા
નથી હોતો, તે ઉપદેશના ઉત્તમ અધિકારી છે. તેઓ ભલ
સ્વભાવ સહજ અંગિકાર કરી શકે છે. આદિ જન્મ વિં
સર્વ બાળક એવાં હોય છે, પણ ઉત્તરોત્તર તેમન
માતાપિતા તેમના ધર્મનો નાશ કરે છે. બીજા મનુષ્
જન્મથી એવા સ્વભાવવાળા હોય છે, કે જેમણે ભલાબુરાને
નિશ્ચય કીધો નથી, અને થોડા કાળ ભોગ તથા ક્રોધમ
વર્તમાન હોય, પરંતુ તેઓ એમ સમજે છે કે આ સ્વભાવ
સારો નથી. એવા પુરૂષનો સ્વભાવ બદલવો કષ્ટસાધ્ય છે
કારણ કે એમને બુરા સ્વભાવને દૂર કરવાનો, અને ભલ
સ્વભાવનું બીજ હૃદયમાં રોપી તેની વૃદ્ધિ કરવાનો, એવ
બે પ્રકારના યત્ન કરવાના હોય છે. જો એ પુરૂષ શ્રદ્ધાવા
અને પુરૂષાર્થી હોય, તો ભલાઈ જલદી પ્રાપ્ત કરી શકે છે
કેટલાક પુરૂષ એવા હોય છે કે જેનો સ્વભાવ પાપમાંજ
દૃઢ થયો હોય છે, અને એમ જાણતા નથી કે આ પાપ છે
ઉલટું તેમને તે સુંદર ભાસે છે. એવાનો સ્વભાવ ફેરવવે
અતિ કઠણ છે. તેને તો કોઇ વિરલા સંતજ ફેરવી શકે
ચોથા એવા છે, કે જે પાપકર્મ કરી બડાઈ કરે છે, અને તેમ
મોટાઇ માને છે, કે અમે આટલું મદિરાપાન કર્યું ! કામાદિ

ભોગો ભોગવવામાં અમને આટલું બળ છે. આવા પુરૂષ ભલાઇનો ઉપદેશ અંગિકાર કરતાજ નથી. તેમના પર જો અકસ્માત ભગવતની કૃપા થાય, તો જુદી વાત છે, નહિ તો તેમાં મનુષ્યના યત્નનું બળ ચાલતું નથી.

બુરો સ્વભાવ સુધરવાનો ઉપાય એ છે, કે પોતાના સ્વભાવાનુસાર વર્તવું નહિ. ભોગોનો નાશ ભોગોથી વિપર્યય થયા શિવાય સિદ્ધ થતો નથી. વિરોધી પદાર્થ પોતાના વિરોધથી દૂર થાય છે. જેમકે ક્રોધનું ઔષધ સહનશીળતા છે, અભિમાનનું ઔષધ નમ્રતા છે, અને કૃપણતાનું ઔષધ ઉદારતા છે. એજ પ્રમાણે સર્વ રોગનું ઔષધ તેની વિરોધી વસ્તુ છે. પોતને શુભકાર્યમાં નિમગ્ન રાખે તો આપોઆપ સ્વભાવ ભલો થઈ જાય છે. ધર્મશાસ્ત્રોએ શુભકાર્યની આજ્ઞા એટલા માટેજ કરેલી છે. જેમ બાળક પ્રથમ નિશાળે જાય, ત્યારે તેને ઠીક ન લાગવાથી અથવા ભયથી તે પાછો નાસી આવે છે, પણ એક વખત શિક્ષા કરી તેમાં તેને જોડવાથી નિશાળમાં જવું એ તેનો સ્વભાવ થઇ જાય છે, અને કાળે કરીને તે વિદ્વાન થાય છે, પછી તે વિદ્યાના રસને છોડતો નથી. તેમજ શેત્રંજ, જુગાર વગેરે રમતોથી રમવામાં નિમગ્ન થાય છે, ત્યારે એવો સ્વભાવ થઈ જાય છે કે સઘળો ખજાનો ખુટી જાય તો પણ તેની આંખ ઉઘડતી નથી. તે સ્વભાવમાં એવો દૃઢ થઈ જાય છે કે દુઃખ અને દંડ

સહન કરવામાં આનંદ માને છે. જેને ચોરી કરવાનો સ્વભાવ પડયો હોય, તેને વારંવાર શિક્ષા થયા છતાં તે બદલાતો નથી. તેજ પ્રમાણે ભલા સ્વભાવનું પણ સમજવું.

શુદ્ધ સ્વભાવ દૃઢ થવો સુગમ છે. ભજન કરવું અને કામાદિકને વશ કરવા એ મનુષ્યનો સહજ સ્વભાવ છે; પરંતુ ભજનમાં રૂચી ન કરવાથી ભોગોમાં અધિક દૃઢ થાય છે. જેમ રોગી દુઃખદાયક આહારમાં વિશેષ પ્રીતિ કરે છે, તેમ મનુષ્યો ભોગોમાં વિશેષ પ્રીતિ રાખે છે. જેમ શરીરના રોગ વૈદ્યની આજ્ઞા પાળવાથી મટે છે, તેમ હૃદયના રોગ સંતજનોના અને શાસ્ત્રોનાં વચન પાળવાથી મટે છે. એ બેઉ વૈદ્યનો એકજ સ્વભાવ હોય છે. શરીરમાં ગરમી થઈ હોય, તો વૈદ્ય ઠંડા ઉપચાર કરે છે, તેમ સંતજનો અભિમાનરૂપી રોગવાળાને દીનતા ધારણ કરાવવાનો ઉપચાર કરે છે.

સર્વ શુભગુણો ત્રણ પ્રકારે પ્રાપ્ત થાય છે. કેટલાક જન્મથીજ ગુણવાન હોય છે, કેટલાક યત્ન કરી શુભકર્મમાં દૃઢ થઇ સ્વભાવ સુધારે છે, અને કેટલાક શુભ સ્વભાવવાળાના સંગથી સુધરે છે. જેને આ ત્રણે એકત્ર થાય, એટલે જન્મથીજ સ્વભાવ સારો હોય, પોતે શુભકર્મ કરતો હોય, અને શુભ સંગતિ પ્રાપ્ત થાય તો તેને પૂરો ભાગ્યવાન માનવો; અને તેથી જે વિરૂદ્ધ હોય, એટલે જન્મથી પાપી

હોય, પાપાચરણુમાંજ પ્રવૃત્ત હોય, અને ખરાબ સોબતમાં રહેતો હોય, તેને પૂરો ભાગ્યહીન જાણવો.

ભલાં કર્મ શરીરથી થાય છે, પણ તેનો પ્રકાશ હૃદયમાં જઈ પહોંચે છે, અને તેજ ઉત્તમ બીજ રૂપે થાય છે; તેમજ બુરા કર્મોથી હૃદયમાં અંધકાર થાય છે, અને તે મંદભાગ્યના બીજ સમાન છે. આ કારણુથીજ જીવને આધિભૌતિક લોકમાં ઉત્પન્ન કર્યો છે, કે તેથી તે શરીરદ્વારા ભલા સ્વભાવો પ્રાપ્ત કરી શકે. જેમ લખવું, એ હાથનું કામ છે, પણ તેમાં કારીગરી બુદ્ધિની છે. કોઈ સુંદર અક્ષર લખવા ઇચ્છતો હોય, તે સુંદર અક્ષરોનો આકાર યત્નથી ઓળખે, પછી હૃદયમાં સુંદર અક્ષરની પ્રતિમા દૃઢ કરે, ત્યારેજ આંગળીઓ સુંદર અક્ષર લખી શકે છે; તેમજ શુભકર્મો કરવાથી હૃદયમાં શુભ સ્વભાવ દૃઢ થાય છે, એટલે પછી કર્મ પણ આપોઆપ શુભજ થાય છે.

જેમ શરદી થાય ત્યારે ગરમ ઔષધનું સેવન ગુણકારી છે, પરંતુ મર્યાદાનુસાર ન ખાતાં વિશેષ ખાય તો તે બીજા નવા રોગ ઉત્પન્ન કરે છે, તેમ શરીરનો સ્વભાવ સમાન થતાં ઔષધનો ત્યાગ કરવો ઈષ્ટ છે. જેમ કૃપણને ઉચિત છે કે તેણે પરમાર્થમાં ધન ખરચવું, અને જ્યાં સુધી અધિકારીને આપવામાં હૃદય ખેંચાય નહિ ત્યાં સુધી યત્ન કરી વાપરવું; પણ એવી સરળ સ્થિતિ પ્રાપ્ત થયા પછી

વ્યર્થ ખર્ચ કર્યા કરવો નિંદ્ય છે. મર્યાદાથી અધીક નહિ તેમ કમી પણ નહિ, એવી સમાન વૃત્તિ પ્રાપ્ત થવું જોઇએ.

જ્યાં સુધી શુભકર્મોમાં સ્વાભાવિક રૂચી ન થાય, અને યત્ન વડે તે કરવાં પડે, ત્યાં સુધી તે રોગી છે; પરંતુ યત્નરૂપી ઔષધનો અંગિકાર કરે છે, એટલો તે ભલો છે હઠ અને ધૈર્યથી રોગ દૂર કરી શકાય છે. જે વિચાર કરી ધન સંગ્રહ કરે છે, તે કૃપણ નથી, પણ ધન સંગ્રહમ જેની સ્વાભાવિક અધિક પ્રીતિ હોય, તે કૃપણ કહેવાય છે જે ધન આપતાં સંકોચાતો નથી, તે પૂર્ણ ઉદાર છે. એવી રીતે બધાજ સ્વભાવ સ્વાભાવિક ભલા થવા જોઇએ. જ્યારે યત્ન અને હઠ દૂર થઈ જાય, સંતજનોનાં વચનાનુસાર સહજ વર્તે, અને પોતાની અભિલાષા કંઈજ ન રાખે; ત્યારે રોગ સમૂળગો ગયો એમ જાણવું. એમાં એક ગુપ્ત ભેદ છે, પણ તે આ ગ્રંથમાં સંપૂર્ણ કહી શકાય એમ નથી. સૂચના માત્ર કહેવાશે. જેનો સ્વભાવ દેવતાઓ જેવો નિર્મળ થાય, તે ભાગ્યવાન કહેવાય છે. જેને ધન કે માનમાં આશક્તિ ન રહે, કેવળ ભગવત પ્રેમમાંજ મગ્ન રહે, અને બીજું કંઈ દેખેજ નહિ, તેને ઉત્તમ પુરૂષ જાણવો. શરીરધારી મનુષ્યોથી સર્વ સ્વભાવોથી રહિત નથી થવાતું તેથી સમાનતામાં સ્થિત થવું ઉત્તમ છે. ભગવાન કહે છે, કે "મારૂજ

સ્મરણ કરો, અન્ય સર્વને વિસારો, સર્વ વિષે મનેજ જુઓ, અને મારા દાસ થાઓ.”

જેમ બાળક પ્રથમ ભણવા જાય છે, ત્યારે તેને એમ લાલચ અપાતી નથી, કે ભણવાથી તેને મોટાઇ અને માન પ્રાપ્ત થશે; પરંતુ તેને તો પ્રથમ સારૂં સારૂં ભોજન આપવાની લાલચો આપે છે, જરા મોટો થાય ત્યારે સુંદર વસ્ત્રો, રમકડાં વગેરેની લાલચ આપવામાં આવે છે, જ્યારે સંપૂર્ણ વિદ્યા ભણી રહે ત્યારે તેને માન અને મોટાઈ મળવાનું કહેવાય છે, અને જ્યારે વિદ્યાનો ખરો પ્રકાશ થાય છે ત્યારે જગતનાં માનાદિક અસત્ય જણાવી અવિનાશી પદ મેળવાનો યત્ન કરવાનું કહેવાય છે; તેજ પ્રમાણે જીજ્ઞાસુને શરૂઆતમાંજ તત્વજ્ઞાનનો ઉપદેશ ન કરવો. તેને તો પ્રથમ શુદ્ધ કર્મો કરવા માટે પુરૂષાર્થ કરવાનો ઉપદેશ કરવો, અને એમ કરવાથી જગતમાં મોટો તથા ધર્મિષ્ટ કહેવાવાની લાલચો આપવી. એમ કરતાં જ્યારે ધન અને ભોગોની અભિલાષાથી રહિત થાય, અને વૈરાગ્યનું અભિમાન સ્ફૂરે ત્યારે તે અભિમાન દૂર કરવા તેને ભિક્ષા માગવા મોકલવો; અને ત્યાં પણ જો માન મળે તો કંઈ નીચ સેવા કરાવવી, અને જેવો રોગ તેવા શનૈઃ શનૈઃ ઉપચાર કરવા. સર્વ સ્વભાવ વીછુ જેવા છે, પણ માન અજગર સમાન છે, માટે જીજ્ઞાસુને નિર્માની કરવો. શ્રદ્ધા એવી હોવી જોઇએ કે

ભગવત શિવાય કોઇ પદાર્થપર પ્રીતિ ન થાય. શરીરનો
આહાર અન્ન છે, અને હૃદયનો આહાર ભગવત પ્રીતિ છે.
જેમ મંદ ક્ષુધાવાળો રોગી કહેવાય છે, તેમ ભગવતપ્રીતિ
વગરનું હૃદય રોગી સમજવું. પોતાના રોગના જાણનાર
તેના ઉપચારમાં સાવધ રહેવું જોઇએ.

જે માણસ રોગી હોવા છતાં પોતાને આરોગ્ય માને
છે, તે પોતાના અવગુણ જોવામાં અંધ છે, એમ સમજવું.

અવગુણ જોવાના ચાર ઉપાય છે. ૧. જીજ્ઞાસુએ એવા
સતગુરૂ પાસે રહેવું કે જ્ઞાતા હોય, અને કૃપા કરી શિષ્યના
અવગુણ દેખાડે. ૨. કોઇ મિત્ર અવગુણથી બચાવે. મિત્ર
એવો હોવો જોઇએ કે જે અવગુણને ઢાંકે નહિ, તેમજ
ઈર્ષ્યાથી અધિક પણ ન દેખાડે. ૩. વૈરીનાં વચનો સાંભ
ળવાં; કારણ કે વૈરી અવગુણનેજ જુએ છે. ૪. જ્યારે
બીજાનો કોઈ અવગુણ આપણને ખરાબ લાગે, ત્યારે પોતે
પણ તેવા અવગુણનો ત્યાગ કરવો, અને એમ વિચારવું કે
આ પુરૂષ આ અપલક્ષણથી બુરો દેખાય છે, તેમ હું પણ
તેવોજ દેખાઇશ. મૂઢ માણસો પોતાને શ્રેષ્ઠ માને છે, અને
નિરભિમાની મનુષ્યો પોતાને બુરા માને છે.

વાસનાથી વિપર્યય થવું, એ સર્વ ઔષધનું મૂળ છે
મનને નિર્વાસનિક કરવાથીજ ઉત્તમ સ્થાનમાં નિવાસ થાય
છે. એક મહાપુરૂષે જ્યારે મનમુખીઓને જીત્યા, ત્યારે તે

કહેવા લાગ્યા કે નાની લડાઇઓ જીતાઇ પણ હવે મોટી લડાઈ રહી છે. મન સાથે યુદ્ધ કરવું એ મોટી લડાઈ છે. હસનબસરી સંત કહે છે કે મન જેવું કઠોર અને અજીત બીજું કોઈ પણ પશુ નથી. ઈબ્રાહીમ ખવાસ કહે છે કે એકવાર હું પહાડપર જતો હતો, ત્યાં એક દાડમનું વૃક્ષ જોઈ તેનું ફળ ખાવાની મને ઇચ્છા થઈ. એક ફળ તોડીને ખાધું, પણ તે ખાટું નીકળ્યું, એટલે તે ફેંકી દઈ આગળ ચાલતો થયો, અને બીજું સારૂં ફળ જોવા માંડયું; એટલામાં એક માખીઓથી ઉભરાઇ જતા પુરૂષને જોયા. તેમને મે નમઃસ્કાર કર્યા, એટલે તેમણે મને નામ દઇને બોલાવ્યો. એટલે મેં આશ્ચર્યથી પૂછયું, કે આપે મને શી રીતે ઓળખ્યો ? તેમણે કહ્યું કે જે ભગવતને ઓળખે છે, તેને કંઇજ અજાણ્યું નથી. ત્યારે મેં કહ્યું કે આપ ભગવત પાસે આ માખીઓથી છૂટવા કેમ પ્રાર્થના નથી કરતા ? ત્યારે તેમણે કહ્યું કે તું પણ પ્રભુને ઓળખે છે, માટે તારી દાડમ ખાવાની ઈચ્છા પાર પાડવા તું પ્રાર્થના કર; કારણ કે તને તો તે ન મળવાથી હૃદયમાં દુઃખ થાય છે, અને માખીથી તો માત્ર મારૂં શરીરજ દુઃખી છે. દાડમ ખાવામાં પાપ નથી, છતાં બુધ્ધિમાન મનુષ્યો જાણે છે, કે ભોગવાસના પવિત્ર કે અપવિત્ર હોય પણ તે બન્ને નિંદ્ય છે; કારણ કે મનને જો પવિત્ર વાસનામાંથી નહિ છોડવીએ, તો તે

અપવિત્રવાસનાથી પણ નહિ છૂટે. જો મન રાજસી ભોગોમાં પ્રીતિસંયુક્ત વર્તે, તો આ સંસારને સ્વર્ગ જાણી મૃત્યુને દુઃખરૂપ માનશે, એટલે પછી ભજનમાં સ્વાદ નહિ પડે; પરંતુ મન જ્યારે પાપરહિત ભોગોથી પણ મુક્ત થાય, ત્યારેજ નિર્બળ થઈ આધીન થાય છે, અને પછી પરલોકના સુખમાં શ્રદ્ધાથી વળગે છે. જ્યારે મન દુઃખ અને આધીનતાથી ભગવતનામ લે છે, ત્યારે એટલું સુખ અને ફળ મળે છે કે તેનું સોવાર નામ લઈએ તે પણ તેની સમાન નથી.

જ્યારે બાજ પક્ષીને કોઈ પાળે છે, ત્યારે પ્રથમ તેનાં નેત્ર બંધ રાખે છે, અને યત્ન કરી તેના ઊડવાના સ્વભાવને રોકે છે; ત્યાર પછી તેને થોડો થોડો આહાર આપે છે, એટલે બાજ તેના પાળનાર સાથે પ્યાર કરવા લાગે છે, અને તેની આજ્ઞા ઉઠાવે છે. પછી તેને છૂટો ઉડાવે છે, તોપણ તે પ્યાર કરી ફરી પાછો આવે છે. તેજ પ્રમાણે મનને વાસનાઓથી ભિન્ન કરીએ નહિ, ત્યાં સુધી ભગવાનમાં પ્રીતિ થતી નથી; અને જ્યાં સુધી સર્વ ઇંદ્રિયોને રોકીએ નહિ, તથા ભૂખ, એકાંત, જાગ્રત અને મૌન ધારણ કરી મનને દંડીએ નહિ, ત્યાં સુધી મન ભગવતમાં પ્રીતિ કરતુ નથી. મનને આ યત્ન પ્રથમ કઠણ લાગે છે. જેમ બાળકને માતાનું દૂધ છોડવું કઠણ લાગે છે, પણ જ્યારે યત્ન કરી માતા તેને છોડાવે છે, ત્યારેજ છૂટે છે. પછી તેને આગ્રહ

પૂર્વક આપે તોપણ પીતો નથી, તેજ પ્રમાણે મનને જે પદાર્થપર ઘણો પ્રેમ હોય, તેનો યત્નથી ત્યાગ કરવો, અને જે સ્વભાવ પ્રબળ હોય, તેને વશ કરવો; એજ ઉત્તમ તપ છે. એટલે ધનમાનાદિકની પ્રીતિનો ત્યાગ કરવો; અને જે નિત્ય-સત્ય વસ્તુ છે, અને જે મૃત્યુ વખતે પણ સાથે રહે છે, એવા જે એક ભગવાન છે તેમનો સંગ કરવો. બીજો એવો ઉત્તમ પદાર્થ કોઈ પણ નથી.

દાઉદ સંતને આકાશવાણી થઈ હતી કે "દાઉદ! તારો સંગી એક હુંજ છું, તેથી તું મારી સાથેજ મેળાપ કર." શુભસ્વભાવનું આ એકજ લક્ષણ છે. વળી પ્રભુએ એમ પણ કહ્યું છે કે મારી પ્રીતિવાળા મનુષ્ય સર્વ વ્યવહારમાં ધૈર્ય સાથે વર્તે છે. 'ણુતિમાની' નામે સંત કહે છે; કે ગુરૂમુખીનું હૃદય વિચાર અને માહાત્મ્યમાં રમે છે, અને મનમુખીનું હૃદય આશા અને તૃષ્ણામાં ભમે છે. ગુરૂમુખી સર્વ સંસારથી નિરાશ રહી એક ભગવતનીજ આશા રાખે છે, ત્યારે મનમુખી સર્વ મનુષ્યોની આશા રાખે છે. ગુરૂમુખી ધનને ધર્મપર ઓવારી નાખે છે, ત્યારે મનમુખી ધર્મને ધનપર ન્યોછાવર કરે છે. ગુરૂમુખી ભજન કરતો થકો ભયથી રહે છે, અને મનમુખી પાપ કરતાં છતાં નિડર રહીને હસે છે. ગુરૂમુખીની એકાંત રહેવામાં પ્રીતિ હોય છે, અને મનમુખીની પ્રીતિ જગતના મેળાપમાં હોય છે. ગુરૂમુખી

સુકૃતનાં બીજ રોપે છે, તો પણ ડરતો રહે છે, કે રખે
મારી ખેતી કંઈ વિઘ્નથી નષ્ટ થઈ જાય; અને મનમુખ
અધમ બીજ રોપી ઉત્તમ ફળની આશા કરે છે.

સંતજનો કહે છે કે શુભચિત્તનાં લક્ષણ એ છે :
લજ્જાવાન, નિર્દોષ, સત્ય પરંતુ થોડું બોલનાર હોય તે
ઘણું ભજન કરી શકે. એક વખત ઈબ્રાહીમ અહમદ નામન
સંત એક વનમાં ચાલ્યા જતા હતા, તેમને એક સિપાઇએ
પૂછયું કે તું કોણ છે? તેમણે કહ્યું કે ગુલામ છું. સિપાઇએ
પૂછયું કે વસ્તી કયાં છે? ત્યારે તેમણે સ્મશાન તર
આંગળી કરી. સિપાઈએ ફરી કહ્યું કે હું વસ્તી કયાં
તે પૂછું છું. સંતે કહ્યું કે વસ્તી તો એજ છે. આથ
સિપાઈએ તે સંતને મારવા માંડયા, તેથી તેમના શરીરમાંથ
લોહી નીકળ્યું. પછી તે સંતને ખેંચીને નગરમાં લઈ ગયો
લોકોએ તે સિપાઇને કહ્યું, કે મૂર્ખ! તું જાણતો નથી
આ ઈબ્રાહીમ અહમદ છે. ત્યારે તે ઈબ્રાહીમનાં ચરણમ
પડયો, અને ક્ષમા માગવા લાગ્યો. લોકોએ પૂછયું
મારવાનું શું કારણ બન્યું? ત્યારે સિપાઈએ સર્વ વૃત્તાં
કહી સંભળાવ્યો. એટલે સંત બોલ્યા કે મેં સત્ય કહ્યુ
હતું; કારણકે હું ભગવતનો ગુલામ છું, અને ખરી વસ્ત
સ્મશાનમાંજ છે, કેમકે રોજ ત્યાં ઘણા લોક આવે છે
સિપાઇએ પૂછ્યું, કે મેં માર્યા ત્યારે આપને ક્રોધ તે

આવ્યોજ હશે ? સંતે કહ્યું કે ક્રોધ નહોતો થયો, પણ ભગવત પાસે તારા ભલાની પ્રાર્થના કરતો હતો. સિપાઈએ કહ્યું કે ભલું શા કારણથી ઇચ્છો છો ? સંતે કહ્યું કે મને દૃઢ વિશ્વાસ છે કે સહન કરવામાં મોટું ફળ છે, પણ એથી સામાને ઘણું દુઃખ સહન કરવું પડે, તેથી હું તારૂં ભલું ઇચ્છું છું.

ઉસ્માન હૈરી નામના સંત એક વખતે એક ગલી- માંથી ચાલ્યા જતા હતા, ત્યારે કોઇએ અચાનક તેમના ઉપર બારીમાંથી થાળી ભરીને રાખ નાંખી. સંત વસ્ત્ર ખંખેરીને ભગવાનને ધન્યવાદ આપવા લાગ્યા. તેથી લોકોએ પૂછ્યું કે એમાં ધન્યવાદ શું આપો છો ? સંતે કહ્યું કે હું અગ્નિમાં બાળી નાખવા જેવો છું, છતાં ભગવતે દયા કરી મને રાખ નાખી મુક્ત કર્યો.

વળી એક વખત એજ સંતને કોઇએ ભિક્ષા માટે આમંત્રણ કર્યું હતું. સંત જ્યારે તેને ઘેર જમવા આવ્યા, ત્યારે તેમની પરીક્ષા કરવા સારૂ તેમને ઘરમાં પેસતાં અટકાવ્યા, એટલે તે પાછા ફર્યા; પછી તેમને પાછા બોલાવ્યા ત્યારે ફરી આવ્યા. વળી જેવા ઘરમાં પેસવા જાય છે તેવા તેમને રોક્યા. આમ વારંવાર નિરાદર કર્યો, તોપણ જ્યારે પાછા બોલાવે ત્યારે આવે અને કાઢી મૂકે ત્યારે જતા રહે. પછી પેલા પુરૂષે કહ્યું, કે મહાનુભાવ !

હું આપની પરીક્ષા કરતો હતો. આથી સંતે જવાબ આપ્યં
કે જે સ્વભાવ તેં મારામાં જોયો, તે તો કુતરામાં પ
હોય છે, એમાં તારે આશ્ચર્ય પામવા જેવું કંઈજ નથ
ધન્ય છે મહાન પુરૂષોની મહત્તાને!

એક સંત શરીરે શ્યામ હતા. તે રોજ હમામખાનાર
સ્નાન કરવા જતા, ત્યારે ત્યાંનો નોકર બીજા લોકોને
કરીને તેમને નવરાવતો. એક દિવસ નોકર બહાર ગરે
હશે તે વખતે સંત આવ્યા. એટલામાં કોઈ અજાણ્રે
માણસ સ્નાન કરવા ત્યાં આવ્યો. તેણે સંતને નોકર જાણ
તેમની પાસે પોતાની સેવા કરાવી. સંત પેલા માણસ
સેવા કરતા હતા, એ અરસામાં પેલો નોકર આવી પહોંચ્યે
તેણે સંતને સેવા કરતા જોઈ ભયથી નાસવા માંડયું. થો
વાર પછી સંત સ્નાન કરી બહાર આવ્યા, ત્યારે લોકોએ
તેમને કહ્યું નોકર તો આપના ડરથી નાસી ગયો છે. સં
કહ્યું કે એમાં નોકરનો દોષ નથી, પણ મારા શ્યામવર્ણને
દોષ છે; કારણકે તે નોકરના જેવો મારા શરીરનો રં
હોવાથી કોઈ મને નોકર સમજે તેમાં તેનો દોષ નથી.

એક સંત શીવણકામ કરી પોતાનો નિર્વાહ કરત
હતા. એક માણસ તેમની પાસે કપડાં શીવડાવી દર વખ
મજુરીમાં ખોટા રૂપીયા આપતો. સંત તે રાખી મૂકત
હતા. એક વખત સંત બહાર ગયા હતા, અને નોક

દુકાનમાં હતો, તેને પેલો માણુસ ખોટા રૂપીયા આપવા આવ્યો. તે નોકરે લીધા નહિ, અને સંત ઘેર આવ્યા ત્યારે તે વાત કહી. આથી સંતે કહ્યું, કે તેં રૂપીઆ કેમ નહિ લીધા ? મને કેટલાંએ વર્ષથી એ માણુસ ખોટા રૂપીયા આપે છે, પણ હું તે લઈ જમીનમાં દાટી મૂકું છું; કારણકે રખેને બીજા કોઈ પાસે તે પૈસા જાય, અને કોઇ બિચારો ઠગાઈ જાય.

એક આવેસકરની નામે સંત હતા, તે જ્યારે નગરમાં જતા ત્યારે ત્યાંના બાળકો તેમને પથરા મારતા. સંત તેમને કહેતા, કે ભાઇઓ ! મને નાના નાના પથરા મારો; કારણકે મોટો પત્થર વાગવાથી કદાચ મારો પગ ભાંગશે તો મારાથી ભજનમાં ઊભું રહેવાશે નહિ.

એક સંત રસ્તે ચાલ્યા જતા હતા, ત્યારે કોઈ મૂર્ખ તેમની પાછળ પાછળ કટુવચનો કહેતો કહેતો ચાલ્યો આવતો હતો, અને સંત મૌન રાખી ચાલતા હતા. પછી સંત પોતાના સ્થાન પાસે આવ્યા, ત્યારે પેલાને કહ્યું કે ભાઈ! હવે તારે જેટલું કહેવું હોય તેટલું અહીંજ કહીદે. તને સંતોષ થતા સુધી હું અહીં ઉભો છું; કારણકે જો મારા સંબંધીઓ સાંભળશે, તો તને હેરાન કરશે.

માલિકદિનાર નામે સંતને કોઇ સ્રીએ કહ્યું કે તું કપટી છે. ત્યારે સંતે કહ્યું કે એજ મારૂં ખરૂં નામ છે,

પણ લોકો તે આજ સુધી જાણતા નહોતા. તેં પ્રસિદ્ધ કીધું તે ઠીક થયું.

આ સર્વ ભલા સ્વભાવનાં દૃષ્ટાંત છે.

બાલ્યાવસ્થામાં હૃદય પવિત્ર હોય છે. જેમ શુદ્ધ ભૂમિમાં રોપેલું બીજ ઉત્તમ ફળ આપે છે, તેમ બાલ્યાવસ્થામાં બાળકને સારી ટેવો પાડવાથી તે મોટપણે ઉત્તમ નીવડે છે; માટે તેને રાજસી આહારવિહારાદિની ટેવ ન પાડવી. બાળકની આયા પણ ભલી હોવી જોઇએ. બાળકની જીભ જ્યારે ખૂલે ત્યારે પ્રથમ તેને મા, બા વગેરે શબ્દો ન શીખવતાં ભગવતનું નામ શીખવવું. ખાતી વખતે પણ પ્રથમ ભગવતનું નામ લે, અને પછી ધીરે ધીરે જમે, તથા જમતી વખતે બીજાના ભાણા તરફ દૃષ્ટિ ન કરે; એવી ટેવ પાડવી. કોઈ કોઈ વખત બાળકને લુખી રોટલી પણ ખવડાવવી. તેને રસમાં અધિક પ્રીતિ થવા દેવી નહિ. અધિક આહારથી થતું નુકસાન સમજાવવું, અને કહેવું કે અતિશય ખાનાર પશુ સમાન છે. જે બાળક સારો નીતિમાન અને બુદ્ધિમાન હોય, તેની પ્રસંશા કરવી, કે જેથી તે સાંભળી પોતાનું બાળક તેવું થવાની ઇચ્છા કરે. તેને સંતનો ઇતિહાસ સંભળાવવો. તે કંઈ સુકૃત કરે અથવા ભલો સ્વભાવ દેખાડે તો તેની પ્રસંશા કરવી. તેને બુરો સંગ ન થવા દેવો. બાળક જો બુરાઈમાં પ્રવર્તે, તો તેને

એકાંતમાં શિક્ષા કરવી, અને ફરી તેમ ન કરવા સમજાવવું. પિતા પાસે બાળક નિર્લજ થઈ ન વર્તે, એવો ભય રાખવો. દિવસે બહુ ઉંઘવા ન દેવો, તેમ રાત્રે અતિ કોમળ શય્યામાં ન સુવાડવો. દિવસે થોડો વખત રમવાની પણ છૂટ આપવી. તેનું ચિત્ત અત્યંત સંકુચિત થવા ન દેવું. સર્વને દીનતા અને નમ્રતા સાથે માન આપતાં શીખવવું. નાક અને મુખનો મેલ કોઈની સામે ન નાખે, કોઇને પીઠ ન કરે, અને દાઢી નીચે હાથ દઇ બેસે નહિ; એમ સમજાવવું, કારણકે એ અપલક્ષણ છે. સોગંદ ખાવાની ટેવ પડવા દેવી નહિ. મોટાંનો અનાદર ન કરે, અને દુર્વચન તથા ધિઃક્કારથી પોતાની જીભને રોકે એમ શીખવવું. શિક્ષા વખતે પોકાર ન કરવા દેવો. કારણકે પોકાર કરવો એ સ્ત્રીનું કામ છે, અને સહન કરવું એ પુરૂષનું કામ છે. બાળક સાત વરસનું થાય ત્યારે તેને પ્રેમથી ભજન શીખવવું. ચોરી, અસત્ય અને અશુદ્ધ આહારના અવગુણ સમજાવવા. આમ કરવાથી બાલ્યાવસ્થામાંજ સર્વ કૃત્યના ભેદ સમજતો થાય છે. આ સ્થિતિએ તેને સમજાવવું કે ભજનમાં બળ આવે તેટલા માટેજ આહાર નિર્માણ થયેલો છે, નહિ કે શરીરને પુષ્ટ કરવા માટે. તેમજ જીવવાનું પ્રયોજન પરલોકનું ભાથું તૈયાર કરવા માટે છે. બાળકને પુન્યપાપ સારી રીતે સમજાવવાં. બાલ્યાવસ્થામાં આ બધો ઉપદેશ

જેટલો દૃઢ થાય છે, તેટલો મોટી ઉંમરે થતો નથી. એ ઉપર સુહેલસ્તરીનામના સંતની કથા છે. પોતે ત્રણ વરસના હતા, ત્યારે તેમના પિતાએ એક વખતે ભજન કરતી વખતે કહ્યું કે પુત્ર! તું ભજન કેમ નથી કરતો? તેણે કહ્યું કે હું કેવું ભજન કરૂં? ત્યારે પિતાએ કહ્યું કે રાત્રે સૂતી વખતે તારે આ પ્રમાણે વિચારવું કે ભગવત મારી સાથે છે, મને જુએ છે, અને મારા અંતર્યામિ છે. આ ઉપદેશ પ્રમાણે તે રોજ રાત્રે કહેતા રહ્યા. પછી કેટલેક દિવસે પિતાએ કહ્યું કે હવે આ વચન દરરોજ સાત વાર બોલજો. આથી તે તેમ કરવા લાગ્યો. પછી વળી કેટલાક દિવસના મહાવરા પછી દરરોજ અગીઆર વાર બોલવા કહ્યું, એટલે તે તેમ કરવા લાગ્યો. આમ કરતાં કરતાં તેને ભજનનો સ્વાદ લાગ્યો. એક વરસ થયું એટલે પિતાએ કહ્યું કે મેં જે કહ્યું છે તે હૃદયમાં દૃઢ કરી લે. તેને મરતા સુધી વિસરતો નહિ. આ લોક અને પરલોકમાં તને એજ સહાય થશે. કેટલાંક વર્ષ સુધી તે એ પ્રમાણે કરતો રહ્યો, ત્યારે તેને અધિકાર પ્રાપ્ત થયો. પછી પિતાએ કહ્યું કે ભગવત જેની પાસે હોય, અને જેને જોતા હોય તે મનુષ્ય પાપ કેવી રીતે કરી શકે? પછી તેમને પાઠશાળામાં મૂકયા. ત્યાં તેમણે અધ્યાપકને કહ્યું કે હું માત્ર ત્રણ ઘડી પર્યંત અભ્યાસ કરીશ, અને બાકીનો વખત ભજનમાં સ્થિત

શ. આ પ્રમાણે તે ભગવતવાક્ય સંપૂર્ણ શીખ્યા. સાત
સના થયા ત્યારે દિવસે વૃત્તિ કરતા અને રાત્રે આહાર
તા. જ્યારે બાર વરસના થયા ત્યારે હૃદયમાં એક પ્રશ્ન
પન્ન થયો. તેનો ઉત્તર નગરમાંથી કોઈ આપી શકયું
હે, તેથી પિતાની આજ્ઞા લઈ બસરામાં ગયા. ત્યાં પણ
ર ન મળ્યો, એટલે હુબીબ નામના એક સંત પાસે
ા. તેમણે તેનો ઉત્તર આપી સંશય નિવૃત્ત કર્યો. પછી
કેટલાંક વર્ષ ત્યાંજ રહ્યા. પછી એક નગરમાં આવી
ા, ત્યાં બે રૂપીઆના દાણા લાવી તેમાંથી આખું વર્ષ
ર્વાહ ચલાવતા. માત્ર એકજ વખત સહેજ ભોજન લેતા
ા. આગળ જતાં ત્રીજે, સાતમે અને છેવટ પચીસમે
ીસે એક વખત ભોજન લેતા હતા, અને રાત્રે સંપૂર્ણ
ગ્રણ કરતા હતા. સારાંશ એ કે બાલ્યાવસ્થામાં જે
ભ્યાસ રાખ્યો હોય, તે મોટપણે સંપૂર્ણ દૃઢ થાય છે.

ભગવત દર્શન ન થવાનું કારણ એ છે કે તે રસ્તે ચલાતું
ી, અને પ્રતીતિ દૃઢ નહિં હોવાથી માર્ગની શોધ થતી
ી. પ્રતીતિ ન થવાનું કારણ સત્યાસત્યનો વિચાર કર્યો
ી તે છે. જેમ સોનાના વાસણના બદલામાં માટીનું
સણ આપવું કઠણ પડતું નથી, તેમ નિત્ય સુખને માટે
નિત્ય વસ્તુનો ત્યાગ કરવો એ ભારે કામ નથી, પણ
ી પ્રતીતિ દૃઢ નહિ હોવાથી તેમ થતું નથી. તેમ

થવાનું કારણ વિચારવાન અને વૈરાગ્યવાન પુરૂષોની દુર્લભતા છે. જેને પોતાને માયામાં પ્રીતિ છે, તે બીજાને શી રીતે છોડાવી શકે ?

નીચેની યુક્તિઓ જીજ્ઞાસુ માણસ જાણે, તો તે ધર્મ માર્ગમાં ચાલવાનો અધિકારી થાય છે. ૧. ભગવત અને જીવની વચ્ચેનો પડદો દૂર કરવો. એ પડદાનાં ચાર પડ છે. ધન, માન, વેષ અને પાપ. આકાશવૃત્તિથી ધર્મ માર્ગમાં સુખે ચલાતું નથી, માટે નિર્વાહ પૂરતુંજ ધન રાખવું; જ્યાં જ્યાં માન અને આદર મળે, તે તે સ્થાનોનો ત્યાગ કરી જ્યાં કોઈ ઓળખે નહિ ત્યાં જઈ વસવું; કોઈ વેષ એટલે માર્ગ કે પંથ ગ્રહણ કરવાથી બીજાના મતનું ખંડન અને પોતાના માર્ગની સ્તુતિ થાય છે, તેથી હૃદયમાં સત્ય વાત પ્રવેશ કરતી નથી, માટે સર્વ વેષ–મત વિસારી ભગવતની એકતા પર પ્રતીતિ કરવી, અને ચિત્તને તેમાંજ દૃઢ કરવું; અશુદ્ધ આજીવિકા એ પાપ છે, અને પાપથી હૃદયમાં અંધકાર પ્રવર્તે છે, માટે અશુદ્ધ આહારનો ત્યાગ કરવો. આ ચાર પડદાનો ત્યાગ થાય, એટલે ગુરૂની અપેક્ષા થાય છે. ગુરૂ વિના ધર્મ માર્ગ ખૂલતો નથી, માટે સતગુરૂ મળે એટલે પોતાની બુદ્ધિ અને બળનો ત્યાગ કરી ગુરૂ આજ્ઞામાંજ વર્તવું. તે ઉપર એક દૃષ્ટાંત છે કેઃ– કોઈની ડાબા હાથની આંગળીમાં કંઈ દરદ થયું. તે ઘણા

ઘણા ઉપચાર કર્યા છતાં મટયું નહિ; તેથી જાખીનુસ કરીને એક બાઇ પ્રખ્યાત વૈદ હતી, તેની પાસે આવ્યો. તેણે ખાંધ ઉપર ઔષધ લગાડયું, તે જોઈ સર્વ કોઈ હસવા લાગ્યા કે આંગળીએ દરદ થયું છે, અને ખાંધ પર ઔષધ લગાડયું એ શું ? પણ વૈદ્યને ખબર હતી કે આંગળીનું નસનું મૂળ ખાંધમાં છે. આ દવાથી તેનો રોગ મટી ગયો. તાત્પર્ય કે ગુરૂ વિના જ્ઞાન મળતું નથી. એક બીજું દૃષ્ટાંત છે કેઃ– એક સતગુરૂ પાસે એક સંત હતા. તે સંતને એવું સ્વપ્નુ આવ્યું કે "ગુરૂએ તેને કંઈ કામ સોંપ્યું, ત્યારે તેણે પૂછ્યું, કે એ કામનું શું પ્રયોજન છે ?" સવારે તેણે સ્વપ્નની વાત પોતાના ગુરૂને કહી સંભળાવી. આથી તેઓ એક મહિના પર્યંત તેની સાથે બોલ્યા નહિ. પછી નહિ બોલવાનું કારણ પૂછતાં ગુરૂએ કહ્યું, કે "જો તને જાગ્રતમાં મારી આજ્ઞામાં સંશય ન હોત, તો તેવું સ્વપ્નું પણ ન આવત" તેથી મારા વચનમાં સંશય ન લાવવા મેં તને એ શિક્ષા કરી. પ્રથમ સતગુરૂ જીજ્ઞાસુને એક કોટ બાંધી તેમાં સ્થિત કરે છે. એ કોટને ચાર ભીંત હોય છે. મિતાહાર, જાગ્રત, મૌન અને એકાંત. મિતાહારથી ભોગનું બળ ક્ષીણ થાય છે, જાગ્રતથી હૃદય ઉજ્વળ થાય છે, મૌનથી વાદવિવાદની વિક્ષેપતા દૂર થાય છે, અને એકાંતથી જગતના મેળાપ અને કુસંગનો દોષ દૂર થાય છે, તથા નેત્ર

અને શ્રવણ પોતાનાં શુભ કાર્યમાં રોકાયલાં રહે છે.
સંત થયા છે, તે આ ચાર સાધનો વડેજ થયા
જીજ્ઞાસુની વૃત્તિ જ્યારે સ્થૂળ પદાર્થ તરફ પ્રસરવા
સંકોચાય છે, ત્યારે ચિત્તના મલિન સ્વભાવ, અને અ
કૃત્યનાં બીજ દૂર થાય છે. આથી હૃદય શુદ્ધ થાય
એટલે જે પ્રકારે સતગુરૂની આજ્ઞા થાય, તે પ્રમાણે
પુરૂષાર્થ કરી શકે છે; કારણ કે સર્વ જીવના અધિ
ભિન્ન ભિન્ન છે. પછી એકાંતમાં બેસી સદૈવ શ્રીરામનો
કરે છે, આગળ જતાં જીહ્વાનો જાપ બંધ થાય છે,
તે નામ મન વિષે સ્ફૂરવા લાગે છે. પછી મન પણ થે
જાય છે, અને હૃદયમાં શ્રીરામ નામનો અર્થ પ્રબળ
છે. ત્યાં મન કે વાણી પહોંચતાં નથી. એ અર્થ એવો
થાય છે, કે મનન અથવા યત્નની જરૂર રહેતી નથી.
રૂપી કમળ પર મનરૂપી ભ્રમર સ્થિત થાય છે, અ
પ્રબળ યત્નથી પણ તે રામથી દૂર નજ થઇ શકે. શિ
નામે એક સંતે કોઈ જીજ્ઞાસુને કહ્યું કે "તું મારી પ
ભલે આવ, પણ તને ભગવત શિવાય બીજો સંકલ્પ થશે, તો
અહીં આવવું વ્યર્થ છે." જીજ્ઞાસુએ હૃદયરૂપી ભૂમિમાંથી સંક
રૂપી કંટકને કાઢી નાંખવો, પછી નામરૂપી બીજ રોપ
અને છેવટ ભગવતની દયાનો આશ્રય કરીને જોવું કે
શું આવે છે? એવા જીજ્ઞાસુને દેવ અને ઇશ્વરનાં

પ્રત્યક્ષ ભાસે છે. તેમનાં સ્વરૂપ સ્વપ્નમાં પણ જુએ છે, અને પ્રત્યક્ષ પણ જુએ છે. આ અવસ્થાનું વર્ણન થઈ શકે એમ નથી. ધર્મના માર્ગમાં ચાલવાથી કલ્યાણ થાય છે, એવી વાતોજ કરવાથી ઈષ્ટ સ્થાને પહોંચાતું નથી, પણ ઉપર પ્રમાણે વર્તવાથી પહોંચાય છે.

## [ ૨ ] આહાર.

મનુષ્યનું ઉદર સરોવર જેવું છે. જેમ સરોવરમાંથી પ્રવાહ નીકળે છે, તેમ ઉદરપુષ્ટિથી સર્વ ઇંદ્રિયોને બળ મળે છે. સર્વ જીવને આહારનો વિષય અતિ પ્રબળ હોય છે. ઉદર પુષ્ટ થવાથી અભિલાષા ઉત્પન્ન થાય છે, અભિલાષાઓ પૂર્ણ કરવા ધન સંગ્રહ કરવો પડે છે, અને દ્રવ્યોપાર્જન કરતાં ઇર્ષ્યા, વેર, ક્રોધ, કપટ, અભિમાન આદિક અવગુણો મનુષ્યમાં ભરાય છે, તેથી આહારની અધિકતામાં આસક્ત થવું, એ સર્વ પાપનું મૂળ છે, તેમજ રસનેન્દ્રિયનો સંયમ કરવો, એ સર્વ શુભ ગુણોનું બીજ છે. ભગવત કહે છે, કે ભુખ અને તૃષાનો અંગિકાર કરી, પોતાના મન સાથે યુદ્ધ કરવાથીજ ઉત્તમ ફળ મળશે. જે પોતાના ઉદરને અતિ પુષ્ટ કરે છે, તેને સૂક્ષ્મ માર્ગ સૂઝતો નથી. આહાર વસ્ત્રાદિનો સંયમ કરવો, એ મહાપુરૂષનાં લક્ષણ છે. જેને આહાર અને નિંદ્રા મર્યાદાથી અધિક હોય છે, તે પ્રભુથી વિમુખ બને છે. અધિક જળથી ખેતી મૃતાં

થઈ જાય છે. તેમ અધિક આહારથી હૃદય મૃતક બની જાય છે, માટે અલ્પાહારજ સુખદાયક છે. આહારની અધિક તૃષ્ણાથી નાના પ્રકારની મલિનતા ઉપજે છે. ઇસા નામે સંત કહે છે કે "શરીરને ભૂખ્યું અને નગ્ન રાખશો, તો નિઃસંદેહ ભગવત દર્શન પામશો. જેમ શરીરનાં સર્વ અંગોમાં રૂધિર ભરપૂર છે, તેમજ મનની ચપળતા પણ આખા શરીરમાં વ્યાપિ રહેલી છે, તેથી ભૂખથી ચપળતાના માર્ગને રોકવો એટલે સ્વભાવિક મનોનિગ્રહ થશે. જૅલ નામે સંત કહે છે, કે એમ ભય ન રાખવો કે હું ભૂખ્યો રહીશ. ભગવત ભૂખ અને અપમાનનું દુઃખ પોતાના પ્રીયતમનેજ આપે છે. એવાં દુઃખ તે જીજ્ઞાસુ પરજ મોકલે છે. તાત્પર્ય કે સંયમ જેવું સુખદાયક બીજું કશું નથી.

આહારનો સંયમ કરવામાં ૧૦ પ્રકારના લાભ છે. ૧. હૃદય શુદ્ધ અને ઉજવળ થાય છે. આહારની પુષ્ટતાથી હૃદયમાં અંધકાર થાય છે, વિચાર કરવા જતાં બુધ્ધિ પ્રસરી જાય છે, અને બીજા વિચાર કરવા માંડે છે. શિવલી નામે સંત કહે છે કે જે દિવસે હું આહારનો સંયમ કરૂં છું, તે દિવસે મને કંઈ ને કંઈ નવીન યુક્તિ અને અનુભવ સૂઝે છે. ૨. ભજન અને પ્રાર્થનાનું રહસ્ય સમજાય છે. આહારની પુષ્ટતાથી હૃદય કઠોર થાય છે, તેથી ભજન કરે તોપણ તેનો સ્વાદ આવતો નથી. ૩. દીનતા અને નમ્રતા

ઉપજે છે. અતિશય આહારથી પ્રમાદ વધે છે. જ્યાં સુધી પોતાને દીન અને આધીન ન દેખે, ત્યાં સુધી ભગવતનું સામર્થ્ય ઓળખાતું નથી. એ ઉપર એક દૃષ્ટાંત છેઃ—એક મહાપુરૂષને ભગવતે જ્યારે પૃથ્વીનો ખજાનો સમર્પણ કર્યો, ત્યારે તેમણે પ્રભુને કહ્યું, કે મને એની અભિલાષા નથી. હું કોઈ વખત ભૂખ્યો રહું અને કોઈ વખત ખાવાનું મળે તો ઠીક, કારણકે ભૂખમાં સહનશીલતા અને ધૈર્ય રાખતાં આવડે છે, અને આહાર મળતાં તારો ઉપકાર મનાય છે.

૪. ક્ષુધાવાનને ક્ષુધિત જનોપર દયા રહે છે. જ્યારે અતિ અહાર મળે છે, ત્યારે અર્થી જનો વિસરી જવાય છે, અને પરલોકનું દુઃખ પણ ભૂલી જવાય છે. યુસુફ નામે મહાપુરૂષને કોઈએ પૂછ્યું, કે સર્વ પૃથ્વીનો ભંડાર આપને ભગવત કૃપાથી પ્રાપ્ત થયો છે, છતાં ભૂખ્યા કેમ રહો છો? તેમણે ઉત્તર આપ્યો કે ઉદરપૂર્ણ થવાથી ભૂખ્યા યાચકોનું વિસ્મરણ થાય, અને તેથી મારૂં અકાજ થાય, આથી મેં સંયમ અને ભૂખનો અંગિકાર કર્યો છે.

૫. આહારના સંયમ વિના મન વશ થતું નથી. મનોનિગ્રહ એ સર્વ શુભ ગુણોનું મૂળ છે. એથી વ્યર્થ વચન અને કામની પ્રબળતા પણ દૂર થાય છે.

૬. નિદ્રા ક્ષીણ થાય છે. ભજનનું બીજ રાતનું જાગ્રણ છે. જે ઉદરપૂર્ણ કરે છે, તે મૃતકની માફક નિદ્રાની મૂર્છામાં

પડી રહે છે. મનુષ્યની ઉત્તમ પુંજી આયુષ્ય છે, અને તે અધિક નિદ્રાથી ક્ષીણ થાય છે. આહારની પુષ્ટિથી કામાદિક વિકારોનાં સ્વપ્ન આવે છે, તેથી મન અને શરીર મલિન થઈ જાય છે, અને ભજનમાં સાવચેતી રહેતી નથી.

૭. વ્યર્થ સમય જતો નથી, અને વ્યવહારની વિક્ષેપતા અલ્પ થઈ જાય છે. જેને અધિક આહારની અભિલાષા હોય છે, તેનું બધું આયુર્બળ ભોજનની સામગ્રી પ્રાપ્ત કરવામાંજ વ્યતીત થઈ જાય છે. અધિક આહારથી નીચેના છ સદ્‌ગુણોનો નાશ થાય છે. ૧. ભજનમાં રસ પડતો નથી. ૨. સંતનાં વચનો સ્મરણમાં રહેતાં નથી. ૩. આળસ આવે છે. ૪. દયાહીન બને છે. ૫. ભોગોની પ્રબળતા વધે છે. ૬. સર્વદા ખાવામાં અને મળત્યાગની ઈચ્છામાં મન નિમગ્ન રહે છે.

૮. શરીર આરોગ્ય રહે છે. વૈદ્યની આધીનતા અને કટુ ઔષધિના સેવનથી બચે છે. એક મહાત્મા કહે છે કે સર્વ આહારમાં દાડમ શ્રેષ્ઠ છે, અને કઠોળ કનિષ્ટ છે, છતાં દાડમ અત્યંત ખાવાં તે ખોટું છે. તેના કરતાં તો અલ્પ કઠોળ ખાય તે સારૂં.

૯. આજીવિકા પણ અલ્પ જોઇએ, તેથી ધનની અધિક તૃષ્ણાથી મુક્ત થવાય છે.

૧૦. હૃદય ઉદાર બને છે. એક મહાપુરૂષે કોઈ પુષ્ટ શરીરવાળા ધનવાનને જોઈને કહ્યું કે "જેટલું તેં ઉદરમાં નાખ્યું છે, તેટલું ભગવત અર્થે આપ્યું હોત, તો તારૂં થઇ જાત."

એટલું ખાસ યાદ રાખવું કે પાપરહિત મેળવેલો આહાર કરવો. આહાર એકદમ કમી કરી નાખવો, એ પણ નિંદ્ય છે; માટે ધીમે ધીમે ઓછો કરવો. એમ કરવાથી શરીર સુખી રહેશે. શરીર, ક્રિયા અને સમયાનુસાર આહારના ભિન્ન ભિન્ન અધિકાર છે.

તાત્પર્ય કે અત્યંત તૃપ્ત થતા સુધી ભોજન ન કરવું. ક્ષુધા શેષ રહેવા દેવી. તેનું લક્ષણ એ છે કે પૂર્ણ ભોજન કરી રહ્યા પછી પણ શુષ્ક ભોજનનો અંગિકાર કરી શકે. જે પ્રીતિમાન છે, તે સર્વ પ્રકારના રસનો ત્યાગ કરી મનની વાસનાઓથી વિપર્યય વર્તી શકે છે. મનને એવું બનાવવું કે તે સંસારને બંદીખાનું જાણે, અને તેમાંથી મુક્ત થવામાં મુક્તિ માને. જેને વાસના અનુસાર ભોગ પ્રાપ્ત થાય છે, તેને મહાપુરૂષ મંદભાગી જાણે છે. એક સંત કહે છે કે મેં બે દેવતાઓને આકાશમાંથી ઉતરતા જોયા. તેમાંના એકે કહ્યું કે અમુક પાપી માણસે માછલી પકડવાને જાળ નાખી છે, તે માછલીને તેની જાળમાં સપડાવવા હું જાઉં છું. બીજા દેવતાએ કહ્યું કે અમુક ભગવત ભક્તને ઘી

ખાવાની ઈચ્છા થઈ છે, તેના હાથમાંથી ઘીનું વાસણ નાખ
દેવડાવવા જાઉં છું. આમાં પહેલો પુરૂષ હતભાગી અ
બીજો બડભાગી જાણવો. એક વખત ઉંમર નામે સંત પાર
કોઈ શરબત લાવ્યું. ત્યારે સંતે કહ્યું કે મારાથી તે દ
કરો; કારણકે મારે તેનો દંડ આપવો પડશે. આ સં
પોતે લોટ ભીંજવી ભોજન કરતા હતા, અને પાણીનો ઘડે
તડકામાં પડયો હોય, તો છાયામાં મૂકતા નહિ.

એક ભકતને કોઈ વસ્તુની ઈચ્છા થઈ, પછી ઘણ
મહેનતે તે પ્રાપ્ત થઇ, ત્યારે તેણે વિચાર્યું કે આ ભગવ
અર્થે આપી દેવી જોઇએ. તે જોઈ તેના કોઈ મિત્રે કહ્
કે આને માટે તો તમે ઘણા ઈંતેજાર હતા, અને હું
આપી દેવાનું કેમ કહો છો? ત્યારે તે ભકતે કહ્યું કે મહ
પુરૂષો કહી ગયા છે, કે કોઈ ભોગની વાસના થાય, અ
તે પ્રાપ્ત થતાં જો ભગવત અર્થે આપી દે, તો તેનાપ
ભગવત ઘણી દયા કરે છે. એક જણને દૂધ પીવાની ઇચ્છ
થઇ, તેથી તેણે તે ૪૦ વર્ષ સુધી પીધું નહિ. પરમાથ
માર્ગમાં ચાલનારનાં આ લક્ષણ છે. એ સ્થિતિ પૂરેપૂરી પ્રા
ન થાય, તોપણ એટલું તો અવશ્ય બનવું જોઇએ,
બનતે અંશે ભોગોથી રહિત થવું, અને અતિ ચીકણા
મીઠા, અને માંસાદિક આહારનો અંગિકાર ન કરવો.

સંયમ અને યત્નનું તાત્પર્ય એ છે કે મન કોમળ અને આધીન થાય. મન વિચારની મર્યાદામાં સ્થિત થયા પછી હઠની અપેક્ષા રહેતી નથી. એ કારણથી ગુરૂ શિષ્યને હઠ અને યત્ન કરવાનું કહે છે, અને પોતે સહજ વૃત્તિ વિષે વર્તે છે. ક્ષુધા એટલી બધી પણ ન રોકવી, કે મન આહારમાં ખેંચાયા કરે, અને ભજનમાં વિક્ષેપ થાય. ભૂખનો ખેદ ન થાય, અને અધિક આહારનો બોજો પણ ન થાય એવી રીતે આહાર કરવો, એ અવસ્થા દેવતાની છે. પણ પ્રથમ હઠ અને યત્ન કરવાં; કારણકે તે શિવાય એવી અવસ્થા પ્રાપ્ત થતી નથી.

'મારૂફ કરખી' સંતની પાસે કોઈ સારૂં ભોજન લઇ જાય, તો તેનો તે અંગિકાર કરતા, અને બશર હાફી સંત અંગિકાર ન કરતા. તેનો કોઇએ ખુલાસો પૂછયો, ત્યારે પહેલા સંત બોલ્યા કે બશર હાફી વૈરાગ્યને લીધે વિધિ નિષેધનો વિચાર કરે છે, અને હું એમ સમજું છું કે હું ભગવતના ઘરનો અભ્યાગત છું, અને આખું વિશ્વ ભગવતનું ગૃહ છે, તેથી જે વસ્તુ કોઇ આપે છે, તે પ્રભુની છે, અને તે તેની પ્રેરણાથી આપે છે, માટે જે મળે છે તેનો અંગિકાર કરૂં છું, અને નથી મળતું તોપણ પ્રસન્ન રહું છું. હું કોઈ પદાર્થને ચાહતો પણ નથી, તેમ મારે કોઈનો નિષેધ પણ નથી. પરંતુ આ અવસ્થા અતિ દુર્લભ છે, અને મૂર્ખાઓને પાછા પડવાનું સ્થાન છે; કારણકે મૂર્ખ

લોકો આ વિચાર સાંભળી પોતાને જ્ઞાની માને છે, અને એમ સમજે છે, કે અમને ગ્રહણ અને ત્યાગનું બંધન નથી, પણ તેમની અવસ્થા એટલી નીચ હોય છે, કે લેશ માત્ર પણ વૈરાગ્ય તેમનામાં હોતો નથી, અને સર્વદા વિષયોમાં આસક્ત રહેતા હોય છે. આ વાર્તા કહેનાર સંતની તો એવી અવસ્થા હતી કે કોઈ તેમને દુઃખાવે, તોપણ તે ભગવતની પ્રેરણા સમજી શિતળ ચિત્તે અને ખેદરહિત રહેતા હતા. બશર હાફી સંત મનથી નિર્ભય ન હતા.

અલ્પબુદ્ધિ જીવને ભોગોના ત્યાગમાં બે વિઘ્ન આવે છે. ૧. જ્યારે ત્યાગમાં સમર્થ થઈ નથી શકતો, ત્યારે એકાંતમાં ઉપભોગ કરી લંપટ થાય છે; અને ૨. પોતાને વૈરાગ્યવાન દેખાડે છે, તે પણ લંપટપણું છે. જે ખરા વૈરાગ્યવાન છે, તે લોકોના દેખતાં અંગિકાર કરી એકાંતમાં ભગવત અર્થે આપી દે છે, પણ પોતે ઉપભોગ કરતા નથી

મનને એ પ્રકારે વર્તાવવા જેવો સહજ સ્વભાવ ન થાય, ત્યાં સુધી માન અને કપટથી મુકત થયો નથી, એમ જાણવું, અને જે માનની અભિલાષા કરે છે, તે મેઘના છાંટાની બીકથી નાવડી નીચે બેસનાર જેવો મૂર્ખ છે જીજ્ઞાસુ જ્યારે પોતામાં માન ન દેખે, ત્યારે તેણે લોકન દેખતાંજ અલ્પ માત્ર ભોજન સ્વીકારવું. એમ કરવાથી માન ક્ષીણ થઈ ભોગથી મુક્ત થવાય છે.

જગતની ઉત્પત્તિ અને સ્થિતિ નિમિ-તે કામાદિક ભોગો બનાવ્યા છે; પરંતુ જેટલી અભિલાષા પ્રબળ તેટલાંજ તેમાં વિઘ્ન હોય છે, અને ચિત્તને પણ તેટલું વિશેષ આવરણ થાય છે. એ ઉપર એક દૃષ્ટાંત છે કે:—મહાત્મા મુસાએ કળિયુગને પૂછયું, કે તારો અધિક નિવાસ કયાં છે? ત્યારે તેણે કહ્યું કે જ્યાં પરસ્ત્રી પુરૂષ એકાંતમાં બેઠાં હોય ત્યાં. તેથી એકાંતમાં સ્ત્રી સાથે મેળાપ ન કરવો.

કેટલાક મનુષ્યો એવા મૂર્ખ હોય છે કે તેઓ કામાદિક ભોગો વિશેષ ભોગવવા માટે શક્તિવર્ધક ઔષધનું સેવન કરે છે. જેમ સર્પ અને વીછુને છંછેડી ડંસવાનો અનુભવ લેવાની ઇચ્છા રાખનાર બુદ્ધિહીન છે, તેવોજ મૂર્ખ કામાદિક વિકારોની વૃદ્ધિ કરનારને જાણવો. આ વિકારોની વૃદ્ધિથી દુરાચારાદિક અપકર્મોમાં વર્તાય છે, અને વળી બીજાં પણ અનેક પાપ થાય છે; માટે જીજ્ઞાસુએ પ્રથમજ કામને રોકવો. કામની ઉત્પત્તિનો માર્ગ નેત્ર છે. અચાનક કોઈ રૂપવાન સ્ત્રીપર દૃષ્ટિ પડે, તો તેને બીજીવાર જોવાથી વર્જ્યે રહેવું. જો નેત્રને એમ ન રોકી શકે તો પછી મનને રોકવું કઠણ છે. જેમ આડે રસ્તે જતા ઘોડાને પ્રથમથીજ સચેત રહી રોકવો આવશ્યક છે, તેમજ મનોનિગ્રહ માટે નેત્રને રોકવાં આવશ્યક છે, નહિ તો પાછળથી અતિ શ્રમે પણ તે કામ બની શકતું નથી.

મહાત્મા દાઉદજીએ પોતાના પુત્રને ઉપદેશ કર્યો કે મોટા અજગર અને સિંહોની સામે જવું સારૂં છે, પણ સ્ત્રીની સન્મુખ જવું અયોગ્ય છે. વિષવાળું બાણ શરીરમાં લાગતાં જે ફળ મળે છે, તેવુંજ ફળ સ્ત્રીના સ્વરૂપને જોવાથી મળે છે.

જે પોતાનાં નેત્રને રોકે છે, તેનેજ ભજનનું રહસ્ય સમજાય છે. કામની ઇંદ્રિયથી જેમ કામભોગ ભોગવાય છે, તેમ નેત્રથી પણ કામવાસના તૃપ્ત થાય છે; માટે જે પુરૂષ પોતાનાં નેત્રોને રોકી શકતો નથી, તેણે તપ અને વ્રતથી શરીરના બળને ઘટાડવું જોઈએ. જો તેમ કરવામાં સમર્થ ન હોય, તો તેણે ગૃહસ્થાશ્રમી થવું સારૂં છે. જેમ સ્ત્રી-ઓનો સંગ નિંદ્ય છે, તેમજ રૂપવાન છોકરાઓને નિહાળવા, એ પણ વિઘ્નરૂપ છે; જેને રૂપ જોવાની અભિલાષા હોય છે, તે પાપના સમુદ્રમાં ખેંચાઇ જાય. જેમ પુષ્પાદિક ચિત્રોના સૌંદર્યથી મન પ્રસન્ન થાય છે, તેમ રૂપ અને સ્પર્શ મનને કુમાર્ગે પ્રેરે છે, માટે તેના વિકારથી વિરક્ત રહેવું.

કામની અભિલાષા મહાપ્રબળ છે, અને તેમાં વિચરવું એ અતિ મલિન કાર્ય છે. કેટલા લાજ કે અસમર્થપણાંને લીધે આ ભોગથી દૂર રહે છે, તેવાને અધિક ફળ નથી મળતું; પરંતુ ભગવતના ભયથી પાપકર્મોનો ત્યાગ કરે, તેનેજ અધિક ફળ મળે છે.

યુસુફ નામે સંત મહા રૂપવાન હતા. તેમને મોહિત કરવા જલેખા સ્ત્રીને ઈચ્છા થઈ, પણ સંતે તેનો મેળાપ કર્યો નહિ, તેથી તે ઉત્તમ પદને પામ્યા.

બે ભકતો કોઈ દેશ તરફ ચાલ્યા જતા હતા. માર્ગમાં એક ભાઈ કોઈ કાર્ય માટે નગરમાં ગયો, અને બીજો નગર બહાર આસન નાંખી બેઠો. દૈવયોગે એક સુંદર સ્ત્રી ત્યાં આવી પોતાની ચપળતા દેખાડવા લાગી, એટલે તે ભકત નીચું માથું કરી રડવા લાગ્યા. આથી પેલી સ્ત્રી લજ્જાયમાન થઈ ચાલી ગઈ. એટલામાં તેમના ભાઈ આવ્યા, તે તેમને રડવાનું કારણ પૂછવા લાગ્યા, ત્યારે તેમણે પોતાને વિતેલી વાર્તા કહી. આ સાંભળી પેલા ભાઈ પણ રડવા લાગ્યા. આસનપર બેઠેલા ભાઈએ તેમને રોવાનું કારણ પૂછ્યું, ત્યારે તેમણે જવાબ આપ્યો કે તમે સ્ત્રીના છળથી બચી શકયા તેમ હું ન બચી શકત. તેઓએ રાત્રે શયન કર્યું, ત્યારે આકાશવાણી થઇ કે તમે બન્નેએ યુસુફ સંતની માફક પોતાને બચાવ્યા છે, માટે તમને ધન્ય છે.

ત્રણ મનુષ્ય એક માર્ગે ચાલ્યા જતા હતા. રાત પડી એટલે તેઓ મેઘથી પોતાનું રક્ષણ કરવા એક પહાડની ગુફામાં જઈ બેઠા. દૈવયોગે પહાડ પરથી એક પત્થર ગબડયો, તે ગુફાના મોં ઉપર જઇ ઠર્યો, તેથી ગુફાનું દ્વાર બંધ થઈ ગયું. આથી પેલા ગભરાવા લાગ્યા, ત્યારે તેમાંના

એક જણે વિચાર કરીને કહ્યું કે આપણે પોતપોતાનાં સત્કર્મો સંભારી ઈશ્વર પ્રાર્થના કરો એટલે સંકટ દૂર થશે. આથી એકે કહ્યું કે હે પ્રભુ ! હું મારાં માતાપિતાની સેવા શ્રદ્ધાપૂર્વક કરતો હતો. એક દિવસ માતા માટે દૂધનો વાડકો લઇને આવ્યો, ત્યારે માતા સૂઈ ગયેલાં હતાં, તેથી હું તે વાડકો લઇ ખાધા પીધા શિવાય ત્યાં ઉભો રહેલો. હે અંતર્યામી ! આ વાત સત્ય હોય તો અમને માર્ગ આપ. આથી તે પત્થર સહેજ ખસ્યો. પછી બીજો બોલ્યો, કે હે મહારાજ ! એક મજુરની મજુરીના પૈસા મારી પાસે ભૂલથી રહી ગયેલા, તે પૈસાની મેં એક બકરી વેચાતી લીધી. તેનો એટલો પરિવાર થયો કે તે પૈસામાંથી મેં બીજાં જનાવર ખરીદ્યાં. પછી કેટલોક કાળ વીત્યા બાદ જ્યારે મજુર પાછો આવ્યો, ત્યારે સર્વ ધન મેં તેને આપી દીધું હતું. આ વાત જો સત્ય હોય તો હે દીનબંધુ ! અમને માર્ગ આપ. આથી તે પત્થર જરા વધારે ખસ્યો. પછી ત્રીજો કહેવા લાગ્યો કે હે પ્રભુ ! અમુક સ્ત્રી સાથે મારી અધિક પ્રીતિ હતી, અને તે મને પ્રાપ્ત થતી ન હતી. પછી દુષ્કાળ પડવાથી તેના સંબંધી દીન થઈ ગયા, ત્યારે તેમને મેં ધન આપી અનુકુળ કીધાં. પછી જ્યારે હું તે સ્ત્રી પાસે ગયો, ત્યારે તેણીએ કહ્યું કે તને ભગવતનો ડર નથી ? તે સ્ત્રીનું આ વચન સાંભળી હે પ્રભુ ! મને તારો ડર લાગ્યો, અને

તને સર્વવ્યાપક તથા સર્વજ્ઞ જાણી તેણીનો ત્યાગ કીધો. આ વાત જો સત્ય હોય, તો અમને માર્ગ આપ. આથી પત્થર તદ્દન ખસી ગયો, અને તેઓ છૂટા થયા.

કામને પ્રબળ થયા પછી કામને રોકવો ઘણો કઠણ પડે છે, તેથી પ્રથમ નેત્રનેજ રોકવાં જોઇએ. જીજ્ઞાસુએ તો સ્ત્રીનાં વસ્ત્ર પણ જોવાં નહિ, એટલે તેમની સાથે બોલવું, તેમના નિવાસમાં જવું, અને તેમની સાથે હાસ્ય વિનોદ કરવો એ સર્વ નિંદ્ય છે. તાત્પર્ય કે કામનું કારણ રૂપ છે, તેથી રૂપ જોવાની અભિલાષાથી કોઇ તરફ દૃષ્ટિ નાંખવી પણ અયોગ્ય છે. કદાચ અચાનક દૃષ્ટિ જાય, પણ અભિલાષા ન હોય તો તેમાં પાપ નથી; પરંતુ પ્રેમ કરી બીજીવાર જોવામાં પાપ છે. મહાપુરૂષો કહે છે કે પ્રથમ દૃષ્ટિ સ્વાભાવિક પડે છે, પણ બીજીવાર જોવું તે પાપ છે, તેથી નાચ તમાશામાં જીજ્ઞાસુએ જવું નહિ. સ્ત્રીનાં વસ્ત્ર, હાર, માળા ઇત્યાદિ ધારણ કરવા નહિ, તેમ સુંઘવાં પણ નહિ. તેની કોઇપણ વસ્તુનો અંગિકાર ન કરવો. તેમની સાથે મધુર વચન બોલવાં નહિ. માર્ગમાં સામી મળે તો મનમાં તેને જોવાનો સંકલ્પ થાય, તેથી જીજ્ઞાસુએ મન સાથે યુદ્ધ કરવું, અને એમ સમજવું કે એવી રીતે જોવાથી પાપ થાય છે, અને ભગવતથી વિમુખ થવાય છે,

## [૩] (જીભ)-(રસના)

રસના પણ ભગવતે ઘણી આશ્ચર્યકારક બનાવી છે. નજરે જોતાં તો તે એક માંસનો ટુકડો જણાય છે, પણ પૃથ્વીથી આકાશ પર્યંત જે સૃષ્ટિ છે, તે સઘળે એનો પ્રવેશ છે. એ અરૂપનું પણ વર્ણન કરે છે, તેથી એને બુદ્ધિની મંત્રી કહી છે; એટલે જેમ કોઇ પદાર્થ બુદ્ધિની બહાર નથી, તેમ રસનાનું પણ સમજવું. બીજી ઇંદ્રિયો માત્ર પોતાના કાર્યમાંજ વર્તમાન થઇ શકે છે; જેમકે નેત્ર કેવળ રૂપ, રંગ અને આકારનેજ જુએ છે, અને શ્રવણ કેવળ શબ્દનેજ ગ્રહણ કરે છે, આમ સર્વ ઇંદ્રિયો માત્ર પોતપોતાનું એકેક કાર્યજ કરે છે; પરંતુ રસના એવી છે, કે તે સર્વ અંગના ભેદનું વર્ણન કરે છે. ચૈતન્યતા જેમ સર્વ અંગમાં પ્રસરેલી છે, તેમ રસના પણ જીવના સર્વ સંકલ્પોને પ્રગટ કરે છે. રસના વચન ઉચ્ચારે છે, કે તાત્કાલિક તેનો પ્રવેશ હૃદયમાં થાય છે. જ્યારે આધીનતા અને વિયોગનાં વચન ઉચ્ચારે, ત્યારે હૃદય કોમળ બને છે, અને નયન માર્ગે આંસુ વહે છે; અને જ્યારે કોઇની સ્તુતિ કરે છે, ત્યારે તેની સ્વાભાવિક અભિલાષા ઉત્પન્ન થાય છે. તાત્પર્ય કે જ્યારે રસના મલિન શબ્દોનો ઉચ્ચાર કરે છે, ત્યારે હૃદય પણ મલિન થાય છે, અને શુભ વચનો વદે છે, ત્યારે હૃદય સાત્વિક બને છે. જ્યાં સુધી રસના શુદ્ધ થતી નથી, ત્યાં

સુધી હૃદય પણ શુદ્ધ થતું નથી, અને ત્યાં સુધી ધર્મ દૃઢ થતો નથી; તેથી રસનાનાં પાપોથી ડરવું, એ ધર્મને દૃઢ કરવા બરોબર છે. પ્રથમ મૌનની વિશેષતા જાણવી જોઇએ. બોલવામાં એટલાં બધાં પાપ થાય છે, કે તે પાપથી બચવું મુશ્કેલ છે, તેથી મૌન અગત્યનું સાધન છે. કાર્ય શિવાય વચન કદી પણ ન ઉચ્ચારવું. સંતજનો કહે છે કે જેનો આહાર, નિદ્રા અને વચનમાં સંયમ છે, તે નિઃસંદેહ ઉચ્ચ પદવી પામે છે. અધિક બોલવામાં બિલકુલ સાર નથી. તથાપિ કોઇને ઉપકાર કરવા અથવા કુમાર્ગથી નિવૃત્ત કરવા બોલવું પડે તે સારૂં છે. ભગવતે જેને રસના અને કામની ઇંદ્રિયોથી બચાવ્યા છે, તે મુક્તરૂપ છે. એક ભકતે મહાપુરૂષને પૂછયું કે વિશેષ ઉત્તમ કૃતિ કયી છે? ત્યારે તેમણે સાન કરીને સમજાવ્યું કે મૌન સર્વથી શ્રેષ્ઠ છે. મૌન અને કોમળ સ્વભાવ એ ભજનજ છે; અને અધિક બોલનારનું હૃદય કઠોર બને છે, તેથી તે પાપરૂપ છે.

એક સભામાં વચન વિલાસ થતો હતો, ત્યાં એક સંત મૌન ધારણ કરી બેઠા હતા. તેમને સર્વે પૂછયું કે તમે કેમ કંઈ બોલતા નથી? ત્યારે તેમણે કહ્યું કે "જૂઠું બોલતાં મને ભગવતનો ડર લાગે છે, અને સત્ય બોલતાં તમારો ભય રહે છે, તેથી મૌન છું."

ઉત્તમ વચનો કરતાં વ્યર્થ વચનો બોલવામાં રસ
હંમેશાં વિશેષ આસક્ત રહે છે. મૌન રહેવામાં કંઈ ભ
યત્ન કરવો પડતો નથી, અને મન પણ તેથી પ્રસન્ન
છે. વળી વચનના ગુણદોષનો વિચાર કરવો ઘણો કઠણ
તેથી મૌન સર્વથી ઉત્તમ છે. એથી સર્વ કલેશથી મુ
થવાય છે, પુરૂષાર્થ તથા એકાગ્રતા વધે છે, અને ભજન
સુગમતાથી સ્થિત થવાય છે.

વચન ચાર પ્રકારનાં છે. ૧. વિઘ્નરૂપ, જેવાં કે નિં
અને જૂઠું; ૨. ગુણદોષ મિશ્ર; ૩. ગુણદોષથી રહિત,
વ્યર્થવાદ છે. ૪. સર્વદા ગુણરૂપ, જેમકે કોઈના સુખ
માટે બોલવું તે. આમાં પહેલા ત્રણ પ્રકારનાં સર્વથા નિં
છે. જીજ્ઞાસુએ તો માત્ર ચોથાનોજ અંગિકાર કરવો.

વચનમાં ૧૫ જાતનાં વિઘ્ન છે. ૧. જે વચનમાં તા
કંઈ અર્થ નથી, તે બોલવું નિંદ્ય છે. જે વચનથી વ્યવહ
કે પરમાર્થનો અંશ પણ સિદ્ધ થતો ન હોય, તે બોલ
એ સત્વગુણની શોભા નષ્ટ કર્યા બરાબર છે. જેમકે કોઈ
પૂછીએ કે ક્યાંથી આવ્યા ? ક્યાં જાઓ છો ? વગેરે. આ
પ્રશ્નોના ઉત્તર તેને પ્રસિદ્ધ ન કરવા હોય, તો તારે મા
તેને જૂઠું બોલવું પડે છે. એક વખત લુકમાનજી હકી
મહાત્મા દાઉદ પાસે ગયા. મહાત્મા તે વખતે લોખંડ
બખતર બનાવતા હતા. લુકમાનને પૂછવાનું મન તે

થયું, કે આ શું કરો છો? પણ ભયથી પૂછયું નહિ, અને મૌન ધારણ કરીને બેસી રહ્યા. દાઉદ મહાત્મા જ્યારે કવચ બનાવી રહ્યા, ત્યારે તે ગળામાં નાખી બોલ્યા, કે યુદ્ધને માટે આ સારો પહેરવેશ છે. લુકમાનને આમ વગર પૂછે જવાબ મળ્યો, તેથી તેણે જાણ્યું કે મૌનમાં મહાન ગુણ છે. કાર્ય વિના પૂછવું, અથવા કોઇનો ભેદ જાણી લેવાને પૂછવું, એ પાપ છે. એમ જાણવું કે એકવાર પણ રામ નામ લેવાય તે ધન્ય છે, તો કાળરૂપી (જીંદગી રૂપી) ખજાનાને વ્યર્થ કેમ ગુમાવવો? એકાંત રહેવાથી પણ વાદવિવાદમાંથી મુકત રહેવાય છે. એક ભકત કહેતા હતા કે મારા હૃદયમાં મધુર વચનો સ્ફૂરે છે, તો પણ હું તે ઉચ્ચારતો નથી; કારણ કે તેથી રખેને હું અધિક બોલવા-વાળો થાઉં, એવો મને ભય રહે છે. જે પુરૂષ ધનની થેલી ખોલે, પરંતુ રસનાનો બંધ ન ખોલે, તેનેજ મહાન પુરૂષ જાણવો.

૨. પાપસંયુકત મિથ્યા વચન બોલવું, એટલે કજીયા કંકાસની વાત, કે દુરાચારીનો વ્યવહાર પ્રગટ કરવો તે. આ ટેવ સર્વથી નીચ છે.

૩. કોઈ કંઈ કહે તેને વિપર્યય કહેવું એ પણ નિંદ્ય છે. ઘણાનો સ્વભાવ એવો હોય છે કે કોઈ કંઈ કહે તેનાથી ઉલટુંજ બોલે. એનો અર્થ એ થાય કે સામો જુઠો

અને પોતે સાચો. એમ કરવાથી ક્રોધ અને અહંકાર વધે છે. ખરૂં ધૈર્ય તો ભલાં બુરાં વચન સહન કરવામાંજ સમાચલું છે, માટે પોતે સાચો હોય તોપણ સામાનું વચન ખોટું કહેવું નહિ. જેમકે કોઈ કહે કે આ દાડમ મીઠું છે, તેને ખાટું કહેવું, તેનું નામ વચનનું વિપર્યય છે. કોઇના ઉપર તેની ભૂલ સુધારવાનો પ્રેમ હોય તો તેને એકાંતમાં ઉપદેશ કરવો, પણ જાહેરમાં કોઇનાં વચન ઉલટાવવાં નહિ. એક સંતે એક ભક્તને પૂછ્યું કે તમે લોકોમાં કેમ નથી આવતા, ત્યારે તેણે ઉત્તર આપ્યો કે હું જગતના ઝગડાથી દૂર રહું છું. ત્યારે સંતે કહ્યું કે લોકોમાં આવી તેમનાં ભલાં બુરાં વચન સાંભળી ધૈર્ય રાખવું અને મૌન ધરવું તે પણ મોટો પુરૂષાર્થ છે. કેટલાક પુરૂષો તો પોતાના માન નિમિત્ત બીજાના પંથનો નિષેધ કરવામાંજ ધર્મની દૃઢતા માને છે, પણ એ મૂર્ખતા છે.

૪. ધન નિમિત્તે કોઇની સાથે ઝગડો કરવો અને રાજદરબારમાં જઈ ફર્યાદ કરવી. આ વિઘ્નથી એવી વિક્ષેપતા થાય છે કે તેવી બીજા કોઈ પણ અવગુણથી થતી નથી; કારણ કે ઝગડો થયો એટલે કઠોર વચન અને વૈરભાવ થયા શિવાય રહેજ નહિ. તેથી જીજ્ઞાસુએ મૂળથીજ આવા વ્યવહારનો ત્યાગ કરવો.

૫. દુર્વચન બોલવાં. જે પારકાં માતાપિતાને દુર્વચન કહેતાં અચકાતો નથી, તે કાળે કરીને પોતાનાં માતાપિતાને પણ તેવાં વચન કહેતાં ડરશે નહિ.

૬. કોઈનો ધિઃક્કાર કરવો એ પણ મહા નિંદ્ય છે. પશુ કે જડ પદાર્થનો તિરઃસ્કાર કરવો એ પણ ખોટું છે. કુકર્મીઓનો ધિઃક્કાર કરવા કરતાં ભગવતનું નામ લેવું, કે તેથી મનનો ગુસ્સો ઉતરી જાય.

૭. રૂપ અને શ્રંગારની કવિતા કરવી, તેમજ રૂપવાનની સ્તુતિ કરવી, એ પણ જીજ્ઞાસુને અયોગ્ય છે; કારણ કે એવી કવિતામાં વિશેષે કરીને જુઠુંજ હોય છે. એથી સાંભળનારની વૃત્તિ ચંચળ બને છે. એના કરતાં નિર્માની થઈ સંત અને ભગવતની સ્તુતિ કરવી સર્વોત્તમ છે.

૮. હાસ્ય વચન બોલવાં. કોઈને પ્રસન્ન કરવા હસવા લાયક વચનો બોલે તેમાં પણ જુઠું ન હોય, અને તેથી કોઈ પણ જીવને ખેદ ન થાય, એ ધ્યાનમાં રાખવું; વળી એથી પોતાનો સ્વભાવ હંમેશાં એવી ગમત કરવાનોજ ન થઇ જાય, તે પણ ધ્યાનમાં રાખવું; કેમકે તેથી આખું આયુષ્ય એમાંજ વ્યતીત થાય છે, ગંભીરતા જતી રહે છે, હૃદય અંધ થઈ જાય છે, અને કવચિત્ તમોગુણ પણ ઉત્પન્ન થાય છે. એક જીજ્ઞાસુ પરલોકના ભયનું સ્મરણ કરીને ૪૦ વર્ષ સુધી હસ્યા નહોતા. એક સંત કહે છે કે

જેમ સ્વર્ગમાં રોવું આશ્ચર્યજનક છે, તેમજ સંસારમાં હસવું પણ અત્યંત આશ્ચર્યજનક છે; કારણકે પરલોકના ભયનું વિસ્મરણ થાય, તોજ હસવું આવેને!

૯. કોઈનો ઉપહાસ કરી તેને દુ:ખવવો, અને તેનાં છિદ્ર પ્રગટ કરી લોકોને હસાવવા એ પણ નિંદ્ય છે. મહાપુરૂષો કહે છે કે કોઈનાં છિદ્ર જોઈ હસવું નહિ. કારણકે રખેને તે આપણાથી ભલો થઇ જાય, અને આપણે તેના કરતાં નીચ બની જઈએ, એમ કાં ન બને? વળી કહ્યું છે કે જે કોઈ અભિમાની થઈ સામાના અવગુણપર હસે છે, તેને મૃત્યું પહેલાં અવશ્ય તે અવગુણ પ્રાપ્ત થવાનોજ.

૧૦. બોલેલું વચન પાળવું નહિ, એ પણ મહા પાપ છે, અને કપટનું લક્ષણ છે. વચનભંગ કરનાર ગમે તેટલાં વ્રત–તપ કરે તોપણ ભગવતથી વિમુખ થાય છે. વચન આપવું તે ઋણ સમાન છે. તેથી તેનો ભંગ ન થવો જોઈએ. જેમ કોઇને કંઈ આપી દઈને તે પાછું લેવું અયોગ્ય છે, તેમ વચનનો નિર્વાહ ન કરવો, એ પણ અયોગ્ય છે.

૧૧. જુઠું બોલવું અને જુઠી દુહાઈ દેવી, એ પણ મહા પાપ છે. મહાપુરૂષો કહે છે કે જુઠું બોલવાથી પ્રારબ્ધ ઘટે છે. જુઠો માણસ વ્યભિચારીથી પણ બુરો છે. એથી હૃદય અંધ થાય છે. કોઈના ભલા માટે અથવા કોઈની રક્ષા માટે કદાચ જુઠું

બોલવું પડે તે એટલું બધું ભયંકર નથી. જેમકે કોઈ અનાથ મનુષ્ય કોઈ તામસીના ડરથી સંતાયો હોય, તેને બચાવવા માટે અસત્ય બોલવામાં ઝાઝું પાપ નથી. અથવા અસત્ય બોલવાથી બે માણસોનો વિરોધ દૂર થતો હોય એવું અસત્ય નિષેધ નથી. સામાના અવગુણ ગુપ્ત રાખવા એ સારૂં છે. કોઈ તામસી કોઈના ધન વિષે પૂછે, તો તે પ્રસિદ્ધ ન કરવામાં પાપ નથી. આમ અસત્ય બોલવું અયોગ્ય છે, છતાં વિચારની મર્યાદાથી જો એમ જણાય કે એથી કોઈની રક્ષા થાય છે, અથવા અમુક વિઘ્ન દૂર થાય છે, તો તેમાં દોષ નથી; પણ ધનમાનાદિકની પ્રાપ્તિને અર્થે અસત્ય બોલવું તે અતિશય નિંદ્ય છે. છતાં જીજ્ઞાસુ જ્યારે એમ જાણે કે અમુક વિઘ્ન અસત્ય બોલ્યા વગર દૂર નહિ થાય, ત્યારે વિચારપૂર્વક એવું વચન બોલવું કે તે અસત્ય પણ ન હોય, અને સામો માણસ કંઈ બીજુંજ સમજે. જેમકે એક ભક્ત ઘણે દિવસે રાજા પાસે ગયા, ત્યારે રાજાએ પૂછ્યું કે આટલો કાળ કેમ આવતા નહોતા? ભકતે જવાબ આપ્યો કે જે દિવસનો તમારી પાસેથી હું ગયો હતો, ત્યારથી જ્યારે ભગવતે આરોગ્ય આપ્યું ત્યારે આજે જમીનપરથી અંગ ઉઠાવ્યું છે. આથી રાજા સમજ્યો કે એને કંઇ વ્યાધિ થયો હશે. એક રામાનુરાગી હતા, તેમણે પોતાના શિષ્યને સમજાવી રાખ્યું હતું કે હું

ભજનમાં હોઉં તે વખતે મને કોઈ મળવા આવે તો તારે જમીનપર લીટી ખેંચી તેને કહેવું કે અહીં નથી. એમ પૂછે કે કયાં ગયા છે, ત્યારે કહેવું કે કોઈ ઠાકોરદ્વારમાં હશે ! એક ભક્ત કોઈ ધર્મજ્ઞ રાજાના પ્રધાન થઈ વિદેશ ગયેલા. તે જ્યારે પાછા ઘેર આવ્યા ત્યારે તેમની સ્ત્રીએ પૂછ્યું કે મારે માટે શું લાવ્યા ? ત્યારે તેમણે કહ્યું કે મારી સાથે રક્ષક હતો એટલે કંઇ લાવી શકયો નથી. કહેવાનો અર્થ એ હતો કે અંતર્યામી મારી સાથે હતા. પણ એટલું યાદ રાખવું કે જે કાર્યનો નિર્વાહ એવાં વચન બોલ્યા શિવાય નજ થાય એમ હોય, ત્યાંજ આવાં વચન ઉચ્ચારવાં; પરંતુ સ્વભાવજ એવો કરી નાખવો, એ અયોગ્ય છે.

૧૨. નિંદા. એ એવી પ્રબળ છે કે તે હરકોઈથી થઈ જાય છે. એ એવી બુરી ચીજ છે કે તે પારકા માંસનું ભક્ષણ કર્યા બરોબર છે. તે વ્યભિચારથી પણ ખોટી છે; કારણકે વ્યભિચારનો ત્યાગ કરી પશ્ચાતાપ કરનાર વ્યભિચારીને પ્રભુ શીઘ્ર મુક્ત કરે છે; પરંતુ નિંદાના પાપથી છૂટવા માટે તો જેની નિંદા કરી હોય તેની ક્ષમા મેળવે ત્યારેજ છૂટકો થાય. એક સંતે કોઈ મહાપુરૂષ પાસે ઉત્તમ ઉપદેશ મેળવવા પ્રાર્થના કરી, ત્યારે તેમણે કહ્યું કે કોઈ પણ સુકૃતને અલ્પ ન જાણવું. કોઈને પ્યાલો પાણી પવાય

તેમાં પણ ભગવતનો ઉપકાર માનવો. સર્વ મનુષ્ય સાથે પ્રસન્ન રહેવું, અને કોઈની નિંદા ન કરવી. જે વચનથી કોઈનું મન દુઃખાય, તે વચન સત્ય હોય તોપણ નિંદ્ય છે. જેમકે કોઈ અંધ કે શ્યામ હોય તેને અંધ અને શ્યામ કહેવો એ નિંદા છે. અથવા કોઇને એમ કહેવું કે અમુક નીચ કે દાસીપુત્ર છે, કઠોર કે બહુબોલો છે, ચોર કે ભજનહીન છે, અશુદ્ધ વ્યવહાર કરનાર કે અપવિત્ર છે, સુંદર વસ્ત્ર પહેરનાર કે ચંચળવૃત્તિવાળો છે, વગેરે સર્વ નિંદા છે. તાત્પર્ય કે જે વચન સાંભળી કોઈનું હૃદય તપે, તે સઘળાં વચન નિંદારૂપજ સમજવાં. એક મહાપુરૂષની સ્ત્રીએ કહ્યું કે અમુક સ્ત્રી ઠીંગણી છે, ત્યારે મહાપુરૂષે તેને કહ્યું કે તેં નિંદા કરી, માટે થુંકી નાંખ. સ્ત્રી થુંકી તેમાં ફક્ત રૂધીરજ પડયું. કેટલાક સ્થૂળ બુદ્ધિવાળા કહે છે કે અપ-કર્મીનાં કર્મો પ્રસિદ્ધ કરવાં એ નિંદા નથી; કારણકે તેથી ધર્મની વૃધ્ધિ થાય છે; પરંતુ એમ ધારવું અયોગ્ય છે. જીજ્ઞાસુએ તો એમ જાણવું કે કેવળ રસનાથીજ નિંદા થાય છે એમ નહિ, પરંતુ હાથ અને નેત્રથી પણ થાય છે. કોઈ હાથવડે ઈશારત કરી કોઈની ખોડ દેખાડે, કે અમુક મનુ-ષ્ય આવો છે, તો તે પણ પાપ છે. સભામાં એમ કહીએ કે અમુક પુરૂષ ઉત્તમ હતા, પણ તે માયાના છળમાં ફસાઈ જઈ તેમાં આસક્ત થયા, અને અમે પણ એ માયાથી

છૂટયા નથી. આમ બોલવું એ પણ પોતાની અને સામા નિંદા કરવા જેવું છે. જો કોઈ એમ કહે કે અમુક પુ: અમુક અપકર્મમાં સ્થિત છે, તો જીજ્ઞાસુએ એમ કહેવું આશ્ચર્ય છે! પ્રભુ એની રક્ષા કરો! એ અસંભવિત થ છે! નિંદા કરવી એવી ખરાબ છે કે તેથી નિંદા કર અને સાંભળનાર બેઉ પાપી થાય છે. હૃદયમાં નિંદા ક એ પણ પાપ છે. કોઈના દોષનું ચિત્તમાં સ્મરણ કરવું હૃદયની નિંદા છે. પરદ્રવ્ય ચોરવું, કોઇનો ઘાત કરવો, અ કોઈને માટે બુરૂં અનુમાન કરવું; એ ત્રણ મહા પાપ કોઈના દોષનું અકસ્માત શ્રવણ થાય, અથવા તે સ્ફૂરે, તે વાતને હૃદયમાંજ લીન કરી નાખવી, અને એમ વિચા કે જેમ મારામાં અનેક પાપ છે, તેમ સામામાં પણ હો તો મારા અવગુણ જેમ હું પ્રસિદ્ધ કરતો નથી, અથ કોઈ પ્રસિધ્ધ કરે તો મને ખોટું લાગે છે, તેમ પા: અવગુણ પ્રસિદ્ધ કરવાનો મને હક્ક નથી. વળી એ વિચારવું કે બીજાનાં છિદ્ર જાણવાથી મને લાભ પણ શું

કોઈના અવગુણ નિઃસંદેહ જણાય, તો તેને નમ્રતા સહિ એકાંતમાં ઉપદેશ કરવો. નિંદા કરવામાં આનંદ માનવો, મોટો રોગ છે. એ રોગનો ઉપાય કરવો આવશ્યક છે. ઉપાય બે પ્રકારના છે. એક, નિંદાના નિષેધનાં વચ વારંવાર વિચારવાં, અને એમ જાણવું કે નિંદા કરના

શુભ કર્મનાં ફળ જેની નિંદા કરે છે તેને મળે છે. જેમ સૂકા તૃણને અગ્નિ ઝટ ભસ્મ કરી નાંખે છે, તેમ નિંદાથી સર્વ સુકૃત નાશ પામે છે. બીજું, પોતાના અવગુણનો વિચાર કરવો, અને એમ જાણવું કે હું જેમ અવગુણને વશ વર્તું છું, તેમ બીજાઓ પણ વર્તે; કારણ કે માયા અતિ પ્રબળ છે. પોતાના અવગુણ ન દેખાય, તો એમ જાણવું કે અવ-ગુણ ન માલમ પડે એ પણ એક મોટો અવગુણ છે, અને પોતે અવગુણ રહિતજ હોય, તો ભગવતનો મોટો ઉપકાર સમજવો, અને નિંદાથી રહિત થવું. સર્વકર્તા ભગવાન છે, માટે કોઈની નિંદા કરવી, તે ભગવતની નિંદા કર્યા બરો-બર છે.

નિંદાનાં કારણ આઠ પ્રકારનાં છે. ૧. જ્યારે કોઈ ઉપર ક્રોધ આવે છે, ત્યારે તેની નિંદા થાય છે, માટે જીજ્ઞાસુએ ક્રોધની ક્ષમા માંગવી, એટલે ભગવત દયાળુ હોવાથી દયા કરે છે. ૨. કોઇ નિંદા કરતો હોય, તો તેને પ્રસન્ન કરવા ખાતર પોતે પણ તેમ કરવું. આવો વિચાર થાય ત્યારે એમ વિચારવું કે મનુષ્યની પ્રસન્નતા માટે ભગ-વતને શા માટે અપ્રસન્ન કરવા? ૩. જ્યારે પોતાનું કંઈ છિદ્ર પ્રગટ થાય, ત્યારે તે છિદ્રનો દોષ બીજા પર નાંખવો. એ વખતે એમ જાણવું, કે જે અપમાનથી હું ડરૂં છું, તેના કરતાં ભગવતનો ક્રોધ મહા તીક્ષ્ણ છે. પોતાના દોષ

બીજા પર નાંખવા, એ ભગવતના ક્રોધનું બીજ છે. પોતાના અવગુણ છુપાવવા ખાતર બીજાના અવગુણનું વર્ણન કરવું એ પણ મૂર્ખતા છે. જેમકે અમુક પુરૂષ અશુદ્ધ આજીવિકા કરે છે, અને હું તેનો અંગિકાર કરૂં છું, એમ જાણવાવાળો મૂર્ખ છે. કેમકે જેનું કર્મ મલિન છે, તેને જોઈ પોતે મલિનતામાં વૃત્ત થવું અયોગ્ય છે. કોઇ અગ્નિમાં બળતો હોય, તેની પાછળ જેમ પોતે બળતો નથી, તેમ પાપીને જોઈ પાપ કરવું અયોગ્ય છે. ૪. પોતાની સ્તુતિ નિમિત્ત બીજાની નિંદા કરવી. જેમકે અમુકમાં સમજણ નથી, અમુક પાખંડનો ત્યાગ કરતો નથી; એમ બોલવાનો અર્થ એ થાય છે, કે પોતે બુદ્ધિમાન અને પાખંડ રહિત છે. આમ બોલવું ઘણુંજ અયોગ્ય છે. એમ જાણવું કે બુદ્ધિમાન પુરૂષ મારા કપટને જાણી જશે. વળી પરાધીન જીવ આગળ પોતાનું માન વધારવું, એ પણ નીચતા છે. ૫. ઇર્ષ્યાથી પણ નિંદા થાય છે. કોઈનું ધન કે માન દેખી ન ખમાય, ત્યારે તેના અવગુણ શોધવાનું મન થાય છે, પણ એમ નથી જાણતો કે એમ કરવાથી પોતે ઈર્ષ્યાના અગ્નિમાં નિરંતર બળ્યા કરે છે, અને પરલોકમાં દુઃખી થાય છે; પરંતુ એ વખતે એમ વિચારવું કે જેને ભગવતની કૃપાથી ધન માનાદિક પ્રાપ્ત થયાં છે, તેને મારી ઈર્ષ્યાથી શું થશે! ૬. હાંસી કરવાના સ્વભાવથી પણ નિંદા

થાય છે. એમ જાણવું જોઈએ કે હું કોઈનું હાસ્ય કરી તેને જેટલો લજ્જાવાન કરૂં છું, તેટલોજ હું ભગવત પાસે લજ્જાવાન થઈશ. ૭. કોઈનો અવગુણ જોઇ કોઈની આગળ વાત કરતાં તેનું નામ બોલાઇ જાય, તે પણ નિંદા છે. ૮. ધર્મ નિમિત્ત કોઈના અવગુણ જોઈ શકાય નહિ, તેથી કોઈ આગળ તેનું નામ પ્રગટ કરે તો તે પણ નિંદા છે. તાત્પર્ય કે કોઈના અવગુણ જોઈ આશ્ચર્ય પામવું નહિ, પણ નમ્રતામાં સ્થિત થવું.

નીચેના પ્રસંગોએ નિંદા ગેરવ્યાજબી નથી. ૧. કોઇ આપણને દુઃખાવતું હોય, કે ધન ચોરી ગયું હોય, તો જે દાદ આપી શકે તેની આગળ તે વાત કહેવી, એ નિંદા નથી, છતાં જે દાદ ન આપી શકે તેની આગળ તો નજ કહેવું. ૨. કોઈ સ્થાનમાં કંઈ પાપ થતું દેખે, અને એમ લાગે કે આ વાત જો પ્રસિદ્ધ નહિ થાય, તો અધિક પાપ થશે, ત્યારે કોઈ સમર્થ પુરૂષને તે વાત જાહેર કરી પાપ અટકાવવામાં નિંદા નથી. ૩. કોઈ ધર્મજ્ઞ નાસ્તિકવાદી કે અપકર્મીની સોબત કરતો હોય, તો તેના અવગુણ પ્રસિદ્ધ કરવામાં નિંદા નથી. પ્રભુ કહે છે કે ત્રણ પ્રકારના મનુષ્યની નિંદામાં પાપ નથી. અન્યાયી રાજા, નાસ્તિકવાદી, અને પ્રસિદ્ધ દુરાચારી; કેમકે તેઓની ક્રિયા પ્રસિદ્ધજ હોય છે. ૪. કોઈનું પ્રસિદ્ધ નામજ સુરદાસ, કે એવું હોય તો તે

બોલવામાં દોષ નથી. ૫. કેટલાં મદ્યપાની, હીજડા વગેરે જે પ્રસિદ્ધ નિર્લજ્જ હોય છે, તેમની સ્વાભાવિક વાર્તામાં નિંદા નથી; કારણકે તેઓ પોતાની વાત સાંભળી બુરૂં નહિ માને. જેથી કોઇનું હૃદય દુઃખાય તેનું નામ નિંદા છે. કદાચ અજાણતાં કોઈની નિંદા થઇ જાય, તો તેની ક્ષમા માંગવી જોઇએ; માત્ર ભગવતની પ્રાર્થનાજ બસ નથી. જો તે જીવતો ન હોય કે આપણને મળે એમ ન હોય, તો ભગવત પાસે ક્ષમા માંગી શકાય.

૧૩. કોઇની ચુગલી કરવી એ પણ પાપ છે. ચુગલી કરનાર મનુષ્ય કદી સુખી થતો નથી. ચુગલખોર સર્વથી નીચ છે. એક વખત એક દેશમાં દુષ્કાળ પડયો હતો, ત્યારે મહાત્મા મુસા અને સર્વ લોક પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા, એટલે આકાશવાણી થઇ કે તમારા દેશમાં એક ચુગલખોર માણસ છે, તેથી વરસાદ પડતો નથી. આથી સર્વેએ પૂછયું કે તે કોણ છે? ત્યારે જવાબ મળ્યો કે મુસા. મુસા કોઇની લગાર પણ ચુગલી કરતા નહોતા, તેથી તે વિમાસવા લાગ્યા, ત્યારે ફરી આકાશવાણી થઈ કે તમે બીજાઓને ચુગલી કરતાં અટકાવતા નથી માટે તમે દુષિત છો. જો તમે બીજાઓને અટકાવો તો વરસાદ થાય. પછી તેમ કરવાથી વરસાદ થયો, અને દુષ્કાળ દૂર થયો.

એક ભક્તે પોતાના સ્થાનથી બે હજાર ગાઉ દૂર રહેતા એક સંત પાસે જઇને પૂછયું કે:—૧. આકાશથી

વિશાળ શું છે? ૨. પૃથ્વીથી ભારે શું છે? ૩. પત્થરથી કઠણ શું છે? ૪. અગ્નિથી તીક્ષણ શું છે? ૫. બરફથી શીતળ શું છે? ૬. સમુદ્રથી ઉદાર કોણ છે? ૭. જેનાં માતાપિતા મરી ગયાં છે તે બાળક કરતાં અધિક અપમાન કોણ પામે? આ પ્રશ્નોના તેમણે નીચે મુજબ જવાબ આપ્યા.

૧. સત્ય વચન આકાશથી વિશાળ છે. ૨. નિર્દોષને દોષ લગાડવો, એ પૃથ્વી કરતાં પણ ભારે છે. ૩. મનમુખીનું હૃદય પત્થરથી પણ કઠણ હોય છે. ૪. ઈર્ષ્યા અગ્નિ કરતાં પણ તીવ્ર બાળનારી છે. ૫. સહનશીળતા બરફથી પણ શીતળ છે. ૬. સંતોષી મનુષ્ય સમુદ્ર કરતાં પણ ઉદાર છે. ૭. ચુગલખોર મનુષ્ય અનાથ બાળક કરતાં પણ વધુ અપમાન પામે છે. ચુગલી એટલે કોઈની ગુપ્ત બાબત વચન, સાન કે કર્મથી કોઈની આગળ પ્રગટ કરીને તેનું મન દુઃખાવવું તે. જીજ્ઞાસુએ કોઇનો પડદો ઉઘાડવો નહિ. કોઈ આવીને એમ કહે કે અમુક પુરૂષ તારે માટે આમ કહેતો હતો, તો એમ સમજવું કેઃ—૧. ચુગલખોર જુઠા હોય છે, માટે તેના ખરાપણાપર પ્રતીતિ કરવી અયોગ્ય છે. ૨. અધિકાર જોઇ તેને ચુગલીથી વિવર્જીત કરવો. ૩. ચુગલખોર સાથે મિત્રતા રાખવી નહિ. ૪. પ્રત્યક્ષ જોયા શિવાય ખોટું અનુમાન કબુલ કરવું નિંદ્ય છે. ૫. કોઈનાં છિદ્ર સાંભળી તે ખરાં ખોટાં જાણવાની ઈચ્છા ન કરવી. ૬.

ચુગલી કરનારની વાત પણ કોઇને ન કહેવી. દરેકે આ છ યુક્તિ પ્રમાણે વર્તવું.

એક સંત પાસે કોઇએ આવીને કહ્યું કે અમુક તમારી નિંદા કરે છે, ત્યારે તેમણે કહ્યું કે તું મારાં દર્શન માટે આવ્યો છે, છતાં તેં ત્રણ પાપ કર્યાં. એક તો મને ક્રોધાયમાન કર્યો, બીજું મારા ધ્યાનમાં વિક્ષેપ કર્યો, અને ત્રીજું તેં ચુગલી કીધી.

હુસનબરી સંત કહે છે, કે જ્યારે કોઇ મનુષ્ય આપણને કોઇની ચુગલી સંભળાવે, ત્યારે એમ સમજવું કે તે અન્ય સ્થળે જઈ આપણી ચુગલી પણ કરશે તેથી તેને નિંદક જાણીને તેની સોબત છોડી દેવી.

એક વખત એક પુરૂષે એક ગુલામ વેચાતો લીધો, તે વખતે તેણે વેચનારને પૂછ્યું, કે એમાં કંઈ અવગુણ છે? વેચનારે કહ્યું કે તે ચુગલી અને વાક્યછળ કરે છે. લેનારે કહ્યું કે એટલા અવગુણની કંઈ ચિંતા નથી. પછી તે ગુલામે થોડા દિવસ વીત્યા કેડે પોતાના શેઠની સ્રીને કહ્યું કે તમારો પતિ બીજી સ્રી કરવા ઇચ્છે છે, અને તમારી સાથે તેનું વિપરીત ચિત્ત થયું છે. તેનો ઉપાય એ છે કે તમારો પતિ સુએ ત્યારે તેના કંઠનો એક વાળ કાપી મને આપજો. તેને હું મંત્રી આપીશ. એટલે તે તમારા પર સર્વદા પ્રસન્ન રહેશે. વળી તે ગુલામે પોતાના

શેઠને કહ્યું, કે તમારી સ્ત્રીની પ્રીતિ પરપુરૂષમાં દૃઢ થઇ છે. તેથી તેણી તમને મારવાને ચાહે છે. માટે રાત્રે જાગતા રહેજો. પછી રાતે પતિ સૂતો, એટલે તેની સ્ત્રી ચપ્પુ લઈ કંઠનો વાળ કાપવા ગઇ, એટલે તેના પતિએ જાણ્યું કે આ મને મારી નાખવા આવી છે, એથી તે ક્રોધાયમાન થઈ પોતાની સ્ત્રીને મારવા લાગ્યો. આ વાત સ્ત્રીનાં સંબંધીઓએ જાણી તેથી તે સર્વેને અણબનાવ થયો. ચુગલખોરના સંગનું આવું ફળ મળે છે.

૧૪. બે શત્રુ વચ્ચે વાક્ય છળ કરવો, અને ઉપરથી બેઉના મિત્ર જેવો ડોળ કરવો, એ મોટું પાપ છે.

૧૫. સ્તુતિ પણ એક વિઘ્ન છે. એનાથી છ પાપ થાય છે. તેમાંનાં બે પાપ શ્રોતાને અને ચાર વક્તાને લાગે છે. ૧. અધિકાર કરતાં વધારે સ્તુતિ કરવી, એ જૂઠું છે. ૨. પ્રીતિ વગર સ્તુતિ કરવી, એ કપટ છે. ૩. અમુકના ગુણ બરોબર જાણ્યા વગર કહેવા, તે મિથ્યાવાદ છે. ૪. તામસીની સ્તુતિ કરવાથી તે જો પોતાના તમોગુણમાં દૃઢ થાય, તો તે પણ અયોગ્ય છે. ૫. પોતાની સ્તુતિ સાંભળવાથી મનમાં અભિમાન થાય છે. ૬. અને તેમ થવાથી વધુ શુભ કર્મથી પાછો પડે છે.

કહેનાર અને સાંભળનાર આ પાપોથી રહિત હોય તો સ્તુતિ કરવી યોગ્ય છે. પોતાના મુખે પોતાની સ્તુતિ

કરવી એ મહા નીચતા છે. જીજ્ઞાસુએ પોતાની સ્તુતિ સાંભળી અભિમાની ન થવું, પણ એમ જાણવું કે જ્યાં સુધી હું પરલોકના દુઃખથી મુક્ત નથી, ત્યાં સુધી શ્વાન પણ મારાથી ભલો છે.

એક સંત આગળ કોઇ તેમની સ્તુતિ કરવા લાગ્યો, ત્યારે તે સંત ભગવતની પ્રાર્થના કરવા લાગ્યા કે હે પ્રભો! આ મને જાણતો નથી, પણ તું તો જાણે છે, માટે મને ક્ષમા કરજે.

## [ ૪ ] ક્રોધ, ઇર્ષ્યા.

ક્રોધ એ મલિન સ્વભાવ છે. એનું બીજ અગ્નિ છે. એ હૃદયને બાળે છે. તેથી એવી વિક્ષેપતા થાય છે, કે શાંતિ કદી પ્રાપ્ત થતી નથી. સર્વ કૃતિનું ફળ શાંતિ છે. જ્યારે કોઇના પર પણ ક્રોધ ન થાય, ત્યારેજ ભગવતના ક્રોધથી મુક્ત થવાય છે, એમ મહાપુરૂષો કહે છે. એક ભકતે પોતાના ગુરૂને પૂછયું, કે મને એવું કંઈ કાર્ય દેખાડો કે જેમાં ક્રિયા થોડી અને ફળ મોટું હોય. ત્યારે તેમણે કહ્યું, કે ક્રોધ રહિત થવું, અધિક ફળદાયક છે. ક્રોધનું ભક્ષણ કરવું એ ઉત્તમ આહાર છે. ક્રોધ આવે તો ધૈર્ય રાખવું, અને લોભ થાય તો સંતોષ રાખવો, એ સર્વ કર્મથી વિશેષ છે. એક મોટા ઐશ્વર્યવાળા સંત હતા. તેમને

ઈ દુષ્ટે આવી કટુ વચન કહ્યાં, ત્યારે તેમણે નીચું માથુ
ીને કહ્યું કે "તું મને ક્રોધાયમાન કરવા માગે છે, અને
ારા મનને છળવા માગે છે; પણ હું તેમ નહિ કરૂં."
ાધ એટલા માટે છે, કે તે શસ્ત્ર બની શત્રુનો નાશ કરે
ાને શરીરની રક્ષા કરે; પરંતુ જ્યારે તે મર્યાદાની બહાર
ાય, ત્યારે દુ:ખદાયક નીવડે છે. ક્રોધરૂપી અગ્નિ હૃદય
ાં પ્રગટ થાય છે, ત્યારે તેનો ધુમાડો સર્વ શરીરમાં
સરે છે, બુદ્ધિ અંધ બને છે, અને ભલું બુરૂં સમજાતું
થી, અને જો મૂળમાંથી નષ્ટ થઈ જાય, તો અપકર્મો અને
સંગનો ભય રહે છે; માટે ક્રોધને મર્યાદામાં રાખવો.

ક્રોધનું કારણ મનોરથ છે. કોઈ આપણી પ્રિય વસ્તુ
વા ઇચ્છે, તો ક્રોધ ઉપજે છે, તેથી જ્યાં સુધી મમત્વ–
હાભિમાન છે, ત્યાં સુધી ક્રોધ રહે છે; માટે જીજ્ઞાસુએ
ુરૂષાર્થ કરી તૃષ્ણા ઘટાડી માનાદિકની અભિલાષાઓ દૂર
રવી, એટલે ક્રોધ આપોઆપ ઘટી જશે. મહાપુરૂષોને
ાધ આવે છે, તે બીજાઓના ભલાને નિમિત્તેજ; પરંતુ
દયમાંથી દયા દૂર થતી નથી. સર્વ કર્તા ભગવત છે, એમ
ાણવાથી પણ ક્રોધ ક્ષીણ થાય છે. જેમ કોઇ રાજાએ
ાઈને મારવાની શિક્ષા કરી હોય, અને તે લખી જણાવે
ારે કંઇ કલમ પર ક્રોધ આવતો નથી; તેમજ જેને
ાગવાનના સામર્થ્ય પર નિશ્ચય છે, તે સર્વ જીવને પરાધીન

દેખે છે, અને તેથી સર્વના પ્રેરક ભગવાન છે, એમ જાણી તે કોઈ પર ક્રોધ કરતો નથી.

એક સંતને કોઈએ કટુવચન કહ્યું, ત્યારે તે બોલ્યા કે જો હું પરલોકના ભયથી નિવૃત્ત થયો હોઉં, તો તારા કહેવાનું કંઈ દુઃખ નથી, અને જો તેવો ન હોઉં, તો તું કહે છે તેથી પણ હું અધિક નીચ છું.

બીજા એક સંતે પોતાને કટુવચન કહેનારને કહ્યું કે અમારામાં એટલા બધા અવગુણ છે કે તને તેની ખબર પણ નથી, તો તું જે કહે છે તેમાં વિશેષ શું છે?

એક સંતને કોઈએ કહ્યું કે તમે કપટી છો; ત્યારે તેમણે જવાબ આપ્યો, કે તમે મને ઠીક ઓળખ્યો. તાત્પર્ય કે સંતને ક્રોધ આવતો નથી.

ક્રોધ જીતવાના બે ઉપાય છે. એકથી તે તદ્દન નષ્ટ થઈ જાય છે, અને બીજો ઉપાય મધ્યમ છે. ક્રોધના કારણનો વિચાર કરી તેને મૂળ સહિત ઉખેડવો, એ ઉત્તમ છે. તે કારણો પાંચ છે. ૧. અભિમાન. તેનો ઉપાય દીનતા છે. અભિમાની મનુષ્ય પોતાના કોઈ પણ વચનનો નિરાદર થતાં ક્રોધયુક્ત થાય છે. ૨. હાસ્યરસ. જીજ્ઞાસુએ વાદવિવાદ તથા હાસ્યથી વિરક્ત રહેવું, અને સર્વદા પરલોકના કાર્યમાં સ્થિત રહેવું. ૩. નિંદાથી અથવા દોષારોપણથી ક્રોધ આવે છે, એનો ઉપાય એ છે કે પોતાને નિર્દોષ ન જાણતાં

અવગુણોથી ભરપૂર જાણવો. ૪. તૃષ્ણા અને ઈર્ષ્યાથી ક્રોધ ઉપજે છે. ૫. ક્રોધીની સંગત, કેટલાક ક્રોધની અધિકતાને પુરૂષાર્થ સમજે છે. જેમકે ફલાણાને શ્રાપ દઈ ભસ્મ કરી નાંખ્યો, અને અમુકનું ધન અને ઘર નષ્ટ કર્યું, વગેરે; પરંતુ આવા મનુષ્યો મહા મૂર્ખ છે. સંત પુરૂષો ક્રોધને શ્વાનનો સ્વભાવ ગણે છે.

ક્રોધ જીતવાનો કનિષ્ટ ઉપાય એ છે કે ક્રોધની નિંદાનાં વચનોનો વિચાર કરવો, અને એમ સમજવું કે આપણે પ્રબળ હોવાથી કોઈ પર ક્રોધ કરીશું, તો ભગવત સર્વથી પ્રબળ છે, તે આપણા ઉપર કેમ ક્રોધ નહિ કરે? આવા વિચારથી ક્રોધ ન ઘટે. તો સંસારના પ્રયોજનનો વિચાર કરવો. એમ વિચાર કરવો, કે જેના પર ક્રોધ કરીશ તે મારો વિરોધી થશે. વળી આપણા શત્રુને હલકો ન જાણવો. ક્રોધ વખતે મનુષ્યનું સ્વરૂપ વરૂ જેવું થઈ જાય છે, તેનો વિચાર કરવો, અને પરમેશ્વરની પ્રાર્થના કરવી કે હે પ્રભુ! મારી ક્રોધથી રક્ષા કરો. ક્રોધ આવે તે વખતે ઊભા હોઇએ તો બેસી જવું, અને બેઠા હોઇએ તો સૂઈ જવું, અથવા શીતળ જળે સ્નાન કરવું. એમ કરવાથી ક્રોધનું બળ ઓછું થાય છે. વળી ભગવતને દંડવત કરી માથું ધરતીપર રાખી એમ વિચારવું, કે હું ધરતીમાંથીજ ઉત્પન્ન થયો છું, માટે કોઈના ઉપર ક્રોધ કરવો યોગ્ય નથી.

એક ભક્તને કોઈ કટુવચન કહેતો હતો. ત્યાં એક મહાપુરૂષ બેઠેલા હતા. જ્યારે ભક્ત તે દુષ્ટ સાથે વઢવા લાગ્યો, ત્યારે મહાપુરૂષ ઉઠી ઉભા થયા. ભક્તે આથી પૂછયું, કે સ્વામિજી! જ્યારે પેલો દુષ્ટ મને કહેતો હતો ત્યારે તમે બેસી રહ્યા, અને હું બોલવા લાગ્યો, ત્યારે કેમ ઊઠીને ચાલવા માંડયું? મહાપુરૂષે કહ્યું કે જ્યાં સુધી તું મૌન હતો, ત્યાં સુધી તારા તરફથી તેને દેવતા ઉત્તર આપતા હતા, પણ જ્યારે તું બોલવા લાગ્યો, ત્યારે તારામાં ક્રોધરૂપી અસુર આવ્યો, માટે અસુરની સંગતનો ત્યાગ કરવો શ્રેષ્ઠ છે. ક્રોધને વિચાર અને ધૈર્યથી મંદ કરે તે મહા ઉત્તમ છે; પરંતુ નિર્બળતાથી કે બીજા કારણથી ક્રોધ ન થાય, પણ જો હૃદયમાં ક્ષોભ થાય તો ચિત્તમાં ક્રોધની ગાંઠ પડે છે, અને તે નિંદ્ય છે. જીજ્ઞાસુએ હૃદયમાં એ ગાંઠ ન રાખવી. આ ગાંઠ ક્રોધનું સંતાન છે, એ ગાંઠને આઠ પુત્ર છે, અને તે સર્વ ધર્મનો નાશ કરનાર છે. ૧. ઈર્ષ્યા, એટલે પોતાના શત્રુનું સુખ દેખી બળવું તે. ૨. વેરભાવ, એટલે શત્રુને દુઃખી થતો જોઈ પ્રસન્ન થવું તે. ૩. ક્રોધથી રામ રામ પણ ન બોલે તે. ૪. શત્રુને ગ્લાનિ સહિત જોવો. ૫. તેને દુર્વચન કહેવાં. ૬. તેનાં છિદ્રને લોકમાં પ્રસિદ્ધ કરવાં ૭. તેનો ઘાત ઇચ્છવો. ૮. તેને કોઈ કાર્યમાં સહાય ન કરવી; કદાચ તેનું ઋણ હોય તોપણ તેનાથી વિમુખ રહેવું

તે. આ સર્વ મલિન સ્વભાવોથી દૂર રહી શત્રુ ઉપર ઉપકાર કરવો, તેના પર ભાવ રાખવો, તેની સાથે પ્રેમથી મળવું, તેને સહાયતા કરવી, અને તેના ગુણનું વર્ણન કરવું.

એક મનુષ્ય કોઈ મહાપુરૂષને ત્યાં રસોઈ કરતો હતો, તેણે તેમની સ્ત્રીને દુર્વચન કહ્યાં, તે બાઈના પિતાએ સાંભળ્યાં. રસોઇયાના ખાવાપીવાની અને વસ્ત્રાદિકની વ્યવસ્થા તેમના હાથમાં હતી; એટલે તેમણે કહ્યું કે હવે તારી વ્યવસ્થા હું નહિ કરૂં. આ સાંભળી તે મહાપુરૂષ કહેવા લાગ્યા કે ભગવતની આજ્ઞા છે, કે અવજ્ઞા કરનારને પણ ક્ષમા આપવી; એમ કદી ન કહેવું કે હું તારી સાથે ભલાઈ નહિ રાખું.

જેનાપર ક્રોધ આવે તેની સાથે ભાવ અને ભલાઈ વધારવાં, અને ક્રોધને હઠ તથા ધૈર્યથી નિવારવો, એ ઉત્તમ છે. જો તેની સાથે ભલાઈ ન થઈ શકે, તો એટલું તો અવશ્ય ધ્યાનમાં રાખવું કે તેને દુખવવો તો કદીજ નહિ. આ સ્થિતિ મધ્યમ પુરૂષની છે. ભલા સાથે બુરાઇ કરવી એ સૌથી નીચ સ્થિતિ છે. ક્ષમા કરનારને પરમેશ્વર પણ તેના અપરાધની ક્ષમા આપે છે.

ભગવત કહે છે કે જે મારો ભય રાખી અવજ્ઞા કરનારને ક્ષમા આપે છે, તે સર્વદા મારી પાસે રહેવા લાયક મને અધિક પ્રિય બને છે.

એક સંતની સામગ્રી કોઈએ ચોરી લીધી, ત્યારે તે રૂદન કરવા લાગ્યા; લોકોએ કારણ પૂછયું, ત્યારે તેમણે જવાબ દીધો કે તે ચોર પરલોકમાં શું જવાબ દેશે? તેના વિચારથી દયાને લીધે મને રડવું આવે છે. આવા પુરૂષોનાં સર્વ વિઘ્નો નષ્ટ થઈ જાય છે.

ક્રોધની ગાંઠમાંથી ઈર્ષ્યા ઉપજે છે. જેમ લાકડાને અગ્નિ ભસ્મ કરી નાંખે છે, તેમ ઈર્ષ્યા શુભ કર્મને બાળી નાંખે છે; માટે કોઈના ઉપર ઈર્ષ્યા આવે ત્યારે રસના અને હાથને અપકર્મોથી બચાવવા. જ્યાં સુધી સર્વપર ભાવ અને પ્રીતિ નથી થતાં, ત્યાં સુધી ધર્મ દ્રઢ થતો નથી, અને ત્યાં સુધી આત્મસુખ પણ નથી મળતું. ભગવત કહે છે કે ઈર્ષ્યા કરવાવાળો મારાથી વિમુખ બને છે; કારણકે જેને કંઈ હું આપું છું, તેનો તે શત્રુ થાય છે. જીવમાત્રનાં પ્રારબ્ધ મેં રચ્યાં છે, તેની તેને ખબર નથી.

નીચેના છ પ્રકારના પુરૂષો નર્કગામી છે. ૧. અધર્મી રાજા. ૨. કઠોર સિપાઈ. ૩. છળ કરનાર વ્યવહારી લોક. ૪. અભિમાની ધનવાન. ૫. મૂર્ખ જંગલી લોક. ૬. ઈર્ષ્યા કરનાર વિદ્વાન.

સંતપુરૂષો કહે છે કે જેને પરલોકનું સુખ પ્રાપ્ત થયું છે, તેને કોઈની ઈર્ષ્યા કરવાનું પ્રયોજન કયાં રહ્યું? કારણ કે તેના સુખ આગળ બીજા ઐહિક સુખ નજીવાં છે.

કોઈનું સુખ જોઈ તપાયમાન થાય, અને તેના સુખનો નાશ કરવાનું ઈચ્છે, તે ઈર્ષ્યા કહેવાય. કોઈનું સુખ જોઈ તેના જેવા થવાની ઇચ્છા કરવી, તે સ્પર્ધા છે. સ્પર્ધા જો ધર્મ કાર્યમાં થાય તો મહા ઉત્તમ છે, અને ભોગનિમિ-તે થાય તો કનિષ્ટ છે. કોઈ સાત્વિક મનુષ્યને શુભકર્મ વિષે પ્રવર્તતો જોઇને અથવા કોઈ ઉદારવૃત્તિવાળાને ઉદારતામાં વર્તતો જોઈને તેના જેવા થવાની ઈચ્છા કરવી. એમ કરવાથી પોતે નિર્ધન હોય તોપણ ઉદારતાનું ફળ મળે છે; પરંતુ કોઇ ધનવાનને પાપમાર્ગમાં ધન વાપરતો જોઈ તેના જેવા થવાની ઈચ્છા કરવી, એ મહા પાપ છે.

ઈર્ષ્યા સ્વાભાવિક સ્ફૂરે છે, માટે તેને અતિ મલિન જાણી તેનાથી બીતા રહેવું. શત્રુનું સુખદુઃખ પોતાને સ્વાધીન હોય, તોપણ તેને સુખથી અપ્રાપ્ત ન રાખવો.

ઇર્ષાને મહા રોગ સમાન તથા આ લોક અને પરલોક વિષે હાનિ કરનાર સમજી, તેને કાળજીથી દૂર કરવી. ઇર્ષ્યાથી સદા દુઃખ અને ચિંતાજ થાય છે. તે પોતાનેજ ક્રોધથી બાળે છે–શત્રુને કંઈ કરી શકતી નથી. એ પ્રમાણે એ મહા દુઃખરૂપ છે. સર્વનું સુખદુઃખ પ્રભુને આધીન છે, તે ઇર્ષ્યાવાન મનુષ્યના સંકલ્પથી જરાપણ ઓછું થતું નથી.

જેની ઈર્ષ્યા કરીએ તેને એ લાભ થાય છે, કે તેનાં પાપનાં ફળ આપણે ભોગવવાં પડે છે, અને આપણાં શુભ કર્મનાં ફળ તેને મળે છે.

મનુષ્યો એમ જાણે છે કે હું મારો પોતાનો મિત્ર અને દુશ્મનનો શત્રુ છું, પણ ખરો વિચાર કરતાં જણાશે કે ઈર્ષ્યા કરવાથી પોતે પોતાનો શત્રુ અને દુશ્મનનો મિત્ર બને છે.

જે અન્યની સંપત્તિ જોઈ પ્રસન્ન થાય છે, તે આલોક પરલોક બન્ને સ્થળે ઘણો સુખી થાય છે. આવા ઉત્તમ પુરૂષો સંતજનોના ઉપદેશ સાંભળી, તેનો અંગિકાર કરે છે, અને બીજાને તેમાં દૃઢ કરે છે.

કોઈને પત્થર મારવા જઈએ, તે તેને નહિ વાગતાં બીજી જગાએ અથડાઈ પાછો ફરી પોતાની આંખ ફોડે; ફરી મારતાં આપણું માથું ફોડે, અને એમ વારંવાર આપણેજ નુકસાન થયા કરે, છતાં તેને મારવાનીજ ઈચ્છા રાખીએ, એવી ગતિ ઈર્ષ્યાવાન મનુષ્યની છે.

ઈર્ષ્યાનુંજ બીજ અભિમાન, વૈરભાવ અને માન મેળવવાની પ્રીતિ એ ત્રણ છે, માટે જીજ્ઞાસુએ એ બીજને નષ્ટ કરવા સારૂ તેનાથી દૂર રહેવું. ઇર્ષ્યાથી કોઇની નિંદા કરવાનું મન થાય તો ઉલટી તેની સ્તુતિ કરવી, તેને નુકશાન કરવાનો વિચાર થાય, તો ઉલટી સહાય કરવી, અને અભિમાન ઉપજે ત્યારે હીનતા ધારણ કરવી. એવી રીતે વર્તવાથી ઈર્ષ્યા દૂર થાય છે.

મન એવો પ્રબળ શત્રુ છે, કે જ્યારે તું સહનશીળતા રાખીશ, ત્યારે એ તને એમ સમજાવશે કે આથી શત્રુઓ તને નિર્બળ જાણશે; માટે મનને વિપર્યમ કરવાનું સંતજનો કહે છે; પરંતુ એ કરવું જેટલું ઉત્તમ છે, તેટલુંજ અઘરૂં છે. પણ જો ઈર્ષ્યા અને ક્રોધને ઊભય લોકમાં દુઃખ આપનારી જાણે, અને તેના ત્યાગમાં પરમ સુખની પ્રાપ્તિ છે એમ જાણે, ત્યારે વિના પ્રયત્ને આ કાર્ય સાધી શકાય છે. ઔષધમાત્ર કડવાં હોય છે, પણ સમજુ મનુષ્ય તેનું પ્રેમથી સેવન કરે છે. મલિન સ્વભાવથી સર્વ પ્રકારે મુક્ત થવાની ઈચ્છા રાખવી, એટલે એ દૂર થશે. સર્વ જીવને પરાધીન જાણી સર્વકર્તા ભગવતને જાણવા, એટલે મલિન સંકલ્પો દૂર થઈ શત્રુ મિત્ર સમાન સમજાશે; પણ એમ થવું મહા દુર્લભ છે.

## [ ૫ ] માયાની પ્રીતિ.

સર્વ વિઘ્નોનું મૂળ માયા છે, અને તેની પ્રીતિ સર્વ પાપનું બીજ છે. માયા ભક્તજનોની શત્રુ છે. એટલુંજ નહિ પણ તે પોતાના ઉપાસકોની પણ શત્રુજ છે. ભગવત્-ભક્તો આગળ પોતે સુંદર થઈ નાના પ્રકારના છળ કરે છે, તેથી તે શત્રુવત્ છે, અને વિમુખ જીવોને પ્રથમ પોતાપર ખુશ કરે છે, અને જ્યારે અધિક પ્રમાદ વડે મોહિત થાય છે, ત્યારે તેનો પણ ત્યાગ કરે છે. આમ માયા દુરાચારી

સ્રીની માફક ઘરઘર ભટકે છે, અને પોતાને પ્રિયતમ માનનારને પણ દુઃખી કરે છે. વળી એના ભક્તોને પરલોકમાં ભગવતનો કોપ અનુભવવો પડે છે. જે જ્ઞાની મનુષ્ય એના છળને ઓળખી એનો ત્યાગ કરે છે, તેજ એનાં વિઘ્નોથી છૂટી શકે છે. માયા મહા છળ કરનારી છે, તેથી સંસારમાં પચી રહેલા જીવોને નાના પ્રકારનો ઉપદેશ કરી માયાની પ્રીતિથી વિવર્જીત કરવા સંતોને મોકલ્યા છે. તેઓ માયાના છળ અને વિઘ્નો પ્રસિદ્ધ કરે છે, તે સાંભળી સંસારી જીવો માયાથી વિરક્ત થઇ પરલોક માર્ગમાં સાવધાન થાય છે.

એક વખતે એક મહાપુરૂષ પોતાના ચેલાઓ સાથે જતા હતા. તેમણે રસ્તામાં એક મૃતક પશુને દીઠું તેથી તે કહેવા લાગ્યા કે જેમ આ મૃતક પશુની પાસે કોઇ ફરકતું નથી, તેમજ સંતજનો તરફ માયા પોતાની દૃષ્ટિ સરખી કરી શક્તી નથી. ભગવતના દરબારમાં જો માયાને કંઈ પણ સ્થાન હોય, તો તે મનુષ્યને લેશ માત્ર પણ મળવી દુર્લભ. હોત માયા અને તેની સામગ્રી ધિઃક્કારને પાત્ર છે. જે પદાર્થ ભજનને નિમિત્તેજ અંગિકાર કરવા પડે છે, તેનેજ માત્ર ધિઃક્કાર રહિત જાણવા. જેણે માયાને પોતાની પ્રિયતમ કીધી છે, તે પ્રભુથી વિમુખ છે, અને જે પ્રભુને પ્રિયતમ માને છે, તે માયાથી વિમુખ હોય છે; માટે અનિત્ય પદાર્થનો ત્યાગ કરી સત્ય સ્વરૂપમાં પ્રીતિ કરવી.

માયિક જીવોમાં નીચેનાં ચાર લક્ષણ હોય છે. ૧. એની ચિંતા દૂર થતી નથી. ૨. જંજાળોમાં હમેશ આસક્ત રહે છે. ૩. સર્વદા અતૃપ્ત રહે છે. ૪. આશા કદી પૂર્ણ થતી નથી.

અબુહુરેસ સંતને એક મહાપુરૂષે કહ્યું કે ચાલ, હું તને માયાની સંપૂર્ણતા દેખાડું. એમ કહી જ્યાં મનુષ્ય અને પશુનાં અસ્થિ, વિષ્ટા અને પુરાણાં વસ્ત્રોના ટુકડા પડયા હતા ત્યાં લઈ ગયા, અને કહ્યું કે ભાઇ! જેમનાં શીશ તને દેખાય છે, તે મનુષ્યો તૃષ્ણા અને ઈર્ષ્યાથી પૂર્ણ હતા, હવે એમનાં હાડકાંપર ત્વચા પણ રહી નથી, અને તે શીઘ્ર ભસ્મ થઈ જશે; નાના પ્રકારનાં ભોજન જે મિઠાં લાગતાં હતાં, અને જે મહાન યત્નથી પ્રાપ્ત થયાં હતાં, તે સર્વ વિષ્ટારૂપ થયાં છે, અને અનેક સુશોભિત વસ્ત્રો પુરાણાં થઈ ભસ્મ થતાં ચાલ્યાં છે. જે હાથી ઘોડા પર સવારી કરતા હતા, તેમનાં પણ હાડકાંજ અવશેષ રહ્યાં છે; માયાનો સંપૂર્ણ આદિ અંત અહીંજ જણાય છે.

મનુષ્યને અંધ કરનાર માયા છે. જે માયાથો વિરકત થઈ આશા તૃષ્ણાને ઘટાડે છે, તેના હૃદયમાં પ્રભુ અનુભવ પ્રગટાવે છે, તેથી તેની બુદ્ધિ ઉજવળ થાય છે. સંતજનો કહે છે કે માયાના પદાર્થનું સ્મરણ પણ ન કરવું. આમ જેની વાત કરવી અયોગ્ય છે, તેની પ્રીતિ કરવી, અને તે મેળવવા પ્રયત્ન કરવો, એ કેટલું યોગ્ય કહેવાય ?

માયા અને પરલોક એ એક પુરૂષને બે સ્ત્રી સમાન છે. જો એક સ્ત્રીને પ્રસન્ન રાખવા જાય તો બીજી રીસાયજ. બન્નેને એકી વખતે પ્રસન્ન કરી શકાયજ નહિ. જેમ જળ અને અગ્નિ સાથે રહી શકતાં નથી, તેમ માયા અને ભક્તિ કોઈ પણ રીતે સાથે રહી શકતાં નથી.

એક વખત વીજળીના ચમકારા સાથે ઘણી વૃષ્ટિ થતી હતી, ત્યારે ઈસાજી રક્ષા માટે સ્થાન શોધવા લાગ્યા. એટલામાં એક તંબુ જોયો, તેથી તે અંદર ગયા, પણ તેમાં એક સુંદર સ્ત્રી બેઠેલી દીઠી, એટલે ત્યાંથી તરત ચાલી નીકળ્યા, અને એક પહાડની ગુફામાં ગયા. ત્યાં એક સિંહને બેઠેલો દીઠો. આથી તેઓ પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા કે મહારાજ ! સર્વને વિશ્રામસ્થાન આપ્યું છે, ને કેવળ મનેજ નથી આપતો ! ત્યારે આકાશવાણી થઈ કે મેં તને કુસંગથી બચાવ્યો છે. તારૂં વિશ્રામસ્થાન મારી દયા છે.

જ્યારે સુલેમાનજીનું ઐશ્વર્ય અધિક થયું, અને પશુ, મનુષ્ય, દેવતા સર્વ તેમની આજ્ઞા માનવા લાગ્યાં, ત્યારે કોઈ તપસ્વીએ કહ્યું કે મહારાજ ! ભગવતે આપને મોટું ઐશ્વર્ય આપ્યું છે. ત્યારે સુલેમાનજીએ કહ્યું કે એક વખત રામ નામ લેનારનું ઐશ્વર્ય મારા ઐશ્વર્યથી વિશેષ છે; કારણ કે તે નિત્ય છે, અને મારૂં ઐશ્વર્ય અનિત્ય છે.

નૂહ નામે મહાત્મા હજાર વર્ષ જીવ્યા હતા; પછી જ્યારે તે પરલોકમાં ગયા, ત્યારે દેવતાઓએ તેમને પૂછ્યું કે તમે આટલું આયુષ્ય ભોગવ્યું તેમાં સંસાર કેવો લાગ્યો ? ત્યારે તેમણે જવાબ આપ્યો કે જગતનું જીવવું મેં ધર્મશાળાના એક દરવાજામાં પેસી બીજા દરવાજાથી નીકળી જવા જેવું જાણ્યું છે.

ઇસા નામે સંતને લોકોએ પૂછ્યું કે કયાં લક્ષણોથી અમે ભક્ત થઇ શકીએ ? ત્યારે તેમણે જવાબ આપ્યો કે તમે માયાના ભક્ત નહિ થાઓ તો ભગવત્ ભક્ત જરૂર થશો.

નીચેના ૭ ભેદને જાણનાર સ્વાભાવિક રીતે નર્કથી મુક્ત થાય છે. ૧. ભગવતને સારી રીતે ઓળખવાથી ભજનમાં નિઃસંદેહ સાવધાન થવાય છે. ૨. મનને છળરૂપ જાણી, તેની સાથે વિરોધ કરી તેની આજ્ઞા માનવી નહિ. ૩. જે સત્ય વસ્તુ જણાય તેનોજ અંગિકાર કરવો, ૪. માયાના આદિ અંતને સારી રીતે જાણી, તેના સુખને વિરસ જાણી તેથી વિરકત થવું. ૫. પરલોકના સુખની અધિકતા વિચારી સર્વદા તે માર્ગ તરફ યત્ન કરવો. ૬. અસત્યને અસત્યજ જાણી તેનો સર્વદા ત્યાગ કરવો.

માયાના જે પદાર્થ આપણને મળ્યા છે, તે આપણા પહેલાં કોઇને મળ્યા હતા, અને આપણી પછી પણ અન્યની પાસે જશે, માટે એવા અસ્થિર પદાર્થથી પ્રસન્ન થવું નહિ.

સંસાર સુખની પુંજી વાસના અને તૃષ્ણા છે, અને તેનું ફળ નર્કજ છે.

એક સંતને એક જીજ્ઞાસુએ પૂછ્યું કે મારા હૃદયમાંથી માયાની અભિલાષા દૂર થતી નથી, તે કયા ઉપાયથી મટે? સંતે કહ્યું કે પ્રથમ ધર્મ સહિત માયા પ્રાપ્ત કર, અને પરમાર્થમાં તેનો વ્યય કર, એટલે સહજ વિરક્ત ચિત્ત થતું જશે. જેમ એક વાસણ માટીનું હોય પણ સ્થિર રહે એવું હોય; અને બીજું સોનાનું હોય, પણ શીઘ્ર નષ્ટ થાય એવું હોય તો બુદ્ધિમાન મનુષ્ય માટીના વાસણનેજ ગ્રહણ કરશે; કારણકે સ્થિરતાના વિચારથી તે મૂલ્યવાન છે, તેમ માયા ચળકતી પણ અનિત્ય છે, અને ક્ષણક્ષણમાં પરિણામ પામનારી છે; પણ પરલોકનું સુખ ઝાંખું દેખાવા છતાં અવિનાશી હોવાથી તે અમૂલ્ય છે.

મસાઉદ સંતે કહ્યું કે આ સંસારમાં સર્વ કોઇ પરદેશી છે, અને જેટલી માયાની સામગ્રી છે તે બધી પારકી છે. પરદેશીને અવશ્ય ચાલ્યા જવું પડશે, અને સામગ્રી અહીંજ રહી જશે.

એક સંત કહે છે કે મને માયાનાં સર્વ સુખો પાપ રહિત પ્રાપ્ત થાય, અને પરલોકમાં તેનો કંઈપણ દંડ ન આપવો પડે, તો પણ સ્થૂળ ભોગો ભોગવતાં મને લાજ આવે છે. જેમ મૃતક પશુ તરફ સર્વને અરૂચી હોય છે તેમ માયાના ભોગ વિષે, મને છે.

હુસનબરી સંતે અબદૂજ અજીજને પત્ર લખ્યો હતો કે કાળને આવ્યો જાણજો; કારણકે માથા પર મૃત્યુ લખેલું છે, તો તે અવશ્ય આવશેજ. ત્યારે તેમણે ઉત્તર લખ્યો કે મને અંતકાળનો દિવસ સર્વદા દૃષ્ટિએ આવે છે.

એક સંત કહે છે કે સઘળા મનુષ્યો મૃત્યુને સત્ય જાણે છે, છતાં નિશ્ચિંત રહે છે, એ મોટું આશ્ચર્ય છે; નર્કને સત્ય જાણે છે, તેની અવગણના કરી સંસારમાં હસે છે, એ પણ મોટું આશ્ચર્ય છે; અને માયાના પરિણામને જાણવા છતાં તેમાં બંધાય છે, એ પણ આશ્ચર્ય છે; તેમજ પરમાત્માને સર્વના પ્રતિપાળક જાણવા છતાં આજીવિકાની ચિંતા કરે છે, એ પણ મહાન આશ્ચર્ય છે.

માયિક મનુષ્યને અંતકાળ વખતે ત્રણ જાતના પશ્ચાત્તાપ થાય છે. ૧. જે માયાને મહાન પ્રયત્નોથી એકઠી કરી, તેને પૂરી ભોગવાઈ નહિ. ૨. મનના સર્વ મનોરથ પૂર્ણ ન થયા. ૩. પરલોકનું ભાથું એકઠું ન થયું.

એક સંતે પોતાના શિષ્યને પૂછ્યું કે તું સ્વપ્નના પૈસાને પ્રિય માને છે, કે જાગ્રતની મહોરોને? તેણે જવાબ આપ્યો કે જાગ્રતની મહોરોને. સંતે કહ્યું કે તું અસત્ય વદે છે; કારણ કે માયા સ્વપ્નના પૈસા જેવી છે, છતાં તેમાં તારી પ્રીતિ વિશેષ છે, અને ભગવત્ પ્રાપ્તિ, જાગ્રતની મહોર સમાન છે, છતાં તેમાં તેવી પ્રીતિ નથી.

એક સંત કહે છે કે જે બુદ્ધિમાન છે, તે મ
પોતાનો ત્યાગ કરે ત્યાર પહેલાં પોતેજ તેને ત્યાગે છે, ઃ
મૃત્યુ પહેલાં મૃતક થઈ રહે છે.

જેમ અગ્નિમાં કાષ્ટ નાંખી પછી તેને બુઝાવવ
યત્ન કરવો એ મૂર્ખતા છે, તેમજ માયાના ભોગ ભો:
તૃપ્ત થવાની આશા રાખવી, એ પણ મૂર્ખતા છે.

સર્વ સ્થૂળ ભોગોમાં નીચેની છ અભિલાષાઓ સ
યલી છે. ખાવું, પીવું, પહેરવું, ઘરબાર, સવારી કરવી, ઃ
સ્ત્રી સંગ.

માયામાં નિંદ્ય શું છે અને ગ્રાહ્ય શું છે તે બર
સમજવું જોઈએ. જગતના પદાર્થ ત્રણ પ્રકારના છે. ૧. ?
માયા રૂપ. જેમકે પાપ અને ભોગ. જ્યાં સુધી તેનો ,
ન કરે, ત્યાં સુધી નિર્મળ થવાતું નથી; કેમકે અજ્ઞાન
પ્રમાદનું કારણ ઇંદ્રિયાદિક ભોગ અને તમોગુણી કાર્ય

૨. ભગવત નિમિત્ત હોય, પરંતુ સકામતાને
માયારૂપ કહેવાય છે. જેવા કે જપ, તપ અને ભો:
ત્યાગ, આ ત્રણે જો નિષ્કામ થયાં હોય તો ઉભય લે
સુખ આપે છે; પણ જો માનાદિક ઐહિક સુખની હા
ઇચ્છા હોય, તો સ્થૂળ ભોગ કરતાં પણ એવાં જપ
નિંદ્ય છે; કારણ કે એ કપટ અને પાખંડ છે.

૩. સ્થૂળ દૃષ્ટિએ મનના ભોગ જણાય, પણ અંતરમાં પરમાર્થના પ્રયોજન રૂપ હોય તે. જેમકે શરીરના નિર્વાહ પૂરતો આહાર, શુદ્ધ આજીવિકા વગેરે કાર્ય નિષ્કામપણે કરવાથી નિર્મળ થાય છે.

જે મનુષ્ય ભોગને માટે ધન સંચય કરે છે, તે પરલોકમાં પ્રભુના ક્રોધને પાત્ર થાય છે, અને જે એમ માને છે કે ઉદ્યમથી દ્રવ્ય મેળવી પછી નિશ્ચિંત થઈ ભજન કરીશ, તો તે પૂર્ણિમાના ચંદ્ર જેવો ઉજ્વળ દેખાશે. તાત્પર્ય કે જેમાં પરલોકના માર્ગનો સંબંધ કંઈજ ન હોય, અને વાસના ભોગનુંજ માત્ર પ્રાધાન્ય હોય, તે માયા છે. જે ક્રિયા વિષે પરમાર્થની ઇચ્છા હોય તે માયા નથી, માટે જે વાસનાથી વિરક્ત થયો છે, તેનેજ માયાથી વિરક્ત જાણવો.

માયાની સામગ્રી ત્રણ પ્રકારની છે. ૧. આહાર, વસ્ત્ર અને સ્થાન. નિષ્કામ વૃત્તિથી આ સામગ્રી મેળવવા માટેનો યત્ન બંધનકારક નથી. શરીરના નિર્વાહ માટે તે યોગ્ય છે. ૨. નાના પ્રકારના ઇંદ્રિયાદિક ભોગ. એ ભોગવવાથી કદી પણ તૃપ્તિ થતી નથી, તેમ પરલોકમાર્ગમાં પણ તેની કંઈ જરૂર નથી. માત્ર શરીરના રક્ષણ જેટલીજ ઉપયોગી વસ્તુઓનો અંગિકાર કરે, તે મુક્તરૂપ છે, અને ઇંદ્રિયાદિક ભોગોમાં પ્રવર્તનાર નર્કનો અધિકારી છે. ૩. શરીરનો નિર્વાહ, અને ઇંદ્રિયાદિક ભોગ એ બેઉમાં સ્થિત થવું તે. એ, વિચારની

સૂક્ષ્મ દૃષ્ટિથી બને છે. જે પદાર્થની અપેક્ષા ન હોય, છતાં તેને અવશ્ય જાણીને અંગિકાર કરે તો પરલોકમાં દંડને પાત્ર થાય છે, તેથી જીજ્ઞાસુએ સ્થૂળ સામગ્રીનો અલ્પમાત્ર અંગિકાર કરી મનની વાસનાથી મુક્ત થવું.

'આવેશ કરની' નામે સંત જે સર્વ વિરક્તોમાં અગ્રગણ્ય હતા, તે સંસારથી એવા વિરક્ત બન્યા હતા કે લોકો તેમને બાવરા જાણતા હતા. તે પ્રભાતમાં નગર બહાર જતા, અને પ્રહર રાત્રિ વ્યતિત થયા પછી નગરમાં આવતા. અરણ્યમાં તે ભોંયપર પડેલાં બોર, ખજુર વગેરે ફળનો આહાર કરતા, અને તેમાંથી પણ થોડાં ભગવત્ અર્થે આપતા. રસ્તામાં પડેલાં ચીંથરાં એકઠાં કરી, તેની ધોઇને ગોદડી બનાવી રાત્રે તે ઓઢતા હતા. આવી અવસ્થાને લીધે લોકો તેમને બાવરા સમજતા હતા; અને બાળકો જ્યારે તેમને પત્થર મારતા ત્યારે કહેતા, કે મોટા પત્થર વાગવાથી હું ઘાયલ થઇશ તો ભજન નહિ થાય, માટે દયા કરી મને નાના પત્થર મારો. એક મહાપુરૂષે એમને સ્થૂળ નેત્રથી જોયા ન હતા, છતાં તે તેમની વાતો સાંભળી પ્રસંશા કરતા હતા, અને પોતાના પ્રિય ભક્તો અલી અને ઉમર નામે હતા, તેમને તેમનાં દર્શન માટે મોકલ્યા હતા, ત્યારે પોતાનો જામો તે મહાપુરૂષે આવેશ કરનીને ભેટ મોકલ્યો હતો, કારણકે તેઓ એમ ઇચ્છતા હતા કે એવા મહાનુભાવની

આશીષ અને કૃપાથી મારા સંપ્રદાયના ઘણા મનુષ્યો મુક્ત થઈ જાય.

હરમનામી સંત આવેશકરનીનો મહિમા સાંભળી તેમનાં દર્શન માટે ગયા હતા, તે વખતે તેઓ નદીપર સ્નાન કરવા ગયા હતા, તેથી તે તરફ જતાં તેમને તે રસ્તામાં મળ્યા, એટલે ત્યાંજ તેમને દંડવત કરી પાવન થયા. પછી તેમણે પૂછ્યું કે હસનના પુત્ર હરમ! તમે કુશળ છો? અહીં કેમ આવવું થયું? આથી તે વિસ્મય પામી બોલ્યા કે આપે મને શી રીતે ઓળખ્યો? એટલે તે બોલ્યા કે મને ભગવતે ઓળખાવ્યો. ભગવતની કૃપાથી ભક્તજનો મેળાપ શિવાય અન્યને ઓળખી શકે છે. પછી હરમે દીનપણે પ્રાર્થના કરી કે મને કંઈ વાતો સંભળાવો. ત્યારે તેમણે કહ્યું કે હું તો સંત અને ભગવતનો દાસ છું, માત્ર ચિત્તના અભ્યાસમાં લીન રહું છું, અને પંડિતોની માફક કહેવા સાંભળવાની ઇચ્છા રાખતો નથી. આથી તેમણે ફરી પ્રાર્થના કરી કે મને આપજ ઉપદેશ આપો. ત્યારે તે સંત તેમનો હાથ પકડી બોલ્યા, કે મનરૂપી અસુરથી તો ભગવતજ રક્ષા કરે, એટલું બોલી તે રડવા લાગ્યા. વળી તેમણે કહ્યું કે મોટા મોટા સંત અને મહાપુરૂષો સર્વ કાળને વશ થયા, અને આપણે પણ થઈશું, માટે ઉત્તમ માર્ગ એ છે કે સંતજનોના માર્ગનું અવલંબન કરી મૃત્યુના ભયથી અચેત

ન રહેવું. સર્વને યથાર્થ વચન કહેવાં. સાધુસંગતિનો કદા
ત્યાગ ન કરવો; કારણ કે તે શિવાય ધર્મમાર્ગથી ભ્ર
થવાય છે. જેઓ માયાના છળને ઓળખે છે, તેમનાં ચ
લક્ષણો છે. એ પદ પૂરેપૂરૂં પ્રાપ્ત ન થાય, છતાં એટલું
અવશ્ય કરવું કે શરીરના નિર્વાહ માટે જરૂર હોય
કરતાં અધિક ભોગમાં લંપટ ન થવું.

## [ ૬ ] ધનની તૃષ્ણા.

માયારૂપી વૃક્ષને ઘણી શાખાઓ છે. તેમાંની ચે
ધન અથવા સંપત્તિ છે. એ અનેક વિઘ્નોનું કારણ છે.

આહાર, વસ્ત્ર અને સ્થાનની પ્રાપ્તિ પણ ધનથી થ
છે, તેથી શરીરના નિર્વાહ પૂરતું ધન પ્રાપ્ત કરવાની આ
શ્યકતા છે. જો ધનની ઉત્પત્તિ ન કરે તો કેવળ નિર્ધન
વિષે ધૈર્ય રહેતું નથી; જ્યારે ધન પ્રાપ્ત થાય છે, ત્ય
નાના પ્રકારના ભોગોમાં આસક્તિ થાય છે, અને અ
ઉપાધીનું બીજ રોપાય છે.

નિર્ધન પુરૂષોની બે અવસ્થા છે. એક તૃષ્ણાવાન અ
બીજી સંતોષી. તૃષ્ણાવાનની પણ બે અવસ્થા છે. ચે
ધનની પ્રાપ્તિ માટે વ્યવહાર કરે છે, અને બીજો આ
રાખીને બેઠી રહે છે. આશા રાખવા કરતાં વ્યવહાર કર
સારો છે.

ધનવાન પણ બે પ્રકારના હોય છે. એક કૃપણ અને બીજો ઉદાર. ઉદારતા પણ બે પ્રકારની હોય છે. એક મર્યાદિત ઉદારતા, અને બીજી મર્યાદાથી રહિત. તેમાં પહેલી શ્રેષ્ઠ છે, પણ એ બન્ને પરસ્પર સેળભેળ હોય છે, તેથી તેને ઓળખવી બહુ મુશ્કેલ છે. તાત્પર્ય કે અનેક વિઘ્નોનું મૂળ પણ ધન છે, અને પૂણ્યકર્મોનું બીજ પણ તેજ છે. તેથી તેના લાભાલાભ સમજવાની ખાસ આવશ્યકતા છે; કે જેથી ગેરલાભનો ત્યાગ કરી લાભનો અંગિકાર કરી શકાય.

ધનની પ્રીતિની નિષેધતાઃ—જેને ધન અને સંતાનાદિની પ્રાપ્તિ થાય છે, તે નિઃસંદેહ ભજનથી વિમુખ થાય છે. જેમ વનસ્પતિ અને તૃણાદિની ઉત્પત્તિ જળથી થાય છે. તેમ છળ, કપટ આદિની ઉત્પત્તિ ધનથી થાય છે; માટે ધનની પ્રીતિવાળો મનુષ્ય સર્વથી નીચ જાણવો. ધનવાન મનુષ્યો નાના પ્રકારના રસાસ્વાદ લે છે, અનેક તરેહના સુંદર વસ્ત્રો પરિધાન કરે છે, સ્ત્રી આદિકના રૂપમાં બંધાય છે, અને હાથી, ઘોડા આદિ વાહનોમાં ફરે છે, છતાં તેની આશા કદાપિ પૂર્ણ થતી નથી, અને સર્વદા માયાની સામગ્રીમાંજ આસક્ત અને અસંતોષી રહે છે. તે માયાનેજ ભગવત માફક પૂજે છે, અને જે કંઈ પ્રવૃત્તિ કરે છે, તે માયા નિમિત્તેજ કરે છે, માટે એવાની સોબત ક્યારે પણ

ન કરવી. ઉલટું એમ ઈચ્છવું કે એ માયા સર્વ માયાધારીઓને અર્પણ થાઓ. જે પુરૂષ માયાના સુખનો શરીરના નિર્વાહ કરતાં અધિક ઉપભોગ કરે છે, તે પોતાને હાથે પોતાનો નાશ કરે છે. અજ્ઞાની પુરૂષો ધનસંપત્તિમાં મમત્વ રાખે છે, પણ તેઓ એમ નથી જાણતા કે આહાર જેટલું અન્ન, અને શરીર ઢાંકવા પૂરતાં વસ્ત્ર, એ શિવાય શું છે? પોતાનું ખરૂં ધન તો તેનેજ જાણવું કે જે ભગવત અર્થે વપરાયું હોય.

કોઈ જીજ્ઞાસુએ મહાપુરૂષને પૂછ્યું કે પરલોકના ભાથા માટે મારે શો યત્ન કરવો? ત્યારે તેમણે કહ્યું કે તારૂં સઘળું દ્રવ્ય ભગવત અર્થે આપી દે.

જગતમાં મનુષ્યના ત્રણ પ્રકારના મિત્ર છે. ૧. જીવનપર્યંત મિત્રતા રાખનાર; જેવાં કે ધનસંપત્તિ વગેરે. ૨. સ્મશાન સુધીના મિત્ર. તે સંબંધી આપ્તજન વગેરે. ૩. પરલોકમાં સાથે આવનાર. તે તેનાં શુભાશુભ કર્મ છે.

ઈસા મહાત્માને તેમના શિષ્યે પૂછ્યું કે આપ જળપર કેવી રીતે ચાલો છો? અને એવું સામર્થ્ય અમારામાં કેમ નથી? ત્યારે તેમણે કહ્યું કે હું સોનારૂપાને માટી કરતાં પણ અધમ લેખું છું, અને તમે તેને ઉત્તમ સમજો છો, તેથી.

અબૂદરદ્દા સંતને કોઈ વિમુખે દુભવ્યા, ત્યારે તેણે ભગવતની પ્રાર્થના કરી, કે હે પ્રભુ! તું આને પુષ્કળ ધન, દીર્ઘાયુષ્ય અને આરોગ્ય આપ. તાત્પર્ય કે એ ત્રણને સર્વ દુઃખનાં કારણરૂપ એમણે માન્યાં હતાં, સંપત્તિથી પ્રમાદ આવે છે, અને બુદ્ધિ નષ્ટ થવાથી પરલોકથી વિમુખ થવાય છે.

એક સંતે કહ્યું છે કે સોનુંરૂપું, સર્પ અને વીંછી જેવાં છે. તેના જો તમે મંત્ર જાણતા હોવ તોજ સ્પર્શ કરજો. નહિ તો તેના ડંખથી મૃત્યુ પામશો. તેના મંત્ર બે છે. એક, ધનની ઉત્પત્તિ પાપ રહિત કરવી, અને બીજું, તેનો ઉપયોગ ધર્મમાર્ગમાંજ કરવો.

એક સંત મોટા ધનવાન હતા, તે પોતાની સર્વ સંપત્તિ ભગવત અર્થે વાપરતા હતા, ત્યારે કોઈએ તેમને કહ્યું કે તમારા સંતાન માટે તો કંઈ રાખો? ત્યારે તેમણે જવાબ આપ્યો કે મને જેણે ધન આપ્યું છે, તેણેજ મારાં સંતાનોનું પ્રારબ્ધ રચ્યું છે, માટે એવી ચિંતા રાખવી વ્યર્થ છે.

ધન જો કે નિંદ્ય છે, છતાં તેમાં શુભ ગુણો રહેલા છે. પણ કોઈ બુદ્ધિવાન કે ધર્માત્મા પાસે હોય, ત્યાંજ તેના શુભ ગુણો ખીલી નીકળે છે. જો મનુષ્ય અત્યંત નિર્ધન થાય, તો તે નિઃસંદેહ ભગવતથી વિમુખ થાય છે; કારણ કે પોતાનાં સંબંધીજનોને ભૂખ્યાં જોઈ, તે એમ માને છે કે

ભગવત કેટલો બધો અન્યાયી છે કે તે પાપીને ધન આપે છે, અને સાત્વિકજનોને દુ:ખી કરે છે! ભગવત મારા દુ:ખને જાણતો નથી, તો તે અંતર્યામી શાનો! મને દુ:ખી જાણી કંઇ ન આપે તો તે સમર્થ શાનો કહેવાય! અને સમર્થ છતાં ન આપે તો તેને દયાસિંધુ કેમ કહેવાય! આવાં આવાં આળ ભગવતને ચઢાવી, તથા ધનપ્રાપ્તિ માટે કુકર્મ કરી તે પ્રભુથી વિમુખ થાય છે. એવા પુરૂષો તો ઘણા દુર્લભ હોય છે, કે જે નિર્ધન હોવા છતાં પ્રભુમાં શ્રદ્ધા રાખી, તેમાંજ પોતાનું હીત માને. નિર્ધનતાથી વ્યાકુળ થનાર અત્યંત જીવ હોય છે, તેથીજ ભગવતે તેમનાં છિદ્ર ઢાંકવા માટે ધન બનાવ્યું છે, અને તેને નિર્વાહ પૂરતું સંગ્રહ કરવાનું સંતોએ પણ કબુલ રાખ્યું છે. તેથી ધન કેવળ નિંદ્ય નથી.

ધનમાં બીજો ગુણ એ છે કે જીજ્ઞાસુઓની પરલોકની અભિલાષા વિદ્યા, આરોગ્ય અને પ્રાણ રક્ષણ માટે શુદ્ધ આજીવિકા એ ત્રણ વડે સાધી શકાય છે, અને એ ત્રણ વસ્તુઓ ધનથીજ પ્રાપ્ત થાય છે. માટે યોગ્ય માર્ગમાં વપરાતું ધન નિંદ્ય નથી જે ધર્મનિમિત્તે ધનમાં પ્રીતિ રાખે છે, તે પ્રભુને પ્રિય હોય છે; અને જે વાસના માટે ધનમાં પ્રીતિ રાખે છે, તે વાસનાનો દાસ છે. અને તેથીજ સોના-રૂપાને પ્રેતરૂપ માની ઈબ્રાહીમ સંતે કહ્યું છે, કે પ્રભુ! મારી અને મારા પ્રીયતમ ભક્તોની પ્રેતપૂજાથી રક્ષા કરો,

જેમ સર્પ પાસેથી વિષ અને મણિ બેઉ પ્રાપ્ત થાય છે, તેમ ધનમાં પણ ગુણ અને દોષ બન્ને રહેલા છે.

ધર્મમાર્ગમાં ધનના ત્રણ લાભ છે. ૧. નિશ્ચિંતપણે આજીવિકા ચાલે છે. જેટલાં શુભકર્મો છે, તે બધાં શરીર-દ્વારાજ સિદ્ધ થાય છે, તેથી સર્વ શુભકર્મનું બીજ શુદ્ધ આજીવિકા છે. તેની ચિંતા હોય તો ભજન કે અભ્યાસ કંઇજ થઈ શકે નહિ. તેથી ધર્મ માર્ગની ઇચ્છાવાળાએ એ માર્ગના ભાથારૂપ આજીવિકા જેટલો સંગ્રહ તો અવશ્ય રાખવો.

૨. દાન આપી શકાય છે. દાનના ચાર પ્રકાર છે. ૧. સાત્વિક મનુષ્યની પુજા કરી, તેને દાન આપી પ્રસન્ન કરવો. ૨. મિત્ર અને સંબંધીજનો ઉપર ભાવ રાખી, તેમના કાર્યમાં ઉદારચિત્ત રાખવું. ૩. ભટ, બ્રાહ્મણ વગેરે આશાવાનને સંતોષવા. ૪. પોતાની સર્વ ક્રિયા પોતાને હાથે બની શકતી નથી, માટે સેવા કરનારને પણ આપવું. પોતાની ક્રિયા પોતાને હાથે કરવી ઉત્તમ છે, પણ જ્યારે અંતર અભ્યાસમાં દૃઢ થાય છે, ત્યારે પોતાનાં કાર્યો સેવક પાસે કરાવવાં પડે, ત્યારે તેમને પણ સંતોષવા.

૩. ધનથી કુવા, વાવ, તળાવ, રસ્તા, પૂલ, ધર્મશાળા, મંદિર ઇત્યાદિ પૂણ્યકાર્ય થઈ શકે છે, એથી અસંખ્ય જીવાત્માઓ ચીરકાળ પર્યંત સુખી થાય છે.

ધનમાં કેટલાંક વિઘ્ન છે. ૧. ધન હોવાં છતાં તેનાથી વિરક્ત રહેવું અતિ કઠણ છે. મન મૂળથીજ ચંચળ હોય છે, અને ધનની પ્રાપ્તિથી ભોગ અને પાપની ક્રિયા સુખેથી કરે છે, તેથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે.

૨. પોતે વિચારવાન હોય અને પાપના ભયથી બચી શકે, તોપણ ખાનપાન અને વસ્ત્રાદિકના ભોગથી દૂર રહી શકતો નથી. સંપત્તિમાં પણ સંયમ રાખી શકે, એવો વૈરાગ્ય તો મહા દુર્લભ છે, તેથી સંપત્તિમાં ભોગની પ્રબળતા વધે છે, અને સંસારને સ્વર્ગસમ માનવાથી પરલોકના માર્ગથી વિમુખ રહે છે. આમ રજોગુણી બીજમાંથી તામસી વૃક્ષ ઉત્પન્ન થાય છે.

૩. ધનવાન પુરૂષ ભોગ અને પાપથી રહિત હોય, સર્વથા વૈરાગ્ય સંયુક્ત રહી વિચારની મર્યાદાથી તેનો વ્યય કરતો હોય, છતાં ધનની રક્ષાના સંકલ્પમાં તે ધીમેધીમે એવો લીન થઈ જાય છે, કે ભજન અને અભ્યાસ કરી શકતો નથી. સામગ્રી અધિક રાખવાથી સ્વાભાવિક રીતેજ વ્યવહાર વધતો જાય છે. તે ધનને જમીનમાં દાટી મૂકે તોપણ તેના રક્ષણના સંકલ્પ તેના મનમાં થયાજ કરે છે. જેમ જળમાં પેસી કોરા રહેવું અશકય છે, તેમ માયામાં રહી નિર્લેપ રહેવું અશકય છે. તેથી સંતજનોએ વિચાર પૂર્વક નિશ્ચય

કર્યો છે કે નિર્વાહ પૂરતી શુદ્ધ આજીવિકાનો સંગ્રહ અમૃતરૂપ છે, અને તેથી અધિક નિઃસંદેહ વિષરૂપ છે.

તૃષ્ણા સર્વદા નિંદ્યરૂપ છે. તૃષ્ણાવાન વ્યવહારમાં અનાદર પામે છે, અને સર્વદા લજ્જાવાન રહે છે. એ સ્વભાવથી બીજા પણ અનેક અવગુણ જેવા કે કપટ, પાખંડ, ધનવાનની આધીનતા, તેમનાં અપમાન સહન કરવાની નીચતા, વગેરે ઉત્પન્ન થાય છે. એ સંતોષ શિવાય કદાપિ દૂર થતી નથી. જો બે ઘર ભરાય એટલું સુવર્ણ મળે, તો ત્રીજાની ઇચ્છા કરે એવો મનુષ્યમાત્રનો સ્વભાવ હોય છે. મૃત્યુજ માત્ર એને તૃપ્ત કરી શકે છે, બીજું કોઈ એને તૃપ્ત કરી શકતું નથી. તેથીજ મહાપુરૂષો જીજ્ઞાસુ જનોને બોધ કરે છે, કે ભગવત શિવાય બીજા કોઈ પદાર્થને ન પુજવા, અને તેની આજ્ઞા વિષે સાવધ રહેવું, પણ કોઈની યાચના કરવી નહિ; મહાપુરૂષોની સ્થિતિ તો એવી હોય છે, કે પોતે ઘોડાપર બેઠા હોય, અને ચાબુક નીચે પડી જાય, તોપણ કોઇની પાસે માગે નહિ, પણ પોતે નીચે ઉતરીને લે. મુસા સંતે ભગવતની પ્રાર્થના કરી કે તારી સર્વ સૃષ્ટિમાં ધનવાન કોણ છે? ત્યારે આકાશવાણી થઈ કે જેને યથાપ્રાપ્તિ વિષે સંતોષ છે, તેજ અધિક ધનવાન છે. ફરી વિનતિ કરી પૂછ્યું કે ઉત્તમ ન્યાયી કોણ છે? ત્યારે જવાબ મળ્યો કે જે પોતાપર ન્યાય કરે છે તે. એક જીજ્ઞાસુ

સૂકી રોટલી પાણીમાં બોળીને ખાતા હતા, તેમને તેમ કરવાનું કોઈ પૂછતું ત્યારે એમ જવાબ દેતા, કે એમ કરવાથી નિર્મોહી થવાય છે.

એક સંત કહે છે કે ઉદર એ મલિનતાનું ઘર છે. તેને માટે તૃષ્ણા કરી નર્કવાસી શા માટે થવું? પ્રભુ કહે છે કે હે મનુષ્ય! તને અધિક ધન આપીશ, તોપણ તૃપ્તિ તો માત્ર આહારથીજ થશે; પણ જો હું તને આહારજ આપું, અને વ્યહવારની વિક્ષેપતા તથા પરલોકનો દંડ ધનવાનને માથે નાખું, તો પછી તારા ઉપર એથી મોટો ઉપકાર બીજો કયો છે? તૃષ્ણાવાન જેવો દુઃખી અને સંતોષી જેવો સુખી જગતમાં બીજો કોઈ નથી; તેમજ ઈર્ષ્યા કરનાર જેવો દુઃખી અને વૈરાગ્યવાન જેવો સુખી પણ બીજો કોઈ નથી. પોતે વિદ્વાન હોય છતાં સત્કર્મો ન કરે, તો તેના જેવો પશ્ચાત્તાપ બીજા કોઇને નહિ કરવો પડે. એ ઉપર એક દૃષ્ટાંત છે કેઃ—

એક પારધીએ એક પોપટને પકડયો. પોપટે પેલા પારધીને કહ્યું કે તું મને મારીને ખાઈ જઈશ તેથી તારી તૃપ્તિ નહિ થાય; માટે હું તને ત્રણ શિખામણો દઉં છું તે શ્રવણ કર. પણ એમાંની એક શિખામણ હમણાં કહીશ, અને બીજી તું મને છૂટો કરે અને હું વૃક્ષ ઉપર જાઉં ત્યાર પછી કહીશ, તથા ત્રીજી પહાડપર બેસીને કહીશ. પારધીએ આ વાત કબૂલ કરી, એટલે પોપટે કહ્યું કે

ાર્યનો સમય વહી ગયાં પછી તેનો પશ્ચાતાપ નહિ કરવો. આ એક શિખામણ સાંભળીને પારધીએ પોપટને છોડી મૂકયો; એટલે તે વૃક્ષપર જઇને બેઠો. પછી પારધીએ બીજી શિખામણ પૂછી, ત્યારે પોપટ બોલ્યો કે અસંભવિત વાત પર પ્રતીતિ નહિ કરવી. પછી પોપટ ઉડીને પહાડપર ગયો. અને કહ્યું કે હે અભાગી! જો તું મને મારત, તો મારા પેટમાંથી બે લાલ નીકળત. એકેક લાલ તોલા તોલાના વજનનું છે, તે તને મળત, તો તું ઘણો ધનવાન થાત. પારધી આ વાત સાંભળીને ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યો, અને નિરાશ થઇ બોલ્યો, કે હવે ત્રીજી શિખામણ કહે. પોપટે કહ્યું કે પહેલા બે ઉપદેશ તરતજ વિસરી ગયો, ત્યારે ત્રીજું સાંભળીને શું કરીશ? કારણકે તેં વીતી ગઇ વાતનો પશ્ચાત્તાપ કર્યો, અને મારૂં પેટ નાનું છે, તેમાં બે લાલ રહી શકે એ અસંભવી છે, છતાં તેમાં પ્રતીતિ કરી. આટલું બોલી તે ઉડી ગયો. તાત્પર્ય કે લોભી જનો અંધ હોવાથી શકયાશકયનો વિચાર કરતા નથી. આથીજ એક સંતે કહ્યું છે કે લોભ, એ મનુષ્યના ગળામાં ફાંસી સમાન અને બન્ને હાથને બેડી સમાન છે, માટે તેનો ત્યાગ કરવાથીજ મુક્ત થવાય છે.

તૃષ્ણાનું ઔષધ હઠરૂપી કડવાશ, સમજરૂપી મિઠાશ, અને કૃતિરૂપી તીખાશ છે. માનસિક રોગનું એજ ઔષધ

છે. તૃષ્ણાનું ઔષધ પાંચ પ્રકારનું છે. ૧. કાર્યને ઘટાડવું, એટલે લુખું ભોજન અને જાડાં કપડાં પહેરવાં. આથી આજીવિકા તૃષ્ણા રહિત થાય છે. આથીજ સંતજનો કહે છે, કે જેનો વ્યવહાર સંયમ સહિત હોય છે, તે કદી નિર્ધન થતો નથી. સર્વ જીવને મુક્ત કરનાર ત્રણ લક્ષણ છે. ૧. ગુપ્ત અને પ્રગટ કાર્યમાં ભગવતનો ભય રાખવો. ૨. વિચારની મર્યાદા સહિત ક્રોધ અને પ્રસન્નતા વિષે વિચરવું. ૩. સંપત્તિ અને આપત્તિમાં સંયમ સહિત આજીવિકા કરવી. અબૂદરદા નામે સંત ખજુરીનાં ફળ વીણતા હતા, અને કહેતા હતા કે યથાપ્રાપ્ત આજીવિકા વિષે પ્રસન્ન રહેવું એ મોટો પુરૂષાર્થ છે.

૨. એક દિવસની આજીવિકા પ્રાપ્ત થયા પછી બીજા દિવસની ચિંતા ન કરવી. ઘણું જીવવું છે, માટે કાલે શું ખાઇશું ? એવો વિચાર થાય, ત્યારે એમ સમજવું, કે મન એ મોટો શત્રુ છે, તે આગળની ચિંતા કરી આજે વ્યર્થ દુઃખ વહોરી લે છે, નિર્ધનતાના ભયથી આજેજ નિર્ધન કરે છે. એવે વખતે જીજ્ઞાસુએ એમ વિચારવું, કે આજીવિકા તૃષ્ણાથી પ્રાપ્ત થતી નથી. પ્રારબ્ધ પ્રભુએ ઘડયું છે, તેથી તે સહજજ આવી મળે છે. આવતી કાલે આજીવિકા પ્રાપ્ત નહિ થાય, તો જે આજે પ્રયત્ન કરવા ધારીએ છીએ, તે કાલે થશે; પણ કાલની ચિંતા આજ

કરવાનું પ્રયોજન શું ? કોઈપણ સંતોષી મનુષ્ય ભૂખથી દુ:ખી થતોજ નથી, માટે તૃષ્ણાનો ત્યાગ કરવો એજ ઉત્તમ છે. ભગવત સર્વ જીવપર દયા કરે છે, તેથી યાચના શિવાય સર્વનું પ્રતિપાલન થાય છે. એક સંત કહે છે કે જે મારૂં પ્રારબ્ધ છે, તે મને યત્ન વિના સહજ પ્રાપ્ત થવાનુંજ છે, અને જે પ્રારબ્ધમાં નથી તે હું, આખું જગત કે મોટા દેવતાઓ પ્રયત્ન કરે તોપણ નથી મળવાનું, તો આજીવિકા નિમિ-ત અધીરા શું કામ થવું ?

૩. કોઈની આશા કરવાથી યત્ન, ખેદ અને નિર્લજતા પ્રાપ્ત થાય છે, તથા ભગવતથી પણ વિમુખ થવાય છે, પણ ધૈર્ય રાખવાથી નિ:સંદેહ જોઇતી વસ્તુ પ્રાપ્ત થયા વગર રહેતી નથી.

અહ્રી સંત કહે છે કે જેની સાથે તારે પ્રયોજન છે, તેનો તું દાસ છે, અને જેને તારી સાથે પ્રયોજન છે, તે તારો દાસ છે; પરંતુ જે પદાર્થની તને અપેક્ષા નથી, તેની તને આધીનતા રહેતી નથી.

૪. જીજ્ઞાસુએ વિચાર કરવો કે હું શા કારણથી લોભ કરૂં છું ? જો અહંકાર માટે લોભ કરતો હોઉં, તો તે તો વૃષભ અને ગર્દભનું કામ છે, કામાદિકની તૃપ્તિ માટે કરૂ તો ચકલાં આદિક પ્રાણી અધિક ભોગી છે, અને નાના પ્રકારનાં વસ્ત્રાદિક માટે કરૂં તો ઘણા તામસી મનુષ્યો મારા

કરતાં અધિક ધનવાન છે; તાત્પર્ય કે આવા વિચાર કરી તૃષ્ણાને દૂર કરે તોજ ઉત્તમ અવસ્થા પ્રાપ્ત થાય છે.

૫. વારંવાર ધનના વિઘ્નનો વિચાર કરવો, અને એમ જાણવું કે ધનવાનને આ લોકમાં પણ ઘણો ત્રાસ હોય છે, અને તે પરલોકમાં દંડને પાત્ર થાય છે, માટે સર્વદા પોતાથી અધિક નિર્ધનને જોવા, પણ ધનવાનનો દાખલો લેવો નહિ. પોતાથી વિશેષ પરમાર્થ કરનારને જોવાથી પોતાની અધમતા સ્પષ્ટ જણાય છે, અને અભિમાનથી રહિત થવાય છે.

જેમ નિર્ધનતામાં સંતોષની જરૂર છે, તેમ કૃપણતા માટે ઉદારતાનું જતન કરવું. ઉદારતારૂપી વૃક્ષનું મૂળ સ્વર્ગમાં છે, અને તેની શાખાઓ આ લોકમાં છે, તેથી તે શાખાઓને આધારે ઉદાર મનુષ્યો સ્વર્ગમાં પહોંચે છે. તેથીજ કૃપણતારૂપી વૃક્ષનાં મૂળ નર્કમાં છે, અને શાખાઓ પૃથ્વીપર છે, તેથી કૃપણ મનુષ્યો તે શાખા દ્વારા નર્કમાં પહોંચે છે. ભગવતને કોમળ સ્વભાવ અને ઉદારતા અધિક પ્રિય છે. કઠોરતા અને કૃપણતા પ્રભુથી વિમુખ કરે છે. ઉદારના મનુષ્ય અવગુણ કદિ જોવા નહિં; કારણ કે ભગવત તેની હમેશાં સહાય કરે છે. ઉદાર પુરૂષ ભગવતનો નિકટવર્તી છે, તેથી પરમ સુખ તેની નિકટ રહે છે, અને તે લોકોને પણ પ્રિયતમ લાગે છે. કૃપણ મનુષ્ય ભગવતથી દૂર છે, એટલે લોકોનાં ચિત્તથી પણ દૂર હોય છે.

પરમ પદ જપ, તપ કે વ્રત કરવાથી નથી મળતું, પણ હૃદયની શુદ્ધતા, દયા અને ઉદારતાથી મળે છે. અલી નામે સંત કહે છે કે તને સંપત્તિ પ્રાપ્ત થાય, તો તેનો ઉદારતાથી વ્યય કર; કારણ કે દાનથી સંપત્તિ નષ્ટ થતી નથી, પણ ઉલટી વધે છે. કદાચ ધન ઓછું થતું લાગે, તોપણ નિઃશંક થઈ તે આપવું; કારણ કે તે નહિ ખર્ચે તોપણ પોતાની મેળે ચાલી જશે. સંચયની ઈચ્છા કરનાર જરૂર દંડનો અધિકારી થાય છે. એ ઉપર એક દૃષ્ટાંત છે કેઃ- એક પુરૂષ પોતાના મનોરથ કાગળ પર લખી હસન નામે સંતની પાસે આવ્યો. ત્યારે હસનજીએ તે વાંચ્યા વગરજ કહ્યું કે તારે જે જોઈએ તે માગી લે. આથી કોઈએ પૂછ્યું, કે તમે કાગળ કેમ વાંચ્યો નહિ? ત્યારે તેમણે કહ્યું કે વાંચવામાં હું વખત કાઢું તો ભગવત મને પૂછે કે તેં અર્થીના અર્થ પૂર્ણ કરવામાં ઢીલ કેમ કરી? તો પછી હું શું ઉત્તર આપું?

એક વખત એક ધનવાને કોઈ સંતની સ્ત્રીને પચાસ હજાર રૂપીઆ ભેટ આપ્યા, એટલે તે સર્વ ધન તે બાઈએ વહેંચી દીધું. પછી જ્યારે વ્રત છોડવાનો વખત થયો, ત્યારે લુખું ભોજન ખાવા લાગ્યાં. આથી તેમની દાસીએ કહ્યું કે થોડું ધન રાખ્યું હોત તો શી અડચણ હતી? બાઈએ જવાબ આપ્યો કે તેં જરા વહેલું કહ્યું હોત તો આ લુખા ભોજનમાંથી પણ તને આપત.

એક વખત અલી સંત રૂદન કરતા, તેથી તેમને કોઈએ પૂછયું કે તમે કેમ રડો છો? સંતે જવાબ આપ્યો કે હું એવો કમનસીબ છું કે સાત દિવસ થયાં મારે ઘેર કોઈ અભ્યાગત આવ્યા નથી તેથી રૂદન કરૂં છું.

એક જણ પાસે તેના મિત્રે બસો રૂપીયા માગ્યા. તે આપ્યા પછી તે રૂદન કરવા લાગ્યો. આથી તેની સ્ત્રીએ કહ્યું કે આપવાની શ્રદ્ધા નહોતી તો આપ્યા શા માટે? હવે ખાલી રૂદન શું કામ કરો છો? તેના પતિએ જવાબ આપ્યો કે ધન નિમિ-તે હું નથી રોતો, પણ મિત્રની અડચણ મેં જાણી નહિ, તેથી તેને મારી પાસે માંગવા પડ્યા, તેથી મને બહુ દુઃખ થાય છે. આનું નામજ તૃષ્ણાનો ત્યાગ, અથવા ખરી ઉદારતા.

કૃપણને ધન વિઘ્નરૂપ છે, અને અંત સમયે ફાંસી સમાન છે. જેના ઉપર કૃપણતા પ્રબળ થાય છે, તે મનુષ્યનો સત્વર નાશ થાય છે; કારણકે તે અશુદ્ધ આજીવિકાને શુદ્ધ જાણે છે. કૃપણતા, અશુદ્ધ વાસના અને અભિમાન, આ ત્રણ સ્વભાવ મનુષ્યની બુદ્ધિનો નાશ કરે છે.

એક મહાપુરૂષ પાસે કોઈએ ધન માગ્યું, તે તેમણે આપ્યું ત્યારે તે અતિશય પ્રસન્ન થયો. એટલે તે મહાપુરૂષે ઉંમર તરફ દૃષ્ટિ કરીને કહ્યું કે હજી તે વધારે માગે છે, માટે આપ; અને વળી કહ્યું કે હું આપું છું ખરો, પણ આ

સકામ દ્રવ્ય અગ્નિ સમાન છે. ત્યારે ઉમરે પૂછ્યું કે અગ્નિરૂપ જાણો છો, ત્યારે શું કરવા આપો છો? મહાપુરૂષે કહ્યું કે હું એની અધિક દીનતા જોઈ ભય પામું છું કે રખેને એ અસંતુષ્ટ રહે તો હું કૃપણ કહેવાઉં; અને ભગવત મારા પર અપ્રસન્ન થાય.

એક પુરૂષ ભગવત આગળ પ્રાર્થના કરતો હતો કે મહારાજ! મારાં પાપ ક્ષમા કરો. આ સાંભળી કોઇ મહાપુરૂષે તેને પૂછ્યું કે તારા પાપ શું છે? ત્યારે તેણે કહ્યું કે મુખથી ન કહી શકાય એવાં અમાપ છે. સંતે કહ્યું કે તારૂં પાપ વધારે મોટું છે કે પૃથ્વી વધારે મોટી? તેણે કહ્યું કે મારાં પાપ. ફરી પૂછ્યું કે આકાશ કરતાં પણ તારૂં પાપ મોટું છે? તેણે કહ્યું કે હા. છેવટે સંતે પૂછ્યું કે ભગવતની દયા મોટી કે તારૂં પાપ મોટું? ત્યારે તેણે કહ્યું કે નિઃસંદેહ ભગવતની દયા અમિત છે. ત્યારે સંતે કહ્યું કે તારૂં પાપ પ્રસિદ્ધ કર, પ્રભુની દયા તને જરૂર બચાવશે. આથી તેણે કહ્યું કે હું મોટો ધનવાન છું, પણ કોઈ યાચકને જોઉં છું ત્યારે કૃપણતાના અગ્નિથી સળગું છું. મહાપુરૂષે કહ્યું કે ત્યારે તો તું અહીંથી દૂર જા. તું કદાચ જીંદગી પર્યંત તીર્થયાત્રા કરીશ, અને રાતદિવસ ભજન કરીશ, તો પણ કૃપણતાનો ત્યાગ નહિ કરે ત્યાં સુધી નર્કના દુઃખથી છૂટી શકીશ નહિ. દેવતાઓ [illegible]

૧૪

ભગવત આગળ પોકાર કરીને કહે છે કે હે! પ્રભુ ધનસંગ્રહ કરનારની સંપત્તિ નષ્ટ કર, અને ઉદાર ચરિત્ને અધિક આપ.

એક ભક્તે શેતાનને પૂછ્યું કે તને કોણ પ્રિય છે.? તેણે કહ્યું કે કૃપણ તપસ્વી મને અધિક પ્રિય છે; કારણકે તે તપ અને કષ્ટ કરી દુઃખ ખમે છે, પણ કૃપણતાથી તેનું ફળ નાશ પામે છે, અને રાજસગુણવાળો પણ ઉદાર હોય તો તેને હું શત્રુ જાણું છું; કારણ કે તે આ લોકમાં સુખ ભોગવે છે, અને ઉદારતાને લીધે ભગવત તેના અપરાધની ક્ષમા કરે છે, તેથી પ્રભુની દયાએ કરીને તેને વૈરાગ્ય પ્રાપ્ત થાય તેનો મને ડર રહે છે.

જેની પોતાને અપેક્ષા હોય તે ભગવત અર્થે આપવામાં ખરી ઉદારતા છે, અને જેની પોતાને ખરી અપેક્ષા હોય, તે કોઇ અર્થીને આપી દેવામાં તો પરમ ઉદારતા રહેલી છે, અને પોતાના રક્ષણ માટે જરૂર હોય છતાં ન ખરચે, પોતાના મનોરથ પૂર્ણ કરવાની આશા બીજા પર રાખે, અને પોતાના ધનની ગાંઠ ખોલી શકે નહિ, તે પરમ કૃપણ છે. જે પોતાનો અર્થ ન જોતાં અર્થીના અર્થ પૂર્ણ કરે, તેના ઉપર ભગવત અતિ પ્રસન્ન થાય છે. એક ભક્તને ત્યાં કોઇ અભ્યાગત આવ્યો તે વખતે તેને ત્યાં ભોજન અલ્પ હતું તે દીવો હોલવી નાખી અભ્યાગતને

ાથે લઈ ભોજન કરવા બેઠા. પછી પોતે કંઈ પણ ન ખાતાં
ભ્યાગતને તૃપ્ત કીધો. પોતે માત્ર ખાવાના પાત્રમાં ખાલી
થ ઘાલતા, અને ખાતા હોય એવો ડોળ કરતા, પણ
તે એક પણ ગ્રાસ નહિ લેતાં ભૂખ્યા રહી, અભ્યાગતને
પ્ત કીધા. એ વાત સાંભળી એક મહાપુરૂષે તે ભક્તને
હ્યું કે તમારી પરમ ઉદારતાથી ભગવત અતિ પ્રસન્ન
યા છે.

મુસા મહાત્માને આકાશવાણી થઈ હતી કે કોઇ
નુષ્ય પોતાની આખી જીંદગીમાં એકવાર પણ પોતાના
ર્થનો ત્યાગ કરી સામાનો અર્થ પૂર્ણ કરે તેના ઉપર હું
તિ પ્રસન્ન થાઉં છું.

એક મોટો ધનિક અને એક ભકત બે જણ ફરતા
તા ખજુરના એક બાગમાં જઈ પહોંચ્યા. ત્યાં રખવાળ
ટે બે રોટલા બાગના માલિક તરફથી આવ્યા. એટલામાં
ક કુતરો પુછડી હલાવતો હલાવતો તેની પાસે દીન થઇને
ભો. એટલે રખવાળે એક રોટલો તેને નાંખ્યો. કુતરો ઝપાટા-
ધ તે રોટલો ખાઇ ગયો એટલે બીજો રોટલો પણ આપી
યો. આથી પેલા ભકતે રખવાળને પૂછ્યું કે તને રોજ કેટલો
ારાક મળે છે? રખવાળે કહ્યું કે તમે જોયો તેટલો. ભકતે કહ્યું
ત્યારે હવે તું શું ખાઇશ? તેં તો બન્ને રોટલા કુતરાને
વરાવી દીધા. રખવાળે કહ્યું કે આટલામાં નજીક કોઈ

પણ કુતરો રહેતો નથી. તેથી એ દૂરથી આવેલો હોવો જોઇએ, અને તેથી બહુ ભૂખ્યો હશે, એમ ધારી મેં એને આપી દીધું. ભકતે કહ્યું કે લોકો મને વ્યર્થ ઉદાર કહે છે. મારાથી આ રખવાળ હજાર ગણો અધિક ઉદાર છે. એમ કહી પોતાની સાથે આવેલા ધનીકને સમજાવી તે બાગ અને રખવાળને તેના માલિક પાસેથી વેચાતા લેવરાવી, પેલા રખવાળને બાગ આપી દીધો, અને તેને માલિકના બંધનથી સ્વતંત્ર કર્યો.

એક ભકત કહે છે કે એક વખત લડાઈમાં મારો ભાઈ ઘાયલ થયો હતો. તેને માટે હું પાણી લઇ ગયો. એટલામાં બીજા ઘાયલે પાણી માગ્યું. તેથી મારા ભાઇએ કહ્યું કે તેને પહેલું આપો. તેને આપું છું એટલામાં બીજાએ માગ્યું, એટલે તેને પણ આપવાનું કહ્યું. આ બીજાને પાણી પાઈને આવું છું, એટલામાં તો તેમના પ્રાણ નીકળી ગયા. તાત્પર્ય કે પોતાના જીવ કરતાં પણ પાડોશીના જીવને વધારે માનવામાંજ ખરી ઉદારતા છે.

બશરહાફી સંત મહાન ઉદાર હતા. તેમનું શરીર છૂટવાનો વખત આવેલો, તેવામાં એક અર્થીએ આવીને યાચના કરી. આ વખતે તેમની પાસે કંઈજ ન હતું, તેથી પોતાનું પહેરેલું વસ્ત્ર કાઢીને આપી દીધું. પછી એક મુહુર્તમાંજ તેમનું શરીર છૂટી ગયું. ત્યારે એક બુદ્ધિમાને કહ્યું કે

રહાફી જેવા નગ્ન આવ્યા હતા, તેવાજ પરલોકમાં ગયા.
। છે એમની ઉદારતાને.

કેટલાક પોતાને ઉદાર માને છે, પણ જગતમાં તેઓ
ણુ મનાય છે. આનો ભેદ સમજવો જોઈએ. કૃપણતારૂપી
ન રોગનો ઉપાય તેને ઓળખ્યા વિના થઈ શકે નહિ.
ની અર્થ સર્વે કોઈથી પૂરા થઈ શકતા નથી, અને તેનું
। કૃપણતા હોય ત્યારે તો આખું જગત કૃપણ કહેવાય.
વિચાર કરતાં જે વસ્તુ આપી શકાય એવી હોય, છતાં
આપે, તે ખરો કૃપણ કહેવાય. વળી જે પોતાનાં
ંધીઓને આહાર વસ્ત્ર સંકોચથી આપે, અથવા યાચકને
પોતાનું ખાવાનું છુપાવે, તેને કૃપણ જાણવો.
શાસ્ત્રોમાં કમાણીનો દશાંશ ભાગ ધર્મકાર્યમાં વાપરવાનું
છે, તે સંસારી જીવોને માટે છે; કારણ કે અલ્પબુદ્ધિ
એટલું વાપરી શકતા નથી, તો વિશેષ આપવાની તો
જ શી ? વ્યવહાર નિભાવવા ધનસંગ્રહ કરવો વ્યાજબી
છતાં પ્રયોજન કરતાં અધિક પ્રાપ્ત થાય તેનો સંગ્રહ
કરતાં તે આપવું ઉત્તમ છે. કૃપણ મનુષ્ય આ મર્યા-
ં સ્થિત નથી રહેતો. કોઇ અભ્યાગત આવે તેનું પ્રેમપૂર્વક
ન કરવું, એ ધન સંગ્રહ કરતાં ઉત્તમ છે. મેં તો દશાંશ
પ્યું છે, માટે હવે મારે કંઈ કરવાનું બાકી નથી રહેતું,
। ધારવું ખોટું છે, કૃપણતા છે. શાસ્ત્રાનુસાર દેશકાળ

પ્રમાણે આપતો રહે, તોજ કૃપણતાથી મુકત થાય, અને એમ આપવામાં આગળ વધતોજ જાય, ત્યારે તે ઉદાર કહેવાય. જેને આપવું સુગમ છે, આપી પ્રસન્ન થાય છે તે ઉદાર છે; અને જેને આપવું કઠણ છે, આપી ઉદાસ થાય છે તે કૃપણ છે. યશ, માન કે ઉપકારના બદલામાં કંઇ આપવું, તે ખરી ઉદારતા નથી, પણ નિષ્કામ વૃત્તિથી આપવામાંજ ખરી ઉદારતા સમાયલી છે. મનની કામના માટે કે સ્વર્ગની ઇચ્છા માટે આપનાર કંઇક ઉદાર કહેવાય ખરો, પણ જે સંતજન નિષ્કામ થઈ શરીરાદિ સર્વસ્વ પ્રભુને અપર્ણ કરી, તેની પ્રીતિમાં એવો મગ્ન રહે, કે શરીરાદિ અર્પણ કરવાં એ કંઇ મોટી વાત નથી એમ જાણે, તેજ ખરા ઉદાર કહેવાય.

કૃપણતાનું કારણ ભોગોની પ્રીતિ, અને અધિક જીવવાની આશા છે, અને મોહથી સંતાનોનું જીવવું પણ પોતાના જીવવા સમાન માને છે, તેથી તે કંઇ આપી શકતો નથી. સંતાન પરનો મોહ એ કૃપણતાનું મહાન કારણ છે. કેટલાક તો એવા કૃપણ હોય છે, કે જે સોનારૂપાનેજ પોતાનું સર્વસ્વ માને છે. એવા મનુષ્યો રોગી હોય, છતાં રોગનો પણ ઉપચાર કરતા નથી, તેમ દશાંશ પણ વાપરી શકતા નથી. મૃત્યુ પછી અન્યના હાથમાં દ્રવ્ય જશે એમ જાણવા છતાં તેમનાથી વાપરી શકાતું નથી. આવી કૃપણતા દૂર કરવાનો ઉપાય મહા કઠણ છે, પણ કારણ જણાય તો થઇ શકે.

જેમકે ભોગોની પ્રીતિથી કૃપણ થયેલો સંયમથી સુધરી શકે છે. સંતોષી થવાથી ભોગોની પ્રીતિ ઓછી. થતી જાય છે, અને તેથી ધનની પ્રીતિ પણ ક્ષીણ થાય છે, અધિક જીવવાની અભિલાષા દૂર કરવાનો ઉપાય એ છે કે સર્વદા મૃત્યુનો ડર રાખવો, અને સંબંધીજનો માટે એવો વિચાર કરવો, કે અમુક માણસ ધન સંગ્રહ કરતો હતો, પણ તે બધું છોડી, એકદમ મૃત્યુવશ થયો. સર્વ જીવનું પાલન કરનાર ભગવત છે. જેના પ્રારબ્ધમાં નિર્ધનતા સરજાયલી હશે, તો કોઈ કાળે પણ ધનવાન નહિ થાય, એમ વિચારવાથી પુત્રમોહને લીધે ઉપજેલી કૃપણતા દૂર થશે. વળી એમ વિચારવું કે પુત્રોના પ્રારબ્ધમાં હશે તો તેને ગમેત્યાંથી મળશેજ, અને નહિ હોય તો હું ગમે એટલું મૂકી જઈશ તે સઘળું નષ્ટ થઈ જશે. ઘણા મનુષ્યો પિતા નિર્ધન હોવા છતાં ધનવાન થયેલા, અને પિતા ધનવાન હોવા છતાં નિર્ધન થયેલા, એવા દાખલા આપણી નજર આગળ મોજુદ છે. તેથી એમ વિચારવું કે મારા પુત્રો ભગવતના આજ્ઞાધીન બની, એ દયાળુની પ્રસન્નતા મેળવશે તો બસ છે, અને જો પ્રભુથી વિમુખ બને તો તો એમને માટે નિર્ધનતાજ સારી છે, કારણ કે પ્રભુથી વિમુખ જીવો ધનવાન હોય, તો તેઓ અનેક પાપ કરે છે. ઉદારતાને પુષ્ટિ આપનાર સંતજનો અને શાસ્ત્રોનાં વચનો વારંવાર વિચારવાથી પણ કૃપણતા ઓછી

થાય છે. કૃપણુ માણસો ભજન કરતા હોય તો પણ નર્કવાસી થાય છે. કૃપણુ મનુષ્યો આ સંસારમાં કેટલાં અપમાન પામે છે, તેનો વિચાર કરવો. સર્વ કોઈ કૃપણુનો નિરાદર કરે છે.

કંઇ પણુ દયા દાનની શ્રદ્ધા સ્ફૂરે, તો તેને તેજ વખતે પૂર્ણ કરવી. એવા સાત્વિક સંકલ્પને વ્યર્થ જવા દેવો નહિ. એક સંત મળત્યાગના સ્થાન પર ગયા હતા, ત્યાં કોઇ યાચકે આવી યાચના કરી, તેથી તેજ વખતે સંતે પોતાના અંગ પરનું વસ્ત્ર ઉતારી તે યાચકને આપી દીધું. જ્યારે બહાર આવ્યા ત્યારે શિષ્યે પૂછ્યું કે જરા ધૈર્ય કેમ ન રાખ્યું ? એ યાચક કંઈ નાસી જવાનો ન હતો. સંતે કહ્યું કે આપવાનો સંકલ્પ સ્ફૂરતાંજ આપી દેવું; કારણુ કે રખેને તે સંકલ્પ બદલાઇ જાય.

ધન આપ્યા વગર કૃપણુતા દૂર થતી નથી. જેમ પ્રિયતમથી છૂટા થયા શિવાય તેના ઉપરનો મોહ દૂર થતો નથી, તેમ ધનનું પણુ સમજવું.

મનને માન અને યશની લાલચ આપવી, એ પણુ કૃપણુતા દૂર કરવાનો એક ઉપાય છે. જેમ બાળકને માતાનું ધાવણુ છોડાવવું હોય ત્યારે તેને સારા સારા પદાર્થો ખાવા માટે આપી તે લાલચોથી ધાવણુ છોડાવી શકાય છે, અને પછી જયારે તેને ધાવવાનું છેક વિસ્મરણુ થાયછે, ત્યારે તે ખાનપાનની અધિક લાલચ પણુ નથી રાખતો; તેમ યશ

અને માનની અભિલાષાથી ધનની તૃષ્ણા ઓછી થઈ શકે છે, અને ધનની તૃષ્ણા નષ્ટ થતાં માનાદિકની લાલચો તો આપો આપ નષ્ટ થતી જાય છે. કૃપણુતા કરતાં માનનું બંધન ઓછું છે, કોમળ છે. એ બન્ને મનના સ્વભાવ છે, છતાં એક સ્વપ્નના બગીચા સમાન છે, અને બીજો મલિનસ્થાન સમાન છે. જાગ્રતની અપેક્ષાએ એ બેઉ મિથ્યા છે. છતાં જાગ્રતના અભાવે મલિન સ્થાન કરતાં સ્વપ્નનો બાગ વિશેષ છે. માનની લાલચથી ઉદારતા રાખવી એ નિંદ્ય નથી. ભજનમાં માનનો નિશેધ છે, પણ વ્યવહારમાં નથી. તેથી કૃપણ મનુષ્યે કૃપણુતા દૂર કરવી હોય તો ઉદારતા દૃઢ થતા સુધી માનની અભિલાષાથી પણ યત્ન કરીને દ્રવ્ય વાપરવું. એટલા માટેજ સંતજનો જીજ્ઞાસુને કોઇ સ્થાનમાં આસક્ત દેખે છે, તો તરતજ તેને બીજા સ્થાનમાં સ્થિત કરે છે. જીજ્ઞાસુની ત્યાંની બધી સામગ્રી અર્થીઓને આપી દેવડાવે છે. જો ભક્તને કોઈ વસ્ત્ર પર અધિક પ્રીતિ થયેલી દેખે, તો તે વસ્ત્ર તેની પાસેથી બીજા કોઇને અપાવી દે છે. એક જીજ્ઞાસુ મહાપુરૂષ પાસે પગમાં પહેરવાના જોડા લઈ આવ્યો. તેમણે કહ્યું કે મારા જુના જોડાજ લાવો, નવાની મને અપેક્ષા નથી. આ બધા ઉપરથી સિદ્ધ થાય છે કે ધનનો ત્યાગ કર્યા વિના ધનનો મોહ છૂટતો નથી. જયાં સુધી હાથ ખુલ્લો થતો નથી, ત્યાં સુધી હૃદય પણ ખૂલતું નથી. જયારે નિર્ધન હોય છે ત્યારે હૃદય

ખુલ્લું અને ઉદાર હોય છે, પણ ધન એકઠું થયા પછી, વધારો કરવાનું મન થાય છે, અને આખરે કૃપણ જાય છે.

એક રાજા પાસે કોઈએ રત્નજડિત પ્યાલો ભેટ મ રાજાએ તે જોઈ એક બુધ્ધિવાનને કહ્યું કે આ પ્યાલો આશ્ચર્યરૂપ છે? તેણે જવાબ આપ્યો કે એ શોક નિર્ધનતાનું બીજ છે; કારણ કે જયારે એ ભાંગી જશે, તને શોક થશે, અને ઘણા પૈસા એના બદલામાં આ હોવાથી તું નિર્ધન થઈશ.

કોઈ એમ કહે કે ઘણાં સંતજનો ધન રાખે છે અમે રાખીએ તેમાં અયોગ્ય શું કહેવાય? પણ આ ત ભૂલ છે. જેમ ગારૂડીના હાથમાં સર્પ જોઈને કોઈ બા સર્પ રમાડવાનું મન થાય, તો નિઃસંદેહ તેનું મૃ નીપજે; કેમકે ગારૂડી સર્પ પકડવાની વિદ્યા જાણે અને બાળક તે જાણતો નથી; તેજ પ્રમાણે સંતજનો ધ સર્પનો મંત્ર જાણતા હોવાથી તેમને મદમોહરૂપી ચઢતું નથી, તેમનું જોઈ સાધારણ મનુષ્ય તેમ કરવા તો નષ્ટ થઇ જાય. માટે જેમને એ સર્પ પાળવો તેમણે નીચેના પાંચ મંત્ર અવશ્ય સાધ્ય કરવા. ૧. કાર્યને ઓળખવું. ધનનો સંગ્રહ શરીર માટે ખાન, અને વસ્ત્રની સિદ્ધિ અર્થે છે. શરીર ઇંદ્રિયોનું નિવાસ

છે, ઇંદ્રિયો બુદ્ધિની નોકર છે, અને બુદ્ધિનું કામ ભગવતને ઓળખવાનું છે. તેથી આ કાર્યકારણના ભેદને જાણી કાર્ય પૂરતુંજ ધન રાખવું. ૨. ધનનો સંગ્રહ પાપ અને છળ રહિત કરવો, અને તે વિચારની મર્યાદા અનુસર કરવો. ૩. શરીરના કાર્યથી અધિક સંગ્રહ ન કરવો. અર્થીને દેખતાંજ તેનો તરત ઉપયોગ કરવો. ઉદારતાથી ન આપી શકાય, તો પણ મર્યાદાપૂર્વક તો જરૂરજ આપવું. ૪. જીવન સંયમથી ગાળવું. ભોગોની અધિકતામાં ધન વિશેષ ખરચવું નહિ. સંયમથી જીવન ગાળવું એ નિર્દોષ વ્યવહારથી પણ વિશેષ છે. ૫. ચિત્તવૃત્તિ સર્વદા ધર્મમાર્ગમાં સાવધાન રાખવી. ધનનો સંગ્રહ કે વ્યય કરતી વખતે વૃત્તિ ધર્મમાંથી ચળે નહિ, તેપર ખાસ ધ્યાન આપવું. આ પાંચે મંત્ર બરાબર શીખ્યા પછી આખી પૃથ્વીના ધનનો સંગ્રહ કરે, તોપણ નિર્દોષ ગણાય, એમ અલી સંત કહે છે.

જીજ્ઞાસુનું હૃદય સર્વદા ભગવતભજનમાં રહે, તો એની સર્વ ક્રિયા સફળ થાય છે. પછી એનું ભોજન કરવું અને મળત્યાગ કરવો પણ પુણ્યરૂપ બને છે; કારણ કે એ સર્વ ક્રિયાની શરીરને જરૂર છે, અને ધર્મમાર્ગમાં શરીરનો ખાસ સંબંધ છે. ઘણું કરીને આ મંત્રો ઘણા જાણતા નથી, અને કોઇ જાણતા હોય છે, તો તે કૃતિમાં મૂકી શકતા નથી, તેથી ધનની અધિકતાનો ત્યાગ કરવો એજ ઉત્તમ છે.

ધનની અધિકતાથી ભોગની અધિકતાને વશ કોઈ ન થાય તોપણ સંગ્રહની વિક્ષેપતા તો તેને અવશ્ય થાય છેજ. એ ભક્ત કોઈ મહાપુરૂષનો પ્રિયતમ હતો, તેની પાસે ઘણું ધન હતું. એક વખત ઊંટની પોઠ પર ઘણું ધન એમ ત્યાં આવ્યું, તેથી ગામમાં ઘણો શોરબકોર થઇ રહ્યો. સાંભળી મહાપુરૂષની સ્ત્રીએ કહ્યું કે મહાપુરૂષનું વચન સ‹ છે. તે વાતની પેલા ભક્તને ખબર પડી, એટલે તેણે બાઈની પાસે આવી નમ્રતાથી પૂછ્યું, કે મહારાજે ‹ કહ્યું હતું ? તેમણે જવાબ આપ્યો કે મહાપુરૂષે એમ કહ્યું હતું, કે મેં સૂક્ષ્મદૃષ્ટિથી ધ્યાન કરી સ્વર્ગ તરફ જોયું ત્યારે સઘળા વૈરાગ્યવાન ત્યાં જતા દેખાયા, પણ કો ધનવાન ન દેખાયો; અને એક ભક્ત સર્વની પાછળ પાછ ચાલ્યો જતો હતો, તે પડતો પડતો માંડમાંડ પહોંચ્યે આ વાત સાંભળી તે ભક્તે ઊંટ પરનું સર્વ દ્રવ્ય અર્થીઓ આપી દીધું, અને પૂછવા લાગ્યો કે હું કેવી રીતે વૈરાગ્ય વાન સાથે જઈ શકું ? તેને જવાબ મળ્યો કે આવા વર્તનથી.

એક વખત કોઇ માહાપુરૂષ પોતાની પુત્રીને ઘેર ગય અને દ્વાર આગળથી પૂછ્યું કે અમે અંદર આવીએ ત્યારે પુત્રીએ જવાબ આપ્યો કે મારા અંગ ઉપર વ કમી છે. તેથી માહાપુરૂષે પોતાના અંગ પરનું વસ્ત્ર અં

નાખ્યું, પછી થોડી વારે ઘરમાં જઈ પુત્રીને પૂછયું કે બેન! તારી શી ખબર છે. ? તેણીએ કહ્યું કે હું રોગ અને ભૂખથી વ્યાકુળ છું, અને હવે તો ભૂખ સહન કરવાનું મારામાં સામર્થ્ય પણ નથી. મહાપુરૂષે કહ્યું કે તું અધીરી ન થા. મારે પણ ત્રણ દિવસ ઉપવાસ પડયા છે. હું જો યાચના કરૂં, તો મને તરતજ મળે, પણ મેં માયાના સુખથી વિરકત થઈ પરલોકના સુખનો અંગિકાર કર્યો છે; તેથી હું કશી યાચના નથી કરતો. પછી તેણે પુત્રીના માથા પર હાથ મૂકીને કહ્યું કે એજ વૈરાગ્યથી તું સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ થઇશ, અને પરમ સુખ પામીશ; માટે ધૈર્ય ધરી ભગવત ભજન કર.

ઈસા મહાત્માને માર્ગમાં એક પુરૂષનો મેળાપ થયો. તેની પાસે ત્રણ રોટલી હતી. નદી કિનારે ગયો એટલે તેણે બે રોટલી ખાઈ લીધી, અને ઇસાજી નજીક આવ્યા એટલે ત્રીજી પણ ખાઈ ગયો. ઈસાજીએ પૂછયું કે ત્રીજી રોટલી કયાં છે? પેલાએ કહ્યું કે મને ખબર નથી. એટલે આગળ ચાલતાં એક મૃગ દીઠો, તેને મારી બંને જણે તેનો આહાર કર્યો. પછી ઇસાજીએ ભગવતનું નામ લઈ મૃગને સજીવન કર્યો, અને પેલાને કહ્યું કે જે પ્રભુના નામથી આ મૃગ સજીવન થયો, તેની તને દુહાઇ છે, માટે સાચું કહે કે રોટલી કયાં ગઇ? પેલાએ તો એજ

ઉત્તર આપ્યો કે મને ખબર નથી. એટલે વળી આગળ ચાલ્યા. માર્ગમાં એક નદી આવી. તેમાં અથાગ પાણી છતાં ઈસાજીએ તેનો હાથ પકડી પેલે પાર ઉતાર્યો. પછી પૂછ્યું કે જે પ્રભુના સામર્થ્યથી તું સુખે નદી ઊતરી શક્યો, તેને અંતર્યામી જાણીને કહે કે રોટલી ક્યાં છે ? પેલાએ તો તેનો તેજ જવાબ દીધો. પછી આગળ ચાલતાં માર્ગમાં રેતી આવી. તેના ઢગલો કરી ઈસાજીએ તેનું સુવર્ણ બનાવ્યું. પછી તેના ત્રણ ભાગ કરી ઈસાજીએ કહ્યું, કે આમાંનો એક ભાગ મારો, બીજો તારો, અને ત્રીજો જેણે રોટલી ખાધી છે તેનો. આથી પેલાએ કબુલ કર્યું કે રોટલી મેંજ ખાધી છે. પ્રભુની દુહાઈ કરતાં એને ધન વધારે પ્રિય લાગ્યું, તેથી સુવર્ણના ત્રણે ઢગલા તેને આપી દઈ ઈસાજી ચાલી નીકળ્યા. એટલામાં ત્યાં બીજા બે જણ આવ્યા. તેઓ સોનું જોઇ પેલાને ઠાર કરવાનો વિચાર કરવા લાગ્યા વિચાર કરી પ્રથમ ખાઈપી પેલાને ઠાર કરવા નિશ્ચય કર્યો; બેમાંનો એક જણ શહેરમાં મિઠાઇ લેવા ગયો; તેણે તેમાં ઝેર ભેળ્યું. પેલા બેઠેલાને વિચાર થયો કે મિઠાઈ લઈ આવે કે તેને આવતામાંજ મારી નાખીએ તો એનો ભાગ પણ મને મળે. આથી તે મિઠાઇ લઇને આવ્યો કે તેને તરતજ ઠાર કર્યો, અને પછી પેલી મિઠાઇ બન્ને જણે સુખેથી ખાધી, એટલે તેઓ પણ રામશરણ થયા, અને સોનું ત્યાંજ પડી રહ્યું.

થોડા વખત પછી ઈસાજી ફરતા ફરતા ત્યાં આવી ચઢયા. તેમણે આ બનાવ જોઇ પોતાના શિષ્યોને માયાનો પ્રકાર ત્યાં લઈ જઇ પ્રત્યક્ષ બતાવ્યો.

તાત્પર્ય કે પુરૂષ ગમે એટલો બુધ્ધિમાન અને બળવાન હોય, તોપણ ધનનો અધિક અંગિકાર ન કરે ત્યાં સુધીજ સારૂં છે; કારણકે ગારૂડીઓનું મોત સર્પ પકડતાંજ નીપજે છે.

## [ ૭ ] માન.

માનની પ્રીતિથી પણ બુધ્ધિ નાશ પામે છે, અને વેરભાવ વગેરે અનેક પાપ તેમાંથી જન્મે છે. જયારે માનની પ્રીતિ અધિક થાય છે, ત્યારે ધર્મમાર્ગથી ભ્રષ્ટ થવાય છે, અને અસત્ય તથા કપટમાં હૃદય બંધાય છે. અલી સંત કહે છે કે માત્ર બે અવગુણો સર્વનો નાશ કરાવે છે. એક વાસના અનુસાર ભોગમાં વિચરવું, અને બીજું માનની પ્રીતિમાં આસકત થવું. આ બે વિઘ્નોથી કોઈ વિરલાજ છૂટે છે. બહારની અવસ્થા ભલે વિચિત્ર દેખાય, લોકો બહાવરો કહી તેનું વચન ભલે ન સાંભળે, અને ધનવાન પુરૂષો ભલે આદર ન કરે; પણ જેનું હૃદય ભગવતપ્રેમથી ઉજ્વળ હોય, તેની દયાથીજ આખું જગત શુદ્ધતા પ્રાપ્ત કરી શકે છે. સંતપુરૂષો કહે છે કે પોતાનાં વખાણ કદી કરવાં નહિ. જ્યાં સુધી બુદ્ધિ દૃઢ થઈ નથી, ત્યાં સુધી લોકના સન્માનથી હૃદય સ્થિર રહેતું નથી,

માટે જીજ્ઞાસુએ પોતે જેનાથી સુંદર દેખાય એવું વસ્ત્ર પણ પહેરવું નહિ. તેણે તો એવી રીતે વર્તવું કે કોઇ એની ભલી કે બુરી કશી વાત કરી શકે નહિ.

ઐશ્વર્યવાન તેને જાણવો કે લોકોનાં ચિત્ત તેને વશ વર્તે, અને તેની શકિત સર્વનાં હૃદય વિષે પ્રવેશ કરે. જેનું હૃદય આધીન થાય, તેનું તન અને ધન પણ આધીનજ સમજવું. જેને પૂર્ણતાપર પ્રતીતિ છે, તે વિદ્યા અને ભલા સ્વભાવથી પૂર્ણતા પામે છે.

જ્યારે કોઈના સ્થૂળ કે સૂક્ષ્મ ગુણનો નિશ્ચય થાય છે ત્યારે હૃદય પણ સ્વાભાવિક તેને આધીન થાય છે, અને પ્રસન્નચિત્તે તેની આજ્ઞા માને છે, રસના તેના ગુણ ગાય છે, અને શરીર તેની સેવા ઉઠાવે છે. વિચારી જોઇએ તો માલમ પડે છે, કે ગુણની પ્રતીતિ થવાથી સર્વ પ્રેમથી આધીન થાય છે. તેથી માનનો અર્થ એ છે કે લોકોનું ચિત્ત તેને વશ થાય.

નીચેનાં ત્રણ કારણોને લીધે મનુષ્યને માનની પ્રીતિ વિશેષ હોય છે. ૧. ધન મનોરથની પૂર્ણતા માટે પ્રીય લાગે છે, અને માન મળે તોજ સ્વાભાવિક ધન પ્રાપ્ત થાય. ૨. ધનને ચોર અને રાજદંડનો ભય છે, પણ માનને નથી. ૩. માનની પ્રાપ્તિ માટે ધનની પ્રાપ્તિ જેટલા યત્ન કરવા પડતા નથી; કારણકે અમુક મનુષ્યોની પ્રતીતિ દૃઢ થઈ, એટલે તેમના મુખથી દેશદેશાંતરમાં તેનો મહિમા પ્રસરે છે,

રઑન નામે એક રાજા હતો, તે ભગવતથી વિમુખ
એમ માનતો, કે હુંજ સર્વ જગતનો ઈશ્વર છું.
ષ્ય વિષે આ સ્વભાવ પ્રબળ હોય છે. પરંતુ સર્વ
પૂર્ણ તો એક ભગવતજ છે; કારણ કે એની સત્તા
ષે ભરપૂર છે. તે સર્વદા સત્યરૂપ છે, અને સર્વ
તેનાં પ્રતિબિંબ છે. ચૈતન્યતાના અંશને લીધે
ં પણ ઈશ્વિર સ્વભાવ સ્ફૂરે છે, પણ અહંકારને લીધે
ત પરાધીન રહેલો છે, તેથી સર્વ પદાર્થ પોતાને
નથી કરી શકતો. જીવની પરાધીનતાનાં કારણ એ
૧. સૃષ્ટિ એની બુદ્ધિગોચર નથી. ૨. ધરતી પર જે
છે, તેને પોતાને વશ કરી લેવા, અને સર્વ પદાર્થથી
જે મનુષ્ય તેને પણ પોતાને આધીન કરવા ઈચ્છે
પોતે પરમેશ્વરનો અંશ હોવાથી તેના જેવું સામર્થ્ય
ને ઈચ્છે છે, પણ અવિદ્યા એ છે કે ધન શિવાય
અસમર્થ સમજે છે, તેથી ધન અને માનમાં પ્રીતિ

ધન અને માનનું બળ જૂઠું છે. તેની વૃદ્ધિથી પૂર્ણ
ર્ય મેળવી શકાતું નથી; કારણ કે ધન અને માનનું
સ્થિર નથી. મૃત્યુ સમયે જે પદાર્થથી દૂર થવાય છે,
તારૂપ કહેવાય નહિ, તેથી તેની પ્રાપ્તિ માટે સમય
ા કરવો, એ મૂર્ખતા છે. જે બળ સર્વદા સાથે રહે

છે, તે પરમાત્માનું જ્ઞાન છે. તેનો સંબંધ હૃદય સાથે છે. હૃદય સત્યસ્વરૂપ છે, તેથી જ્ઞાની પુરૂષના શરીરનો નાશ થાય, તોપણ જ્ઞાનનો પ્રકાશ તેનાથી દૂર ખસતો નથી, અને એ પ્રકાશથીજ ભગવતનાં દર્શન થાય છે, તથા અખંડાનંદ અનુભવાય છે. એ આનંદ આગળ સ્વર્ગાદિક સુખ તુચ્છ છે; પરંતુ મનુષ્ય પોતાની પૂર્ણતા જાણતા નથી, તેથીજ ઉલટા માર્ગે ચાલ્યા જાય છે.

જેમ આજીવિકા પૂરતો ધનસંગ્રહ કરવો વ્યાજબી છે, તેમજ માન પણ કાર્ય પૂરતુંજ લાભદાયક છે. જેમ રક્ષા થવા માટે સેવક, મિત્ર અને રાજાની આવશ્યકતા છે, તેમ ભગવતમાર્ગમાં ધનમાનાદિકની આવશ્યકતા છે, પરંતુ તે હૃદબહાર જાય તો ખરા માર્ગથી પાછા પાડે છે.

માનની પ્રાપ્તિ ચાર પ્રકારે થાય છે. તેમાં બે પ્રકાર નિંદ્ય છે, અને બે ઉત્તમ છે. ૧. હૃદયના પ્રેમ વિના માનની ઇચ્છાથી ભજનનો દેખાવ કરવો એ કેવળ દંભ છે. ભજન કેવળ નિષ્કામ જોઇએ. ૨. જે વિદ્યા પોતે જાણતો ન હોય, છતાં તે પોતામાં છે, એવો ડોળ કરી માન મેળવવું, એ પણ અયોગ્ય છે. ૩. જે ક્રિયામાં છળ ન હોય, અને ભજનનું દેખાડવું પણ ન હોય, એવી ક્રિયા પ્રગટ દેખાડતાં માન મળે તે અયોગ્ય નથી. ૪. લોકો નિંદા કરશે એમ ધારી પોતાનાં પાપ છુપાવે તેમાં બહુ હરકત નથી, પણ

પોતાને સાધુ સંતમાં ખપાવવા પાપ છુપાવવાં એ તદ્દન નિંદ્ય છે.

માનની અધિક પ્રીતિ એ પણ હૃદયનો દીર્ઘ રોગ છે. એ રોગની નિવૃત્તિનો ઉપાય કરવો જોઇએ, નહિ તો કપટ, અસત્ય, વેર વગેરે અનેક પાપ ઉત્પન્ન થાય છે, માટે નિશ્ચિંત થઈ ભજનમાં સાવધાન થવા જેટલુંજ માન રાખવું. જ્યારે માનની અધિક અભિલાષા હોય છે, ત્યારે પ્રભુમાં ચિત્ત ન રહેતાં સર્વદા લોકોમાંજ રહે છે. લોકો મને કેવો જાણે છે, મારે માટે શું બોલે છે, અને મારાપર તેઓની પ્રતીતિ કેટલી છે, એ જાણવાની ઇચ્છા સદૈવ થયા કરે છે. તેથી તેમાંથી છૂટવા માનનાં વિઘ્નોનો વિચાર કરવો. માની મનુષ્ય આ લોક અને પરલોકમાં દુઃખી રહે છે. આ લોકમાં માન ન મળે તો લજ્જાયુક્ત થાય છે, અને મળે તો તેની ઈર્ષ્યાથી કેટલાક શત્રુ ઉત્પન્ન થાય છે. શત્રુ ઉત્પન્ન થતાં તેમને વશ કરવાની વૃત્તિ થાય છે, એટલે વેરભાવ વધે છે, એટલે છળથી હમેશાં સાવધ રહેવું પડે છે, ડરવું પડે છે. કદાચ શત્રુઓ પર પ્રબળ થાય, તો પણ તેની સ્થિરતા નથી, અને તેથી બુદ્ધિ શુદ્ધ થતી નથી.

માનનો સંબંધ મન સાથે છે, અને મન તો સમુદ્રની લહેરી માફક પળે પળે બદલાય છે. તાત્પર્ય કે જે બડાઇ સંસારીના મનપર આધાર રાખે, તે બડાઈ કંઇ કામની નથી.

રાજા તરફથી માન મળતું હોય, તો તે માન પણ તુચ્છ છે; કેમકે રાજાનું હૃદય પણ સ્થિર હોતું નથી. મતલબ કે માની મનુષ્ય આ લોકમાં હુમેશાં દુઃખી રહે છે. કદાચ નિષ્કંટક રાજ્ય મળે અને આખું જગત પ્રણામ કરે તો પણ તે કંઈ કામનું નથી; કારણ કે તે મૃત્યુ વખતે કામ આવતું નથી. આગળ ઘણા ચક્રવર્તી રાજા થઈ ગયા છે કે જેનું આજે કોઈ સ્મરણ પણ કરતું નથી, તેમ આપણે પણ સ્વપ્ન સમાન થઈ જઈશું, તેથી થોડા દિવસના માન ખાતર અમર રાજ્ય વ્યર્થ ગુમાવવું એ મોટી મૂર્ખાઈ છે. જેનું હૃદય સ્થૂળ બડાઇ વિષે બંધાયલું છે, તેને ભગવત પર પ્રીતિ હોતી નથી, તેથી જ્યાં પોતાને માન મળતું હોય તે દેશનો ત્યાગ કરી જ્યાં કોઇ ઓળખે નહિ એવે સ્થળે જઈ રહેવું. પોતાનાજ નગરમાં એકાંતમાં વસવા જઇએ તો લોક ત્યાગી જાણી અધિક માન આપે છે, તેથી માનની આસક્તિ ઘટવાને બદલે વધે છે. વળી આચાર પણ એવા રાખવા કે લોકની પ્રતીતિ દૂર થઈ જાય; પરંતુ તેમ કરતાં પાપકર્મથી ડરતા રહેવું. એમ ન થવું જોઇએ કે મેં તો માન નાશ કરવા માટે પાપકર્મનો અંગિકાર કર્યો છે.

એક સંતનાં દર્શને એક રાજા ગયા, ત્યારે રાજાએ દૂરથી આવતા દેખી તે સંત રોટલી અને મૂળાના મોટા

મોટા શ્વાસ ભરવા લાગ્યા. આથી રાજા તે સંતને તૃષ્ણાવાન માની ત્યાંથી પાછો ફર્યો.

એક સંતને ગામમાં ઘણું માન મળતું હતું, તે બંધ કરવા માટે, તેઓ એક દિવસ નદીએ સ્નાન કરવા ગયા. ત્યાંથી પાછા ફરતી વખતે પારકું વસ્ત્ર પહેરી ઘેર જવા માંડ્યા. આથી લોકોએ તેમને ચોર જાણી શિક્ષા કરી.

એક સંતે પોતાનું માન ઓછું કરાવવા માટે એક સીસામાં શરબત ભર્યું, અને તેમાંથી રોજ થોડું થોડું પીવા લાગ્યા. આથી લોકોએ તેમને મદિરાપાન કરતા જાણીને તેમનો સંગ છોડી દીધો. તાત્પર્ય કે જીજ્ઞાસુએ માન ઓછું કરવા માટે આવા ઉપાયો કરવા.

ઘણા મનુષ્યોને લોકોની સ્તુતિની વિશેષ પ્રીતિ હોય છે, અને સર્વદા પોતાનો મહિમા વધારવા ઈચ્છે છે. એમ થવાનાં ચાર કારણ છે. ૧. પોતાની મોટાઈ ઈચ્છવી, અને હીનતામાં ગ્લાનિ થવી. આથી તેની કોઇ સ્તુતિ કરે ત્યારે પોતાને ઐશ્વર્યવાન માની આનંદ પામે છે, અને નિંદા સાંભળે છે ત્યારે ગ્લાનિ પામે છે. ૨. સ્તુતિ કરનારને પોતાના સેવક સમજે છે, અને એમ માને છે કે એના હૃદયમાં મારા ઉત્તમ ગુણોની પ્રતીતિ છે. આથી પોતાને સ્વામિ જાણે છે, અને તેથી કોઈ સારા માણસના મોંએ પોતાનો મહિમા સાંભળે છે, ત્યારે તો અધિક પ્રસન્ન થાય છે. ૩. સારા

માણસોને સ્તુતિ કરતા સાંભળીને એમ માને છે કે આ બીજા પણ મારે વશ થશે. તેથી કોઈ સભામાં પોતા વખાણ થાય, ત્યારે અધિક પ્રસન્ન થાય છે. ૪. સ્તુ કરનારને પોતાને સ્વાધીન જાણે છે.

આવો સ્વભાવ હોય તો એમ વિચાર કરવો કે શુભ ગુણ માટે મારી સ્તુતિ થાય છે, તે ભગવતની કૃપા પ્રાપ્ત થયા છે, અને તે કોઈની સ્તુતિ કે નિંદાથી વધ ઓછા થવાના નથી. તેમજ કોઈ નિંદા કરે તો તેના ક્રોધ કરવો નહિ. જો તે સત્ય કહેતો હોય તો તેને પોતા ગુરૂ સમાન જાણી તે અવગુણ માટે દીલગીર થવું, અ દુષ્ટબુદ્ધિથી કહેતો હોય તો તે સાંભળી ગુસ્સે થવું નહિ આપણને કોઈ નિર્ધન કહે તો તેમાં મોટાઈ સમજવી. સંતજન એ ભુષણરૂપ છે. જે પુરૂષ દયા લાવી અવગુણ પ્રગટ કે તેનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવો. જેમ આપણાં વ ઉપર સર્પ કે વીંછી ચાલતો હોય, તે બતાવનારનો ઉપક માનીએ છીએ. તેમ અવગુણ બતાવનારનો પણ ઉપક માનવો. તેમ જો કોઈ ઇર્ષ્યાથી આપણે માટે ખોટું બો તો તેનો અને ભગવતનો ઉપકાર માનવો; કારણ કે એ સહન કરવાનો ગુણ વધે છે.

૧. સ્તુતિ સાંભળી પ્રસન્ન થવું, અને નિંદા સાંભળ ક્રોધ કરવો, એ મહા નીચ અવસ્થા છે. ૨. હૃદયમાં સ્તુતિ નિં

સમાન ન હોય, પણ બહારથી વ્યવહારમાં બંને સાથે સમાન વર્તવું, એ સાત્વિક અવસ્થા છે. ૩. સ્તુતિનિંદાને મન, વચન અને કર્મે કરીને સમાન ગણવાં, એ ઉત્તમ અવસ્થા છે. ૪. સ્તુતિ કરનારને પોતાના શત્રુ જાણે, અને નિંદકને પ્રિયતમ માની તેની સાથે રહી પોતાના દોષ સુધારે, તે સર્વોત્તમ પુરૂષની અવસ્થા છે. એવા જીજ્ઞાસુ દુર્લભ છે.

## [૮] દંભ.

ભગવતભજનમાં દંભ કરવો, એ મહા પાપ છે, અને તે વિમુખની નિશાની છે. એના જેવો ભયંકર રોગ બીજો કોઇ નથી. વેષધારીની એવી ઇચ્છા હોય છે, કે લોકો કોઇ પણ રીતે મારૂં ભજન જુએ, અને મને ઉત્તમ માને. જે ભજન આવી ભાવનાથી થતું હોય તે કેવળ દંભ છે. પ્રભુ કહે છે કે જેને મારા ભજનમાં પ્રીતિ છે, તેણે લોકપૂજાનો દંભ ભજનમાં મિશ્ર કરવો નહિ. ભગવતનિમિત્તે દંભ વગર શુભ ક્રિયા કરવાથીજ મુકિત મળે છે. દંભીનાં બે લક્ષણ હોય છે. ૧. એકલો હોય ત્યારે આળસ કરે, અને લોકોને જુએ ત્યારે ભજન કરે, અને પોતાનો મહિમા અધિક સાંભળે, તેમ વિશેષ આડંબર કરે. ૨. જ્યારે પોતાની નિંદા સાંભળે ત્યારે ભજન બંધ કરે છે.

એક જીજ્ઞાસુએ સંતને પૂછયું કે દાન આપવામાં કંઇક નિષ્કામપણું, અને કંઇક સ્તુતિની ઈચ્છા હોય, તેની

શી ગતિ થાય ? ત્યારે સંતે કહ્યું કે તે જરૂર વિમુખ થાય. સર્વ કાર્ય કેવળ નિષ્કામજ જોઈએ.

ઉમર સંતથી એક પુરૂષની અવજ્ઞા થઇ, તેથી તે તેનેજ કહેવા લાગ્યા કે મારો દંડ કર. તેણે કહ્યું કે ભગવત પાસે તમારી ક્ષમા માગી મેં તમને ક્ષમા આપી છે. ઉમરે કહ્યું કે કાં તો ભગવત માટે કે કાં તો મારે માટે ક્ષમા કર. બે મિશ્ર કરવું કામનું નહિ. ત્યારે તેણે કહ્યું કે ભગવતનિમિત્ત ક્ષમા કરી છે.

એક સંતે કહ્યું કે જ્યારે કોઈ દંભ કરે છે, ત્યારે ભગવત કહે છે કે જુઓ ! મારો બનાવેલો જીવ મને કેવો છેતરે છે !

મહાપુરૂષો કહે છે કે ભગવતે સાત લોક અને સાત દેવતા બનાવ્યા છે. જીવ જ્યારે પહેલા લોકમાં જાય છે, ત્યારે ત્યાંના દેવતા કહે છે કે આ નિંદક મનુષ્ય છે, માટે એની સર્વ ક્રિયા નિષ્ફળ છે. નિંદા કરનાર જ્યારે નિંદાથી રહિત થાય છે, ત્યારેજ તે બીજા લોકમાં જઈ શકે છે. ત્યાંના દેવતાઓ એમ કહે છે કે એનાં શુભ કર્મ એના મોં ઉપર નાખો, કારણકે એણે પોતાને મોંએ પોતાની પ્રસંશા કરી છે. ત્રીજા લોકમાં દાન, જપ, તપ, વ્રત આદિ કર્મ કરનાર જઈ શકે છે. ત્યાંના દેવતા કહે છે કે એનાં સર્વ કર્મ અભિમાનથી નિષ્ફળ થયાં છે. ચોથા લોકમાં પહોંચે છે

ત્યારે ત્યાંના દેવતા કહે છે, કે એણે વિદ્યા અને શુભ કર્મથી લોકોની ઈર્ષ્યા કરી છે, તેથી એની ક્રિયા અફળ છે. પાંચમા લોકના દેવતા કહે છે, કે એણે અર્થી અને દુઃખી પર દયા કરી નથી, માટે દયાહીનનાં કાર્ય કબુલ કરવાં નહિ. છઠ્ઠા લોકના દેવ કહે છે કે એણે સ્મરણ કિર્તન માત્ર લોક લાજ માટેજ કર્યું છે, અથવા પરલોકની કામનાથી કર્યું છે, તેથી એનાં કર્મ કબુલ કરવા યોગ્ય નથી. સાતમા લોક સુધી પહોંચનાર કોઈ વિરલાજ હોય છે. જેનાં કર્મનું તેજ સૂર્યના જેવું પ્રકાશિત હોય છે. તેને જોઇ દેવતાઓ કહે છે, કે એના હૃદયમાં સૂક્ષ્મ અહંકાર છે, અને કર્મનો કર્તા પોતાને માને છે, માટે એની ક્રિયા પણ પ્રમાણ નથી. તાત્પર્ય કે જેનાં કર્મ કેવળ નિષ્કામ વૃત્તિથી અને મલિનતા રહિત હોય, તેજ સાતે લોક ઓળંગી ભગવત પાસે પહોંચે છે.

પોતાને વૈરાગ્યવાન અને ભજનિક મનાવી લોકોની પ્રીતિ મેળવવા જે દંભ થાય છે, તેના પાંચ પ્રકાર છે, ૧. દેહદંભ , એટલે શરીરને રંગવું કે દુર્બળ કરવું, અથવા ભ્રકુટી ચઢાવી ભયાનક દેખાવ કરવો, કે ગંભીરતા બતાવવા ધીમા સાદે બોલવું, વગેરે. ૨. રંગીત કે મલિન જુનાં વસ્ત્ર પહેરવાં, મૃગચર્મ ઓઢી તપસ્વીનું ડોળ કરવું, અને રાજા ધનવાન વગેરેના સન્માનની ઈચ્છા કરવી. ૩. પોતાને ભજનમાં એકાગ્ર દેખાડવા મૌન ધારણ કરવું, અને સદૈવ ભજન

કરે છે એમ બતાવવા હોઠ હલાવ્યા કરવા, જુદાં જુદ
શાસ્ત્રોનાં પ્રમાણ બતાવી પોતાને વિદ્વાન જણાવવો, ધીમે
શ્વાસ કાઢી પ્રેમી કહેવડાવવું, અથવા સંતોની વાતો કર
પોતે ઘણો સત્સંગ કર્યો છે એમ દેખાડવું. ૪. લોકન
દેખતાં માથું ઘણું નીચું કરી કોઈ તરફ દૃષ્ટિ ન કરવ
માર્ગમાં ધીમેથી ચાલવું, અને લોકોને દેખાડવા દાન કરવુ
૫. પોતાના શિષ્યો વધારવા પ્રયત્ન કરવો, અને પોતાન
ઐશ્વર્ય પોતેજ પ્રગટ કરવું. જેમકે અમુક રાજા અમારે
સેવક છે, વગેરે . આમ શરીરથી ભગવતને નમવું, અ
મનથી જગતને નમવું, એ મહાન દંભ છે.

દંભ બે જાતના છે. એક દીર્ઘદંભ અને બીજ
અલ્પદંભ. જ્યારે એકલો હોય, ત્યારે ભજનકિર્તન ન ક
અને લોકોમાં સાવધાન થઈ ભજન કરે, એ દીર્ઘદંભ છે
અને જે એકલો હોય ત્યારે પણ ભજન કરે છે, અ
લોકના સમુદાયમાં પ્રસન્ન થઇ વધુ ભજન કરે છે,
અલ્પદંભ છે. દંભ અને પુણ્યની ઈચ્છા સમાન હોય, ત્યા
કંઈ ફળ મળતું નથી; કારણકે દંભ, પુણ્યને વ્યર્થ કરે
ભગવત પર લગાર પણ પ્રતીતિ ન હોય, અને જગતન
દેખાડવા ભજન કરવું, એ મહાકપટ છે; તેમજ ભજનમ
માનનું પ્રયોજન રાખવું તે પણ તેવુંજ નિંદ્ય છે. પો
વૈરાગ્યવાન છે, એવું દેખાડી સેવા અર્થે જે ધન આવ

તે પોતાને માટે વાપરવામાં મહા પાપ છે. જ્યાં કથા કિર્તન થતાં હોય ત્યાં કોઇ રૂપવાનને જોવાની અગર એવી બીજી કોઈ લાલસાથી જવું, એ મહાપાપ છે. દંભ વડે પોતાનુ કે કુટુંબનું પોષણ કરવું તે પણ મહાપાપ છે. આ બધો પ્રગટ દંભ કહ્યો. હવે સૂક્ષ્મ દંભ વિચારીએ. એકાંતમાં ભજન કરે, પણ લોકોને જોઈ પ્રસન્ન થાય, તો તે સૂક્ષ્મ દંભ છે. જેમ ચકમકમાં ગુપ્ત અગ્નિ છે, તેમ મનમાં એ દંભ છે. એથી પણ વધારે સૂક્ષ્મદંભ બીજો છે. તે એ કે લોકના માનથી હર્ષિત ન થાય, પણ જ્યારે પોતાને કોઈ પ્રણામ ન કરે, અથવા અધિક આદર ન આપે, ત્યારે ચકિત થાય, કે આ લોક મને જાણતા નથી ? આ અતિ સૂક્ષ્મદંભ છે. તાત્પર્ય કે પોતાના કાર્યને વિશેપ ન જાણે, તોજ આ દંભ નષ્ટ થાય છે.

અલી સંત કહે છે કે વૈરાગ્યવાન લોકોને પણ પરલોકમાં એમ કહેવાશે, કે "લોકોએ તમને અમૂલ્ય વસ્તુઓ આપી, અને સર્વ કોઈએ પ્રણામ કર્યા, તેથી તમારી કૃતિ કેવળ નિષ્કામ નથી. તેમ શુભ કર્મનાં ફળ સંસારમાંજ ભોગવી લીધાં છે" એવા તો કોઈ વિરલાજ હોય છે કે સર્વે જગતનો ત્યાગ કરી પોતાના યત્નમાં સ્થિત થાય, અને સંસારના મેળાપરૂપી વિઘ્નથી ડરતા રહે, તેમજ કોઈ આદરસત્કાર કે પ્રણામ કરે ત્યારે સંકોચાય. જીજ્ઞાસુએ જાણવું કે નિષ્કામ

થયા શિવાય કોઇ કાર્ય કામનું નથી. જેમ સરકારની તિજોરીમાં ખોટું નાણું ચાલતું નથી, તેમ પ્રભુના દરબારમાં પણ કામનાથી કરેલાં કાર્ય નિષ્ફળ નીવડે છે. જેમ પશુ સાથે વર્તવામાં કંઇ કપટ રાખતા નથી. તેમ મનુષ્ય સાથે પણ દંભ રહિત વર્તવું. લોક પોતાને ભજન કરતો દેખે કે સૂતેલો દેખે તોપણ સમાન સ્થિતિમાં રહેવું. લોકના દેખવાથી પ્રસન્ન થવાય ત્યાંસુધી ભજન દંભ રહિત કહેવાય નહિ, પણ ભગવતનો ઉપકાર જાણી પ્રસન્ન થાય, તેમાં દંભ નથી. પોતાના ગુપ્ત ભજનથી અનિચ્છાએ ભગવત પ્રગટ થાય, તેથી ભગવતનો ઉપકાર માની પ્રસન્ન થાય, તો તે દંભ નથી.

૨. વળી એમ વિચાર કરી પ્રસન્ન થાય, કે ભગવત જેમ અહીં મારા અવગુણ પ્રગટ નથી કરતા, તેમ પરલોકમાં પણ પ્રગટ નહિ કરતા, ક્ષમા કરશે. તો આવી પ્રસન્નતા દંભ નથી.

૩. પોતાનાં શુભ કર્મ જોઈ બીજા શુભ કર્મ કરે તેથી પોતાને ભાગ્યવાન માની પ્રસન્ન થાય તો તેમાં દંભ નથી; પણ મારે લીધેજ અમુક શુભ કાર્ય થયું એમ જાણી અભિમાન કરે તે દંભ છે.

ભજનના આદિ, મધ્ય કે અંતમાં દંભ પ્રગટ થાય છે. આદિમાં દંભ હોય, તો નિષ્કામવૃત્તિ નહિ હોવાથી

ભજન શીઘ્રવ્યર્થ જાય છે. મધ્યમાં દંભ આવે, તો લોકોને દેખી જેટલું વધારે ભજન કરે તે સર્વ વ્યર્થ જાય છે, અને અંતમાં દંભ આવે તો તે દંડનો અધિકારી થાય છે, પણ ભજન નિષ્ફળ જતું નથી. આત્મશ્લાઘા કરનારનું ભજન વ્યર્થ જાય છે.

ધૈર્ય અને પુરૂવાર્થ શિવાય દંભનો ઉપાય થઇ શકતો નથી. સર્વ કોઈ પોતાને હોય તે કરતાં અધિક સારો દેખાવાનો યત્ન કરે છે. આ સ્વભાવ બાલ્યાવસ્થાથીજ જોવામાં આવે છે, તેથી મનની વૃત્તિ સાથે દંભ નાનપણથીજ મિશ્ર થયો હોય છે, પછી મોટા થતાં એ રોગ વધતો જાય છે, માટે તે સખત ઉપચાર વગર મટવો દુર્લભ છે. દંભનાં વિઘ્નોનો વિચાર કરવો અને એમ જાણવું કે એથી પરલોકમાં હાનિ થશે. એમ વારંવાર વિચારવાથી દંભ કમી થાય છે. દંભનાં ત્રણ મૂળ છે. ૧. જગતની સ્તુતિની ઇચ્છા. ૨. નિંદાનો ભય. ૩. લોકપૂજાની આશા. એમ જાણવું કે ભગવતની અવકૃપા આગળ આ ત્રણે કંઈ ગણત્રીમાં નથી, તો દંભ રહિત થવાય. ભગવત એમ કહેશે કે મારી કૃપા કરતાં લોકના માનને તેં વધુ જાણ્યું, માટે તું કપટી છે. દંભથી મનમુખીના સંગી થવાશે, એવો ભય રાખવો. વળી જગતની પ્રસન્નતા કોઇને મળી નથી કે મળતી નથી; કારણ કે એક જણ જેની સ્તુતિ કરે છે, તેનીજ બીજો નિંદા કરે છે. વળી એમ પણ જાણવું

કે પોતાનું પ્રારબ્ધ કોઈના હાથમાં નથી, તો પછી પર(
જીવોની સ્તુતિ નિમિત્ત ઇશ્વરની અવકૃપા વહોરી લે
એ કેટલી બધી મૂર્ખાઈ ! જગતની આશાને ફળહીન જાણ
કારણ કે તેથી પ્રભુની પ્રસન્નતા દૂર થાય છે.

વળી એમ પણ જાણવું કે લોકોની નિંદાથી કાં
થવાનું નથી. માત્ર ભગવત કબુલ કરે તો બસ છે. જગ(
પોતાનું હૃદય ન આપતાં નિષ્કામ થઈને કેવળ ભગવતને
અર્પણ કરવું, જેથી તેને માટે પ્રભુ સર્વના હૃદયમાં પ્રતી
અને પ્રીતિ ઉત્પન્ન કરે છે.

દંભનું બળ ક્ષીણ કરવાના બીજા પણ ઉપાય છે. જ્ય
ચિત્તમાં એમ સંકલ્પ થાય, કે મારૂં ભજન લોકો જાણે
અથવા, જાણશે ત્યારે એમ વિચારવું કે મારે લોકે
જાણવા ન જાણવા સાથે શું પ્રયોજન છે ? લોકોના હાથ
શું છે ? સર્વ કર્તા ભગવંત છે. આવો વિચાર દૃઢ થાય
દંભપર શીઘ્ર દોષ દૃષ્ટિ થાય છે; કારણ કે નિશ્ચય પૂ(
દંભને બુરો જાણ્યો છે. જેમ દંભની પ્રીતિ જીવને
લોક તરફ ખેંચે છે, તેમ દંભ પરની દોષ દૃષ્ટિ જી(
પરલોક તરફ ખેંચે છે. પછી બેમાંથી જે સંકલ્પનું (
અધિક હોય તેને આધીન મન થાય છે.

દંભની અધિકતા માયાની પ્રીતિથી થાય છે, ચ
તેનો પ્રેરક વાસના છે. મનુષ્યના ચિત્તમાં આ બે(

ખેંચતાણ સર્વદા થયા કરે છે. પછી જેના પર અધિક પ્રીતિ હોય છે, તેનો અંગિકાર તે કરે છે. મનના સ્વભાવોથી વિપર્યય થવાનું બળ જેને પ્રાપ્ત થયું છે, તેને માયા છળે છે, એટલે પોતાના મલિન સ્વભાવોથી વિપર્યય થવામાંજ તેને ગુંથાયલો રાખે છે. આમાં ચાર ભેદ છે. ૧. સર્વ વખત સંકલ્પોથી વિરૂધ્ધ થવામાંજ વીતી જાય, એટલે ભજનથી વિમુખ થવાય. ૨. મલિન સંકલ્પો હઠાવવામાં થોડો કાળ વ્યતીત કરી બાકીના વખતમાં ભજનમાં સ્થિત થવું. ૩. જુઠા સંકલ્પ તરફ ચિત્તજવાજ ન દેવું. માત્ર ભજનના રહસ્યમાંજ સ્થિત થવું. ૪. જુઠા સંકલ્પ જોતાંજ તીક્ષ્ણ વૈરાગ્યથી દૂર થવું, અને ભજનની એકાગ્રતામાં સ્થિત થવું. આ ઉત્તમ અવસ્થા છે; કારણકે તે છળને છળે છે, છળને લજ્જાવાન કરી પોતાના કાર્યમાં સાવધ રહે છે.

જેમ તરતાં ન આવડતું હોય તે તરવા જાય તો પોતે ડુબી જાય છે, પણ જેને આવડતું હોય, તે પોતે તરે છે અને બીજાને તારે છે, તેમ ગુપ્ત દંભવાળા અમે લોક સંગ્રહ માટે પ્રગટ ભજન કરીએ છીએ એમ માની, દંભ વધતાં આખરે ધર્મ ભ્રષ્ટ થાય છે, અને જે દંભ રહિત ભજન કરે છે તે પોતે પરમપદ પ્રાપ્ત કરી બીજા અનેકને તેની પ્રાપ્તિ કરાવે છે. દંભી મનુષ્યને કોઈ કહે કે અમુક ભક્ત લોક સંગ્રહ માટે પ્રગટ ભજન કરે છે, અને

તારા કરતાં તેની અસર પણ લોકો ઉપર વધારે થાય છે, માટે તારે પ્રગટ ભજન કરવાની જરૂર નથી. આમ સાંભળવા છતાં જે ગુપ્ત ભજન ન કરે,તે માન અને ઐશ્વર્ય ને માટેજ ભજન કરે છે એમ જાણવું. જ્યાં સુધી માનાપમાન અને નિંદાસ્તુતિ સમાન થયાં નથી, ત્યાં સુધી કોઈ પણ પ્રકારે પોતાની વડાઇ પ્રગટ ન કરવી. જ્યારે માનની અભિલાષાનું મૂળ ન રહે, ત્યારે પોતાની વડાઇ સાંભળવામાં દોષ નથી.

ઉમર સંત કહે છે કે હું જ્યારે પ્રભાતમાં ઊઠું છું, ત્યારે મને કોઈ સુગમ કે અગમ્ય કાર્યનો ભય હોતો નથી. એવી રીતે અનેક સંતોએ અનુભવનાં વચનો કહ્યાં છે, તે ધ્યાનમાં રાખવાં જોઈએ.

પ્રગટ ભજન કરવામાં જેમ દંભ છે, તેમ પોતાના અવગુણ છુપાવવા એ પણ દંભ છે. ૧. પાપકાર્મ જોઈ લોકો નિંદા કરે છે, અને નિંદા અથવા સ્તુતિમાં જો આસક્ત થવાય, તો ભજનથી વિમુખ થવાય છે. ૨. નિંદા વિષે ધૈર્ય રાખવું કઠણ છે, અને તેથી હૃદય અપ્રસન્ન થાય છે. ૩. જ્યારે કોઇનું મલિન કાર્ય પ્રસિદ્ધ થાય છે, ત્યારે બીજા લંપટ મનુષ્યો શંકા રહિત થઈ પોતાનાં પાપ કર્મમાં વધુ સ્થિત થાય છે. ૪. લજ્જાથી પોતાનાં પાપકર્મ છુપાવવામાં હરકત નથી; કારણકે લજ્જાવાન થવું એ સારો ગુણ છે.

આ લોકમાં અને પરલોકમાં પોતાના અવગુણ પ્રસિધ્ધ ન થાય, તેમાં ભગવતની દયા જાણી એવાં કર્મથી દૂર રહેવું. આમ કરવામાં એવી ઇચ્છા ન રાખવી કે લોકો પોતાને વૈરાગ્યવાન અને ભજન કરનાર કહે. એવી ઇચ્છા રાખવી તે તો દંભ કહેવાય.

કોઇ નોકરને અનાજ ચોખ્ખું કરવા આપીએ, અને તે એમ જાણીને સાફ ન કરે કે રખેને મારાથી કંઈ અશુધ્ધતા રહી જાય! પણ તેણે એમ વિચારવું કે પ્રયત્નજ નહિ કરે તો અનાજ કેવી રીતે શુધ્ધ થશે? તેમ દંભના ભયથી શુભકર્મ ન કરીએ તો નિષ્કામ શી રીતે થવાય? લોકોની દૃષ્ટિના ભયથી શુભકર્મનો ત્યાગ કરવો, એ પણ દંભ છે.

ઇબ્રાહીમ સંત પોતાની પર્ણકુટીમાં હમેશ પુસ્તકો વાંચતા હતા. ત્યાં કોઇ આવતો જણાય, તો તે મળવા આવે છે, માટે તેને કંઈ વાત કરવી હશે, એમ ધારી તેને દૂરથી જોતાંજ પુસ્તક બંધ કરતા.

બીજું શુભકર્મ તે રાજનીતિ છે. રાજનીતિ વિષે ધર્મ અને વિચારની મર્યાદાથી વિચરાય તો તે પણ ઉત્તમ ભજન છે, પણ જો ધર્મહીન થઇ જવાય તો તે મહાપાપ છે, અબુબક સંતે પોતાના એક મિત્રને કહ્યું કે તને બે મનુષ્યોનો પણ ઉપરી ઠસવે, તો તે પદનો અંગિકાર ન કરીશ. પછી અબુબકને

તેમના ગુરૂની પાછળ મોટું રાજ્ય પ્રાપ્ત થયું. ત્યારે પેલા મિત્રે કહ્યું કે મને જે વર્જ્ય કહેતા હતા તેનો અંગિકાર તમે કેમ કર્યો ? તેમણે જવાબ આપ્યો કે તને તો હજી પણ વર્જ્યજ કહું છું. જેમ કોઈ પુરૂષ પોતાના પુત્રને કહે કે જળ સાથે રમત રમવી નહિ, અને પોતે તરતાં આવડતું હોવાથી નદીમાં પ્રવેશ કરતાં ડરતો નથી; તેમ વિચારવાન મનુષ્ય રાજ્યવ્યવહાર કરે તેમાં દંભ નથી; કારણ કે તેની આગળ બીજો કોઇ જો તે કાર્ય ચલાવવા તૈયાર થાય, તો તે અધિક પ્રસન્ન થઈ તેનો ત્યાગ કરે છે, તેની ઈર્ષ્યા કરતો નથી.

ત્રીજું શુભકર્મ લોકોને શુભમાર્ગનો ઉપદેશ કરવો, તે છે. આ કાર્ય કલ્યાણકારી છે, પણ એમાં દંભ થવાનો અધિક સંભવ છે. શુભમાર્ગનો ઉપદેશ કહેનાર અને સાંભળનાર બન્નેને લાભદાયક છે, પણ એમાં દંભ ઉપજે તો તરતજ ત્યાગ કરવો.

બશરહાફી સંતે પોતાનાં પુસ્તક ભરેલી પેટી જમીનમાં દાટી દીધી. કોઈએ કારણ પૂછ્યું ત્યારે એમણે કહ્યું કે મારા હૃદયમાં ઉપદેશરૂપી ભોગની અભિલાષા મેં જોઇ, તેથીજ મેં ઉપદેશ કરવાનો ત્યાગ કર્યો છે.

ઈબ્રાહીમ સંત કહે છે કે તારા હૃદયમાં બોલવાની અભિલાષા થાય, ત્યારે મૌન ધારવું, અને મૌનની અધિકતા

થાય, તો વચન વાર્તા કરવાં. ઉપદેશ કરનારે વિચાર કરી, હૃદયમાં સાત્વિકવૃત્તિ અને દંભ એ બે મિશ્ર થાય, કે તરતજ ઉપદેશનો ત્યાગ કરવો.

અબુહુનીફા સંતને કોઇ રાજાએ પ્રધાનપદ આપવા માંડયું, પણ તેમણે તે અંગિકાર ન કરતાં જીવનપર્યંત લોકોને ધર્મનો ઉપદેશ કરતા રહ્યા. જેની એવી વૃત્તિ છે કે કોઈપણ રીતે મનુષ્યો ભગવતમાર્ગનો અંગિકાર કરી માયાથી વિમુખ થાય, તે શુદ્ધવૃત્તિવાળો છે, તે કેવળ દયા માટેજ ઉપદેશ કરે છે. પોતાની સભામાં મોટો ધનવાન કે રાજા આવે, પણ તેથી યથાર્થ વચનનો ત્યાગ ન કરે, અને તેમના માયિક ઐશ્વર્યથી અંજાઇ ન જાય, તો જાણવું કે એજ ખરી નિષ્કામવૃત્તિવાળો છે. ઉપદેશ કરનારે પ્રથમથીજ આવાં લક્ષણો મેળવવાં, અને એવાં ચિન્હ પોતામાં ન જણાય, ત્યાં સુધી પોતાની વૃત્તિ શુધ્ધ નથી, પણ દંભયુકત છે, એમ જાણી પુરૂષાર્થ વડે તેનો ત્યાગ કરવો.

સર્વ શુભકર્મની રૂચી દંભ અને સાત્વિકની સોબત એ બેઉથી ઉપજેછે. તેથી જીજ્ઞાસુએ હમેશાં પોતાને જોતા રહેવું, અને દંભ દેખાય તો તેનો ત્યાગ કરવો.

એક વિદ્વાન એક કુવામાં પડી ગયો, તેને કેટલાક લોકો કાઢવા ગયા, ત્યારે તેણે કહ્યું કે જેણે મારી પાસે

વિદ્યાભ્યાસ કર્યો હોય, તેણે મને ખેંચવામાં મદદ ન કરવી, કારણકે તેથી મારી નિષ્કામવૃત્તિનું ફળ જતું રહેશે.

એક સંત પાસે પુરૂષ કંઇ ભેટ લાવ્યો, ત્યારે સંતે કહ્યું કે તારા ભાઇએ મારી પાસે વિદ્યાભ્યાસ કર્યો હતો, તેથી તારી ભેટ લઉં તો મારી નિષ્કામવૃત્તિને બાધ આવે. આમ કહી તેની ભેટ સ્વીકારી નહિ.

વિદ્વાનજનો વિદ્યાર્થીની પુજા સ્વીકારે તો તેમાં નિષ્કામ વૃત્તિનું ફળ જતું નથી; કારણકે તેઓ ભગવતની પ્રસન્નતાજ માત્ર ચાહે છે, બીજી આશા રાખતા નથી.

## [ ૯ ] અભિમાન.

બીજા કરતાં પોતાને મહાન માનવો, એ સ્વભાવ નિંદ્ય છે. વિચાર કરીએ તો અભિમાન કરવું, એ ભગવત સાથે હરિફાઈ કરવા જેવું છે. ઐશ્વર્ય તો માત્ર ભગવતનેજ શોભે છે. પ્રભુ કહે છે કે જેના હૃદયમાં લેશ માત્ર પણ અભિમાન છે, તે આત્મસુખ પામતો નથી. પોતાની બડાઈ કરનારને પાપીની માફક શિક્ષા થાય છે.

એક વખત સુલેમાન નામે મહાપુરૂષે પોતાનું સૈન્ય એકઠું કર્યું, તેમાં અમુક લાખ મનુષ્યો, દેવતાઓ, પરીઓ, પક્ષીઓ, ભૂતો આદિક ભેગાં થયાં. તે સર્વને તેઓ પવન વેગે ઉરાડી આકાશમાં લઈ ગયા, ત્યાંથી તેઓને પૃથ્વી

પર આવી, સમુદ્રના તળીયા પર્યંત લઈ ગયા. એટલે આકાશ-વાણી થઈ, કે સુલેમાન ! જો તને તારા બળનું લેશમાત્ર પણ અભિમાન હોત તો તને તારા સૈન્ય સાથે રસાતળમાં મેળવી દેત.

જે પાપ કોઈપણ શુભ કૃતિથી ધોવાતું નથી, એવું મહાન પાપ તે અભિમાન છે. એક સંતે કોઈ અભિમાનીને ફક્કડ થઈ ચાલતો જોઈ, તેનો ત્યાગ કર્યો. ત્યારે તેણે કહ્યું કે તમે મને ઓળખતા નથી ? સંતે કહ્યું કે હું તને ઘણી સારી રીતે ઓળખું છું; કે આદિમાં તું જળના બુંદરૂપ હતો, મધ્યમાં વિષ્ટાની પોઠ ઉઠાવનારો છે, અને અંતમાં મહાકુચીલ મૃતકને પામનાર છે.

જેણે નમ્રતા અંગિકાર કરી છે, તેને અવશ્ય ભગવંતે મોટાઈ આપી છે. સર્વ મનુષ્યના ગળામાં ભગવતે રસી નાંખી છે, તેમાં જે દીન હોય છે, તેની રસીને દેવતાઓ ઊંચે ખેંચે છે, અને ભગવતને કહે છે કે મહારાજ ! આને ઉત્તમ ગતિ આપો. તેમજ જે અભિમાની હોય છે, તેને દેવતાઓ નીચે ધકેલે છે, અને કહે છે કે પ્રભુ ! આને અધોગતિને પ્રાપ્ત કરાવો.

ઉત્તમ પુરૂષ તો તેજ છે, કે જે સાત્વિકવૃત્તિથી ધન પેદા કરી, શુભ કાર્યમાં તેનો ઉપયોગ કરે છે, અનાથ પર સર્વદા દયા કરે છે, વિવેકી જન સાથે સર્વદા પ્રીતિ રાખે

છે, અને સામર્થ્ય હોવા છતાં, દીનતા અને ગરીબીનો અંગિકાર કરે છે.

કોઈ મહાપુરૂષ ભોજન કરતા હતા, તેવામાં ત્યાં એક કોઢીઓ આવ્યો, અને યાચના કરવા લાગ્યો. મહાપુરૂષે તેને અંદર બોલાવ્યો, એટલે સર્વ પોતાનાં વસ્ત્ર સંકોચવા લાગ્યા. મહાપુરૂષ તો તેને પોતાના આસન ઉપર બેસાડી ભોજન કરાવવા લાગ્યા. તે જોઈ તેમના એક સંબંધીને ગ્લાનિ ઉપજી. થોડે કાળે તે સંબંધીને કોઢ નીકળ્યો, અને તેમાંજ તે મરણ પામ્યો.

મુસા મહાત્માને આકાશવાણી થઈ હતી, કે જેને ઐશ્વર્ય પ્રાપ્ત થયું હોય, છતાં સર્વદા મારે આધીન રહી જીવમાત્ર સાથે નિરાભિમાનપણે વર્તે છે, ચિત્તમાં સર્વદા મારો ભય રાખે છે, એક ક્ષણ પણ મારા ભજનથી અચેત નથી રહેતો, અને મારી પ્રીતિ કરી ભોગથી બચતો રહે છે, તેજ મને અધિક પ્રિય છે. દીન અને નમ્ર મનુષ્યજ આ લોકમાં સુખી થઈ પરલોકમાં ઉચ્ચ સ્થાન પામે છે.

મહાપુરૂષો કહે છે કે ભજનનું રહસ્ય દીનતા અને કોમળતા છે. નમ્રતા એ સર્વ શુભ કર્મોમાં વિશેષ છે. બાળક પણ યથાર્થ વચન કહે, તો તેનો પણ અંગિકાર કરવો, એ ગરીબીનું ચિહ્ન છે. નિર્ધનને જોઈ પોતાને તેનાથી પણ નીચો જાણે, અને ધનવાનને જોઈ તેને આધીન થાય

નહિ, તેનેજ ધનાદિક પદાર્થોના અભિમાનથી રહિત જાણવો. મહાત્મા ઇસાને આકાશવાણી થઈ હતી કે ઇસા ! મેં તને અનેક પ્રકારનાં સુખ આપ્યાં છે, પણ જ્યારે તું તેને દીનતાથી સ્વીકારીશ, ત્યારેજ હું તે સર્વદા વધારતો રહીશ, અને તેથી તું સર્વદા સુખી રહીશ.

એક સંતે રાજાને કહ્યું હતું કે તું દીનતા અને ગરીબી વિષે સ્થિત થા. એ ગરીબી રાજ્યના ઐશ્વર્યથી પણ વિષેશ છે. જેનું ચિત્ત ધનમાં આશક્ત ન રહે, મોટાઇમાં નમ્રતા સહિત વર્તે, અને સુંદરતા વિષે કામાદિક વિકારથી નિષ્પાપ રહે, તેજ પ્રભુના દરબારમાં વિશુદ્ધાચરણવાળો ગણાય છે.

જે પોતાના કરતાં બીજાને વિષેશ દેખે, તેનામાં નમ્રતાનું ચિહ્ન છે, એમ જાણવું. શિવલી સંતને કોઇએ પૂછયું, કે તમે તમને કેવા જાણો છો ? ત્યારે તેમણે કહ્યું કે અક્ષર પરના બિંદુથી પણ અલ્પ. આ વાત જ્યારે એક મહાપુરૂષે સાંભળી ત્યારે તેમણે ભગવતને કહ્યું કે મહારાજ ! એમને અહંકારથી બચાવો. કારણકે તે પોતાને કંઇક પણ મહત્તાવાળા જાણે છે, કેવળ અહંકાર રહિત નથી.

બીજાઓથી પોતાને અધિક માને, અને પોતાની મોટાઈ પ્રગટ કરે, તેને અભિમાની જાણવો. સર્વ ઇશ્વરના

ઈશ્વર એવા પ્રભુ ! તે સર્વ જીવને દયાથી જુએ છે, અને તેમની દીનતા સાંભળે છે; છતાં અભિમાની મનુષ્યો પ્રભુને જાણતા નથી, તેથી તે ઈશ્વરથી પણ પોતાને મોટો સમજે છે, પોતે સર્વથી આગળ ચાલે છે, ઊંચા સ્થાન પર સ્થિત થવા ઈચ્છે છે, અને સર્વના સન્માન તથા આદરની અભિલાષા રાખે છે. કોઈ યથાર્થ ઉપદેશ કરે, તો તેનો અંગિકાર કરી શકતો નથી, પણ ઊલટો ક્રોધ કરે છે, અને પોતે કોઇને ઉપદેશ કરે છે, ત્યારે ક્રોધ અને શિક્ષાયુક્ત વચન કહે છે. અભિમાની પુરૂષ યથાર્થ વચન આગળ શીષ નમાવતો નથી, અને સર્વ જીવ તરફ હલકી દૃષ્ટીથી જુએ છે. આ સ્વભાવ જીવ અને ઈશ્વર વચ્ચે પડદા સમાન છે. એથી સર્વ અપલક્ષણ ઉપજે છે, અને સર્વ ગુણોથી અપ્રાપ્ત રહેવાય છે. ઈર્ષ્યાને લીધે એનો ક્રોધ શાન્ત થતો નથી, તેથી એ કોઈને પોતાના સમાન જોઈ શકતો નથી, તેમ નિંદા અને કપટથી રહિત પણ થઈ શકતો નથી, તેથી આ લોક અને પરલોકમાં મહા દુઃખ અનુભવે છે. જ્યાં સુધી અહંભાવનું વિસ્મરણ ન થાય, ત્યાં સુધી ધર્મની ગંધ સરખી આવતી નથી. બે અભિમાની મનુષ્યો ભેગા થાય ત્યારે દુર્ગંધ પ્રસરે છે, અને બેઉનાં હૃદય શ્વાનની માફક અદેખાઈથી દુઃખી થાય છે. એમાંથી છૂટવાનો ઉપાય એ છે કે ભકતજનોને જોતાંજ પોતાને ભૂલી જઈ તેમનામાં લીન થઈ જવું, અને સર્વદા દાસત્વનો અંગિકાર કરી ભગવતમાં લીન થવું.

અભિમાન બે જાતનાં છે. એક દીર્ઘ અને બીજું અલ્પ. દીર્ઘ અભિમાની પોતાનેજ કર્તા ભોકતા માને છે, તેથી કોઈનું ભજન કરતો નથી; આ અભિમાન મોટું છે. અલ્પ અભિમાની સંતજનો તરફ ગ્લાનિ રાખે છે. તે કહે છે કે અમુક સંત નીચ કુળના છે, તેથી તેમને કેમ નમાય! વળી સંતજનો પણ આપણી માફક ખાનપાનાદિક વ્યવહાર કરે છે, તેથી તેમના દાસ થવાથી શું ફળ? આવા અલ્પ અભિમાનીના ત્રણ પ્રકાર છે. ૧. અભિમાનની વિશેષતાને લીધે સંતનું ઐશ્વર્ય જાણુતા નથી, અને વિચાર રહિત હોય છે. ૨. સંતજનોની વિશેષતા સમજે છે, પણ દાસત્વ કરી શકતા નથી ૩. સંતજનોને વિશેષ જાણે છે, પણ પોતાની બડાઈ દેખાડે છે. તેથી કોઈનાં યથાર્થ વચનોનો અંગિકાર કરતા નથી. તેઓ પોતાને સ્વામિ સમજે છે. જેમ કોઈ ચક્રવર્તી રાજાનો નોકર રાજાના સિંહાસન પર બેસી પોતાપર ચમર ઢળાવે, તો તે દંડનો અધિકારી થાય છે, તેવીજ ગતિ અભિમાની મનુષ્યની છે.

અભિમાન ઉત્પન્ન થવાનાં ૭ કારણો છે. ૧. વિદ્યા. વિદ્યાનો અભિમાની અભણુને પશુવત સમજી તેમના તરફથી પૂજાની આશા રાખે છે. ૨. તપ અને વૈરાગ્ય. તપસ્વી એમ સમજે છે કે સઘળા જીવો અમારી સેવા કરવાથી કૃતાર્થ થાય છે. ૩. અથવા ગૃહસ્થો માયામાં ડુબેલા છે, અને અમે

મુકત છીએ. એક તપસ્વી એવો શકિતમાન હતો, કે તેના પર હમેશાં વાદળની છાયા રહેતી. તેમની પાસે એક કુકર્મી મનુષ્ય પોતાનાં પાપોથી મુકત થવાની ઈચ્છાથી આવ્યો. તપસ્વીને એમ થયું કે મારા સમાન બીજો કોઇ તપસ્વી નથી, અને આનાં સમાન કોઈ કુકર્મી નથી, તેથી એ મારી સંગતિનો અધિકારી નથી. એમ ધારી તેને પોતાની પાસે બેસવા દીધો નહિ. ઉલટો કઠોર વચનથી તેનો અનાદર કર્યો. જ્યારે તે કુકર્મી લજ્જાવાન અને દીન થઈ ત્યાંથી ચાલવા માડયો, કે તરતજ તે તપસ્વી ઉપરથી મેઘની છાયા દૂર થઈ ગઇ, અને એક મહાપુરૂષને આકાશવાણી સંભળાઇ કે "અમુક તપસ્વીનાં જપ, તપ અભિમાનથી નષ્ટ થયાં છે, અને એક કુકર્મીનાં પાપ શુદ્ધ ભાવનાથી નષ્ટ થયાં છે. આ મારો સંદેશો તે બેઉને પહોંચાડ, કે જેથી તપસ્વીનું અભિમાન અને કુકર્મીની નિરાશા દૂર થાય."

કોઈ પુરૂષનો પગ દૈવયોગે કોઈ તપસ્વીના માથામાં વાગ્યો એટલે તે ક્રોધથી બોલ્યો કે ભગવતની દુહાઈ છે, કે તારી અવજ્ઞા પ્રભુ માફ નહિ કરે. આથી આકાશવાણી થઇ કે તું મારી ક્ષમા અક્ષમાને માટે નિશંક થઈ દુહાઈ દે છે, તેથી તને ક્ષમા નહિ મળે, અને અવજ્ઞા કરનાર પર દયા કરી ક્ષમા કરીશ તાત્પર્ય કે અવજ્ઞા કરનારને શ્રાપ દેવો એ અજ્ઞાન છે. જીજ્ઞાસુ વૈરાગ્યમાં પણ ભય રાખે છે, અને

બુદ્ધિહીન અભિમાન કરી અંતરમાં મલિન રહે છે. અભિમાની તપસ્વી ત્રણ પ્રકારના હોય છે. ૧. હૃદયમાંથી અભિમાન કાઢી શકતા નથી, પણ ઉપરથી દીનતા અને ગરીબીનો અંગિકાર બતાવે છે. ૨. વચનથી પોતાની બડાઈ નથી દેખાડતા, પણ કર્મમાં અભિમાન પ્રગટ દેખાડે છે. જેમકે સર્વથી આગળ ચાલવું, ઊંચા આસન પર બેસવું, કોઈ તરફ દૃષ્ટિ ન કરવી, ભ્રકુટી ચઢાવી રાખવી, વગેરે. ૩. પોતાને મુખે પોતાની સ્તુતિ કરે છે, અને બીજાને હલકા માને છે.

૩. ઉત્તમ કુળ. બ્રાહ્મણ વગેરે જે પોતાને ઉત્તમ કુળવાન માને છે. તે સંત, તસ્પવી, વિદ્વાન વગેરેને પોતાના સેવક સમાન જાણે છે.

૪. સુંદર રૂપ. રૂપ અને શૃંગારની અધિકતા સ્ત્રીઓમાં વિશેષ હોય છે.

૫. ધન. જ્યારે ધનવાન મનુષ્ય કોઈ ઉપર ગુસ્સે થાય છે, ત્યારે એમ કહે છે, કે મારા આગળ તું કોણ માત્ર ? તારા જેવા તો અનેક દાસ મારે ત્યાં છે.

૬. શરીર બળ. નિર્બળને જોઈ આવા પુરૂષો પોતાના બળનું અભિમાન બતાવે છે, અને પ્રસંગ આવે તો તેમને દુઃખ દેવામાં પણ કચાશ રાખતા નથી.

૭. સંબંધી, વિદ્યાર્થી, કે સેવક વધારે હોવાઃ આવા

મનુષ્યો પ્રાણી માત્રને તરણા સમાન ગણે છે, અને ત્રે
નર્કના અધિકારી થાય છે.

અભિમાનનો અંશ પણ આત્મસુખથી વિમુખ કર
છે, તેથી એનો ઉપાય કરવો આવશ્યક છે. પહેલો ઉ
એ છે કે ભગવતને ઓળખવા, અને એમ જાણવું,
મોટાઈ તથા ઐશ્વર્યનો અધિકારી તો માત્ર ઈશ્વરજ
હું તો સર્વથી નીચ, કુટિલ. પરાધિન અને મૂર્ખ છું. આ
સમજવાથી અભિમાનનું મૂળ કપાય છે. વળી એમ વિચા
કે મનુષ્ય રજવિર્યનો બનેલો છે, તેનાથી મલિન બી
શું છે? જ્યારે મનુષ્યની ઉત્પત્તિજ આવી અધમતામાંથી થ
છે, તો પછી એમાં અભિમાન કરવા જેવું શું છે? વળી મ
ષ્ય સર્વ ગુણ અને ઐશ્વર્ય યુકત જન્મ્યો હોય, તોપણ તે
પરાધીનતાનો પાર નથી. ભૂખ, તરસ, ટાઢ, તાપ, દુઃ
ચિંતા આદિ અનેક વિઘ્નો તેને આવે છે. એક ક્ષણ ۱
મનુષ્ય દુઃખ રહિત બની શકતો નથી. તેનામાં કંઇ જાણ
જેટલું, કે પોતાના સંકલ્પો વિસ્મરણ કરવા જેટલું ۱
સામર્થ્ય નથી, એટલુંજ નહિ પણ એક પાન હલાવવા જેટ
પણ તેનામાં શકિત નથી. આવી પરાધીનતા વાળાને અ
માન કરવા જેવું શું રહ્યું? આવા આવા વિચારથી અભિમ
જડમૂળથી જાય છે.

હુસનબરી સંત પોતાની પાછળ કોઇને ચાલવા દે

નહિ; કારણકે આગળ ચાલવાથી મન અસ્થિર તથા અભિમાનિ બને છે.

એક રાજા ભગવતભકત હતો, તેને ઘેર તેનો મિત્ર આવ્યો. તેઓ રાત્રે બેઠા હતા તે વખતે તેલ ખૂટવાથી દીવો બુઝાવાની તૈયારીમાં હતો, એટલે પેલો મિત્ર તેમાં તેલ નાખવા ઊઠયો. એટલે રાજાએ તેને બેસાડી દીધો. ત્યારે મિત્રે કહ્યું કે નોકરને બોલાવું? રાજાએ કહ્યું કે તે સૂતો છે. એમ કહી પોતે તેલ પૂર્યું. મિત્રે કહ્યું કે આપે તસ્દી શા માટે લીધી? રાજાએ કહ્યું કે તસ્દી લીધા પછી પણ હું તેવો ને તેવોજ રહ્યો છું, કંઈ ઘસાઈ ગયો નથી.

અબૂહેરરા સંત રાજ્ય કરતા હતા, તોપણ આજીવિકા માટે લાકડાંના ભારા વેચતા હતા, પરંતુ રાજ્યની આવકમાંથી એક પાઈ પણ વાપરતા નહિ.

અલી નામે સંત રાજધર્મ વિષે સ્થિત રહી નાનો જામો પહેરતા. તેમને કોઈએ પૂછ્યું કે આવી કૃપણતા શા માટે કરો છો? તેમણે કહ્યું કે એથી પણ ચિત્ત પ્રસન્ન રહે છે. નિર્ધન લોકોને જેમ ખરાબ કપડાં પહેરતાં સંકોચ થતો નથી, તેમ મને પણ થતો નથી.

આથી એમ ન સમજવું કે સર્વથા ઉત્તમ વસ્ત્રો પહેરવાથીજ અભિમાન થાય છે. કેટલાક વૈરાગ્યવાન દેખાતા જુનાં વસ્ત્ર પહેરે છે, છતાં તેમનામાં અભિમાન હોય છે. તેથીજ

ઇસા સંતે કહ્યું છે કે હૃદય કોમળ હોય, તો ઉત્તમ વસ્ત્ર પહેરવાથી અભિમાન થતું નથી. એક મહાપુરૂષ પોતાનાં વસ્ત્ર પોતેજ શીવતા હતા, અને એક નોકર જ્યારે કામ કરતાં થાકી જાય, ત્યારે તેનું શરીર ચાંપતા હતા, તેમજ ધનવાન, બાળક, કે વૃદ્ધને જોઈ પ્રથમ પોતેજ પ્રણામ કરતા હતા. તેમને ઊંચ નીચનો ભેદ ન હતો. તેમને કોઇ ભાવ કરી પ્રસાદનું આમંત્રણ કરે તો તે થોડીઘણી વસ્તુ પ્રસન્નતા સાથે સ્વીકારતા.

બીજો ઉપાય એ છે કે પ્રથમ પોતાના અભિમાનનું કારણ જાણવું. ઉત્તમ કુળનું અભિમાન હોય તો એમ વિચારવું કે હું રજવીર્યથી પેદા થયો છું, તેથી અતિ મલિન છું; રૂપનું અભિમાન હોય તો અંદરની મલિનતાનો વિચાર કરવો, કે શરીર મળમૂત્રનું સ્થાન છે, અને વળી રૂપ પણ અસ્થિર–નાશવંત છે; બળનું અભિમાન થાય તો એમ વિચારવું કે સહજ દુ:ખ થતાં અતિ દીન થઇ જવાય છે. માખી મચ્છર, ચાંચડ આદિ પ્રાણીઓ પણ આપણને પજવે છે તો પછી મારૂં બળ તે કોણ માત્ર! ઐશ્વર્યનું અભિમાન થાય તો એમ વિચારવું કે ઐશ્વર્યના સર્વ પદાર્થો અનિત્ય છે અને તે નષ્ટ થતાં પરાધીનતા પ્રાપ્ત થાય છે; વિદ્યા કે તપનું અભિમાન થાય તો એમ વિચારવું કે પરલોકમાં અજ્ઞાની કરતાં મને વધારે શિક્ષા થશે; કારણ કે અજ્ઞાની

જાણ્યા શિવાય ભૂલ કરે છે, અને સમજુ માણસ જાણીને ભૂલ કરે છે, માટે તે વધારે શિક્ષાને પાત્ર થાય છે. વિદ્યા કૃતિમાં ન મૂકે તો તે ભારરૂપ છે. ગર્દભ જેમ પુસ્તકનો ભારજ ઉપાડી જાણે છે, પણ માંહેનું રહસ્ય જાણતો નથી, તેમ વિદ્વાન અહંકાર કરે તો તે ગર્દભ કરતાં કોઇ રીતે વિશેષ નથી. તાત્પર્ય કે વિચારપૂર્વક અભિમાન દૂર કરવું.

વિદ્યા, શુભકર્મ વગેરે ભગવતકૃપાથી પ્રાપ્ત થાય છે, તેથી પોતાને વિશેષ ન સમજતાં તેના દાતા ભગવત તરફ દૃષ્ટિ રાખવી. કોઇ પણ સદ્‌ગુણ પ્રાપ્ત થતાં તે પોતાના પુરૂષાર્થથી પ્રાપ્ત થયો છે, એમ માનવું એજ અભિમાન છે, અને કોઇ પદની ઇચ્છા કરવી, કે પોતાને ઉત્તમ અધિકારી જાણવો એ ભ્રમ છે. જેમ લખવું અને શીવવું કલમ કે સોયને આધીન નથી; કારણ કે બંને જડ અને પરાધીન છે, તેમજ મનુષ્યનો પુરૂષાર્થ મનુષ્યના હાથમાં નથી, પણ તે ભગવતને આધીન છે. માટે કોઇપણ શુભ ગુણની પ્રાપ્તિ થતાં અભિમાન કરવો નહિ, પણ ભગવતનો ઉપકાર માનવો. કોઇ વિદ્વાન હોવા છતાં નિર્ધન હોય, તો તેણે એમ નહિ વિચારવું કે પ્રભુએ અમુક મૂર્ખને આટલું બધું ધન આપ્યું અને મને નિર્ધન કેમ રાખ્યો ? પરંતુ તે વખત એમ ઉપકાર માનવો કે પ્રભુએ દયા કરીને મને વિદ્યારૂપી ધન આપ્યું છે, અને એને તો માત્ર સ્થળ ધનજ આપ્યું છે.

દાઉદ મહાત્માને એમ અહંકાર થયો કે હું આ
રાત ભજન કરૂં છું અને દિવસે વ્રત રાખું છું. ત્યારે આકાશ
વાણી થઈ કે "દાઉદ! તું આવો પુરૂષાર્થ ક્યાંથી પામ્યો
તારા અભિમાનને લીધે હું તને માત્ર એક ક્ષણ મારી સહ
યતાથી દૂર રાખું છું." આ ક્ષણમાંજ તેનાથી એવું પા
થઈ ગયું કે તે જીંદગી પર્યંત તેને સાલ્યા કર્યું.

અયૂબ નામના મહાત્માએ એક વખત ભગવતને ક
કે મહારાજ! તું મારા પર કેટલાંએ વર્ષથી જે કષ્ટ નાં
છે, તે હું ધૈર્યથી સહન કરૂં છુ. એટલે આકાશવાણી થ
કે મારી દયા શિવાય એ ધૈર્ય તારામાં ક્યાંથી આવ્યું
આ સાંભળી અયૂબ ભયભીત થઈ પોતાના માથામાં ધૂ
નાખી બોલ્યા કે "મહારાજ! સર્વ કંઈ તારી દયાથી
બને છે!" જે આ ભેદ સમજે છે, તે અહંકાર કરતો નથ

## [૧૦] ભ્રમ, છળ, અજ્ઞાન.

મનુષ્ય આત્મસુખથી અપ્રાપ્ત રહે છે, તેનું કારણ એ
કે ખરા માર્ગમાં તે ચાલતોજ નથી. તેણે શુભ માર્ગ જાણ્યે
જ નથી. જેને સંતોનાં વચનમાં વિશ્વાસ નથી તે સ્વભાવિક
અજ્ઞાની રહે છે, ભ્રમને લીધે કુમાર્ગે ચાલે છે, અથવા કો
એવો છળ પ્રાપ્ત થાય છે કે તેને શુભમાર્ગથી પાછો પાડે છે

માન, ધનની પ્રીતિ, કામ, ક્રોધ વગેરે મલિન સ્વભાવ
ભગવત માર્ગમાં મોટા પહાડ સમાન છે, તે ઓળંગવા મ

કઠણુ છે. કેટલાક તો એકાદને ઓળંગતા થાકી જઇ અટકી જાય છે. જયાં સુધી એ સર્વ ઓળંગે નહિ, ત્યાં સુધી પરમ-પદ પ્રાપ્ત થતું નથી. જયારે અજ્ઞાન દૂર થાય ત્યારેજ એ વિકટ પહાડો ઓળંગી શકાય છે.

અજ્ઞાન ત્રણુ પ્રકારનું છે. ૧. કેવળ અજ્ઞાન અથવા મૂર્ખતા; એટલે ભલાબુરાને પણુ જાણે નહિ તે. જેમ મુસાફર માર્ગમાંજ ઊંઘી જાય, તેને કોઇ જગાડે નહિ તો તે ઇષ્ટસ્થાને પહોંચી શકતો નથી, તેમ અજ્ઞાની પણ જાગ્યા શિવાય માર્ગમાંજ રખડી મરે છે. ૨. ભ્રમ; એટલે પૂર્વ દિશામાં જવું હોય ને ભૂલથી પશ્ચિમ દિશામાં ચાલ્યો જાય તે. ભ્રમિત મનુષ્યો પોતાના ભ્રમમાર્ગમાં જેટલા વેગથી દોડે છે, તેટલા ઇષ્ટસ્થાનથી દૂર જાય છે. ૩. છળ; એટલે કોઈ યાત્રાળુ ખરાખોટાની કસોટી કર્યા વિના ઘેરથી નાણું લઈ નીકળ્યો હોય, અને તે નાણું ખોટું નીકળવાથી તે તીર્થયાત્રાથી અપ્રાપ્ત રહે, તેવી ગતિ વિવેક અને વૈરાગ્ય વિનાના માણસની થાય છે.

જેને પરલોકનાં સુખદુઃખનું કંઇપણ ભાન ન હોય, તે અજ્ઞાની છે. પરલોકનાં સુખદુઃખની વાત સંતજનોનાં વચનોથી સમજાય છે, અને પૃથ્વીપરના જીવોને જાગ્રત કરવા માટેજ ભગવાને સંતજનોને મોકલ્યા છે. વિદ્વાનોની સંગતિથી દૂર રહેનાર સ્મશાનનાં ભૂત જેવો છે; કારણકે તેને ભગવત

સંબંધી કંઈજ જ્ઞાન હોતું નથી; પરંતુ લોભી અને કામ યુકત પંડિતોની સંગતિ દોષરૂપ છે; કારણકે તેમનાં વચન અચેતતા દૂર થતી નથી. જે પોતે ઘોર નિદ્રામાં પડેલા હો તે બીજાને શી રીતે જગાડી શકે? કેટલાક વિદ્વાનો નાના પ્રકાર ચતુરાઈનાં વચનો કહે છે, પણ કલ્યાણનો ઉપદેશ કરી શક નથી; તેઓ સૂતેલાને જગાડી મદ્યપાન કરાવનાર જેવા

ભગવતની દયાનો ઉપદેશ બે પ્રકારના મનુષ્યે કલ્યાણકારી થાય છે. ૧. અધિક પાપ કરીને જે નિર થયો હોય, અને નિરાશાથી પાપનો ત્યાગ કરવા ઈચ્છ હોય. ૨. જેના ઉપર ભયની અધિક પ્રબળતા હોય, તે ઉપવાસ અને જાગ્રણ કરી પોતાને નષ્ટ કરવા ઈચ્છતો હો આ બંનેને ભગવતની દયાની પ્રતીતિ આવી શકે છે.

જેનાં વચન ધર્મની મર્યાદાનુસાર હોય, પણ કૃ ઊલટાં હોય તેના ઉપદેશની કંઈ અસર થતી નથી. જે કોઇ મિઠાઈવાળો મિઠાઈના ખુમચામાંથી ખાતો જાય, અ બીજાને કહે કે એમાં વિષ છે માટે ખાશો નહિ, તો તે વચનમાં કોઇને ભરોસો પડતો નથી, તેમ તૃષ્ણાવાન પંડિતો વચનથી માયાની પ્રીતિ દૂર થતી નથી.

ભ્રમ પાંચ પ્રકારનો છે. ૧. પરલોકને માનવોજ ના જેમ ઘાસ સુકાઇ જાય છે, અને દીવો હોલવાઇ જાય છે, ર

મનુષ્ય મૃત્યુ પામી નષ્ઠ થઈ જાય છે, પણ તેને મૃત્યુ પછી અન્ય સ્થળે જવાનું છેજ નહિ એમ માનવું તે.

૨. પરલોકની કઇંક પ્રતીતિ ખરી, પણ એમ માનેકે પરલોકની વાત સમજવી મુશ્કેલ છે. સંસારનાં સુખ પ્રગટ છે, અને પરલોકનાં સુખદુઃખ કોઈ પ્રગટ બતાવે એમ નથી, એમ માનવું તે.

૩. પર લોકને સત્ય જાણે છતાં એમ કહે કે આ લોકનું સુખ રોકડ જેવું છે, અને પરલોકનું સુખ તો ઉધાર જેવું છે, માટે ઉધાર કરતાં રોકડ વિશેષ છે; પરંતુ તેણે એમ જાણવું જોઇએ કે બંને સરખી કિંમતનાં હોય તોજ રોકડ વિશેષ ગણાય; પણ આ તો પરલોકનું સુખ ઐહિક સુખો કરતાં અનેકગણું છે, પણ ભ્રમને લીધે આ વાત ગળે ઉતરતી નથી.

૪. પરલોકનું સુખ ખરૂં માને છે, છતાં આ લોકની સંપત્તિથી અધિક પ્રસન્ન થાય છે, અને એમ માને છે કે ભગવત જેમ અહીં સુખ આપે છે, તેમ ત્યાં પણ સુખજ આપશે; પરંતુ તેણે એમ સમજવું કે જેમ કોઈ મનુષ્ય પોતાના પુત્રને ઉત્તમ ગુણવાન બનાવવા વારંવાર શિક્ષા કરે, અને નોકરને કંઈ પણ કહે નહિ; તેથી નોકર જો જાણે કે હું મારા શેઠને તેમના પુત્ર કરતાં પણ અધિક પ્રીય છું, તો તે તેની મૂર્ખાઇ છે; તેમ ભગવત પોતાના ભક્તોને માયાના

ભોગથી દૂર રાખે છે, અને મનમુખી જીવોને અધિક ભોગ આપે છે, તેથી તેણે ભગવતની કૃપા માનવી નહિ. સંતજને તો દુઃખ પડે ત્યારેજ ભગવતની પૂર્ણ કૃપા માને છે.

૫. કેટલાક એમ માને છે કે ભગવત પરમ દયાળુ છે, તેનામાં કૃપણુતાનો અંશ પણ નથી, તેથી તે અમારા કર્મ તરફ નહિજ જુએ; પણ આમ માનનાર મૂર્ખ એમ નથી સમજતો કે પ્રભુ આ પૃથ્વીપર એક દાણો રોપનારને હજાર દાણા ઉત્પન્ન કરી આપે છે, એથી વધુ કૃપા કેટલી હોય? સાધન કરવાથી જીવને અવિનાશી પદ પ્રાપ્ત થાય છે એજ ભગવતકૃપાની અવધિ છે. બીજ રોપ્યા શિવાયજ નાનાપ્રકારનાં ફળ ઉત્પન્ન થતાં હોય, તો ઉદ્યમ કોણ કરે જેમ ગૃહસ્થાશ્રમ વિના સંતાનની પ્રાપ્તિ અસંભવિત છે તેમ સાધન કર્યા વિના કાર્યસિધ્ધ અસંભવિત છે. માટે વિધિયુકત ઉદ્યમ કરે અને વિઘ્નોથી રક્ષા થવા ભગવતની પ્રાર્થના કરે તેજ બુધ્ધિવાન છે.

ઘણા મનુષ્યો કર્મની શુધ્ધતા કે અશુધ્ધતા જાણ્ય વગર પોતાનાં કર્મને નિર્વિઘ્ન માની ખુશ થાય છે, અને વિઘ્નથી નિર્ભય રહે છે, તે ભ્રમિત છે એમ જાણવું; કારણ કે તેનામાં વિવેક નહિ હોવાથી કર્મની સ્થૂળતાથી ભ્રમિત થયા છે.

છળ એટલા બધા છે કે હજારમાં એકાદ પુરૂષ ભાગ્યેજ નિર્વિઘ્ન રહી શકે છે. વિદ્વાન, અતીત, તપસ્વી, અને ધનવાન એ ચાર પ્રકારના લોક જુદી જુદી રીતે છળમાં સપડાય છે.

વિદ્વાન પોતાનું સર્વ આયુષ્ય વિદ્યા પ્રાપ્ત કરવામાંજ પૂરૂં કરે છે, પણ ઇંદ્રિયોને પાપકર્મથી રોકવા પ્રયત્ન કરતો નથી. તે એમ માને છે કે વિદ્યાથીજ મને પરલોકમાં સુખ મળશે; પરંતુ એ ભૂલ છે. જેમ રોગી મનુષ્ય રાતદિવસ વૈદકના ગ્રંથોનોજ અભ્યાસ કરે, અને ઔષધિનું સેવન ન કરે, તો તેનો રોગ દૂર થતો નથી; તેમ વિદ્યા ભણવા માત્રથી પરલોકનું દુઃખ મટતું નથી. વૈરાગ્ય વિનાનો પંડિત ગર્દભ સમાન છે. પ્રભુ કહે છે કે સર્વદા મનુષ્યના હૃદય તરફ જોઉં છું, કૃતિ તરફ જોતો નથી; માટે વિદ્વાન થઇ માત્ર સ્થૂળ કૃતિજ કરે, અને માન, ઇર્ષ્યા, અભિમાન વગેરે દૂર ન કરે, તો તે પરમ પદનો અધિકારી થઇ શકેજ નહિ.

તપસ્વી શરીરની શુધ્ધતામાંજ સઘળો વખત ગુમાવે છે, તેથી ભજનથી વિમુખ રહ્યા જાય છે. તે જો કોઇને સ્થૂળ શુધ્ધતા રહિત દેખે તો તેને કઠોર વચન કહે છે, એ મૂર્ખતા છે. તે પોતાને પવિત્ર માને છે. સંતજનોના મત પ્રમાણે તો તે મહાભ્રષ્ટ છે. સંતજનો સ્નાનાદિક ક્રિયામાં આસકત થતા નથી, પણ શુધ્ધ જીવન ગાળવા અધિક યત્ન કરે છે; પરંતુ તપસ્વી તો વ્રત અને તીર્થાટનમાં

અધિક પુરૂષાર્થ કરે છે, ઇંદ્રિયોને પાપ કર્મથી વર્જીત કરતા નથી, અને સર્વદા પુજાવાની આશા રાખે છે. વળી કેટલાક ખાન, પાન, વસ્ત્રાદિકનો સંયમ કરે છે, પણ માનનો ત્યાગ નથી કરી શકતા, તેથી અભિમાન, ઈર્ષ્યા અને દંભમાં આસકત બને છે; પરંતુ એમ નથી જાણતા કે સર્વ તપનું મૂળ હૃદયની કોમળતા છે.

ઉત્તમ અતીતનાં ત્રણ લક્ષણ હોય છે. ૧. પોતાનું મન જીતી ભોગવાસનાથી વિરકત રહે છે. જેમ કોઈ રાજા શત્રુને જીતી વશ કરે, ત્યારે તેની પ્રજા અને સૈન્ય સ્વાભાવિક રીતે આધીન થાય છે, તેમ વિચારની મર્યાદાથી ભોગવાસનાની પ્રબળતા સ્વાધીન થાય છે. ૨. જેના ચિત્ત ઉપર ઈંદ્રિયગ્રાહ્ય અને સંકલ્પગ્રાહ્ય પદાર્થોની સત્તા તે. ૩. જેનું ચિત્ત ભગવત સ્વરૂપમાં લીન હોય, અને દિશા, સ્થાન કે અહંકારનું સ્ફૂરણ ન રહે તે. આ અવસ્થા વચનથી અગોચર છે; પણ જીવને સમજાવવા તેને જીવબ્રહ્મની ઐકયતા કહી છે. જેની બુધ્ધિ દૃઢ નથી, તેને આ વચન સમજાતાં નથી. આ આનંદ અનુભવથીજ ઓળખાય છે. આ અવસ્થા ઉત્તમ અતીતની છે; પણ વેષધારી અતીત તો માત્ર સૂક્ષ્મ વચનો બોલી પોતાને સ્થિર ચિત્તવાળા જણાવે છે, અને જે મેળવવાનું છે, તે મેળવ્યું છે એમ ધારીને નીચું માથું કરી આસનપર બેસી રહે છે, પણ વૃધ્ધ સ્ત્રી જેમ સિપાઇનો પોશાક પહેરવાથી

સંગ્રામ કરી શકતી નથી, ઉલટી કપટ બહાર પડતાં શિક્ષાને પાત્ર થાય છે, તેવી દશા વેશધારી અતીતની જાણવી. કેટલાક મનુષ્યો એવા નીચ હોય. છે કે સ્થૂળવેષ અને સંયમ પણ કરી શકતા નથી. માત્ર એમજ સમજે છે કે રંગીત વસ્ત્ર પહેરવાં એજ વૈરાગ્ય છે. વળી કેટલાક મંદ બુદ્ધિવાળા એમ પણ કહે છે કે અમારૂં મન વિષયવાસનાથી મુકત છે, તેથી અમારામાં પાપનો પ્રવેશ થાયજ નહિ. તેઓ તપસ્વીને જોઇ એમ કહે છે કે આ વ્યર્થ કષ્ટ કરે છે, અને વિદ્વાનને જોઇ એમ કહે છે કે આ પ્રશ્નોત્તરમાંજ ગુંથાયલા છે, યથાર્થ સમજતા નથી. આવું કહેવાવાળા રાજદંડના અધિકારી છે.

ધનવાન પણ અનેક પ્રકારે છળાય છે. ૧. કેટલાક પાપથીજ ધન મેળવે છે. પછી તે ધનથી તળાવ, કુવા વગેરે બંધાવે, તો પણ તેનું પાપ મટતું નથી. ૨. કેટલાક શુધ્ધ વ્યહારથી ધન પેદા કરે છે, અને નાનાપ્રકારનાં ધર્મસ્થાન બંધાવવામાં તેનો ઉપયોગ કરે છે, પરંતુ માનને લીધે તે સ્થાનપર પોતાનું નામ કોતરાવે છે. તે એમ નથી જાણતા કે ભગવત અંતર્યામી છે, તો પછી નામ કોતરાવવાથી શું ? ૩. કેટલાક ધર્મસ્થાન બંધાવી તેમાં નાનાપ્રકારનાં ચિત્રો વગેરેથી શોભા કરે છે, આવી શોભાથી ચિત્ત ચપળ થાય છે, તેથી તેનો નિષેધ છે. ભજનના સ્થાવમાં ચિત્ત ચપળ થાય તો તે ભજનના સ્થાનને ઉજ્જડ કર્યા બરાબર છે. ૪. કેટલાક

પોતાને ઉદાર જણાવવા સદાવ્રત બાંધી અતીતોને પોતાના સ્થાનપર એકત્ર કરે છે. તે એમ માને છે કે આમ કરવાથી નગરમાં મારી ઉદારતાની ખ્યાતિ પ્રસરે. પણ એ માન અને દંભનો છળ છે; કારણકે એવા મનુષ્યો ઘરખૂણે ભૂખ્યાને એક રોટલી પણ આપી શકતા નથી.

બશારહાફી સંત પાસે એક ગૃહસ્થ આવી કહેવા લાગ્યા કે મારી પાસે હજાર રૂપીઆ છે, તે હું તીર્થક્ષેત્રોમાં વાપરવા ધારૂં છું. સંતે કહ્યું કે તીર્થયાત્રા ભગવતની પ્રસન્નતા માટે કરો છો કે તમાશા જોવા માટે ? તેણે કહ્યું કે ભગવતની પ્રસન્નતા નિમિત્તે. ત્યારે સંતે કહ્યું કે કોઈ ધનહીન કુટુંબને એ ધન આપી દે. તેનો આશીર્વાદ સહસ્ર તીર્થના ફળથી વિશેષ ફળદાયી નીવડશે.

આ પ્રમાણે મનના છળ અને ભજનનાં વિઘ્નોને સારી રીતે ઓળખે, તો ભગવાન તરફ પ્રબળ પ્રીતિ ઉત્પન્ન થાય.



# પ્રકરણ ૪.

## [ ૧ ] ત્યાગ વર્ણન.



જીજ્ઞાસુએ આદિ અવસ્થામાં પાપનો ત્યાગ કરવાનો છે. ભગવતે આદિ અવસ્થામાં મનુષ્ય પર ભોગો પ્રેર્યા છે. એ ભોગની બુદ્ધિ કિશોર અવસ્થામાં પ્રગટે છે. બાલ્યાવસ્થામાં હૃદયરૂપી કિલ્લાને ભોગરૂપી સૈન્ય ઘેરી લે છે, અને મનનો સ્વભાવ પોતાની સાથે મેળવી લે છે; પણ જ્યારે નિર્મળ બુદ્ધિ પ્રગટે છે, ત્યારે ભોગના ત્યાગની અને પુરૂષાર્થની અપેક્ષા થાય છે. જીજ્ઞાસુના ચિત્તમાં જ્યારે ધર્મનો પ્રકાશ પ્રગટે છે, ત્યારે તે પાપને હળાહળ વિષ સમાન જાણે છે, અને એ વિષનો બહુ અંગિકાર કર્યો છે, એમ જાણી ભયભીત થઇ પશ્ચાત્તાપ કરે છે. એ પશ્ચાત્તાપ રૂપી અગ્નિમાં ભોગવાસના ભસ્મીભૂત થાય છે, એટલે રાજસ અને તામસ ગુણોનો ત્યાગ થઈ સાત્વિક ગુણ પ્રગટ થાય છે, તાત્પર્ય કે ત્યાગનું રૂપ ભય છે, એનું મૂળ ધર્મનો પ્રકાશ છે, પાપોનો પશ્ચાત્તાપ એ શાખા છે, અને ઇંદ્રિયોને પાપથી રોકી ભગવતભજનમાં સાવધાન થવું એ ફળ છે.

પ્રથમ ભગવતપરની પ્રતીતિની હીનતાનો ત્યાગ કરી ધર્મના અર્થને સારી રીતે જાણવો. આ જાણવું એકલી

વિદ્યાથી થતું નથી, પણ સર્વ કર્મ વિષે ધર્મ અને વિચારની મર્યાદાનુસાર વર્તે, સંતજનોની આજ્ઞાને પ્રેમપૂર્વક વધાવી લે, અને મનની વાસનાઓનો આજ્ઞાધીન ન થાય, ત્યારે બને છે. મલિન કૃતિ કરનારની ભગવતમાં દૃઢ પ્રતીતિ થતી નથી. જ્યારે ભોગોની પ્રીતિમાં બંધાઇ જાય, અને વાસનામાં બુદ્ધિનો પ્રકાશ છુપાઈ જાય, ત્યારે પાપનો અંગિકાર થાય છે; તેથી સ્વભાવને સંપૂર્ણ વશ કરવો જોઇએ. આ સાધન મોટા પુરૂપાર્થથી સિધ્ધ થાય છે. ત્યાર પછી વ્યર્થ ચિંતવન અને મનના સંકલ્પનો ત્યાગ કરવાનો છે. એક ક્ષણ પણ ભગવતને વિસારવા, એ સર્વ વિઘ્નોનું મૂળ છે, માટે સર્વદા ભજનમાંજ લીન રહેવું. ભજન સ્થૂળ અને સૂક્ષ્મ બે પ્રકારનાં છે, તેમાં સ્થૂળતાનો ત્યાગ કરી સૂક્ષ્મ ભજનમાં પ્રવૃત્ત રહેવું. સૂક્ષ્મથી અધિક સૂક્ષ્મ, તેથી અધિક સૂક્ષ્મ, એમ દિનપ્રતિદિન આગળ વધતા રહેવું, પણ સ્થાન પર અટકી ન જવું. ઉત્તમ પદનો ત્યાગ કરી નીચ પદ પર અટકી રહેવું, એમાં હાનિ છે; કારણકે પૂર્ણ પદના માર્ગ જેટલાં સ્થાન છે, તેટલાનો ત્યાગ કરવો એજ પ્રેમની દૃઢતા છે. એક મહાપુરૂપ કહેતા હતા કે "એક દિવસમાં હું સત્તર વખત પ્રભુને ભૂલી જતો, અને ભૂલ જણાતાં તે અવસ્થાનો ત્યાગ કરી પ્રભુ પાસે દીન બની જતો" એનો અર્થ એ છે કે એમની અવસ્થા ક્ષણુક્ષણુ વિષે વધતી જતી હતી,

તેથી બીજા પદપર પહોંચતાં પ્રથમ પદપર રોકાતા તેને ભૂલ માનતા હતા. આથી જીજ્ઞાસુની આદિ અવસ્થાનાં શુભકર્મ ને જ્ઞાની પાપરૂપ માને છે.

એક મહાપુરૂષને કોઈએ પૂછયું કે તમે તો નિષ્પાપ છો, છતાં નિદ્રા અને આહારનો આટલો બધો સંયમ શા માટે રાખો છો? ત્યારે તેમણે કહ્યું કે મારા ભાઈ પરમ પુરૂષાર્થ કરી મારા કરતાં ઉત્તમ અવસ્થાએ પહોંચ્યા છે. તેથી હું સંસારનાં સુખોમાં આસકત બની પાછળ ન રહી જાઉં તેટલા માટે સંયમથી વર્તું છું. એ ઉપર એક દૃષ્ટાંત છે કેઃ—એક સંત માથા નીચે પત્થર મૂકી સૂતા હતા. મનુષ્યનું રૂપ લઇ માયા ત્યાં આવી, અને કહેવા લાગી કે હે સંત! તમે માયાનો ત્યાગ કરી પશ્ચાતાપ કરો છો કે શું? કારણકે તે શિવાય પત્થર માથા નીચે મૂકી સુખે નિદ્રા કેમ ઇચ્છો? એ સાંભળી તેમણે કહ્યું કે માયાના સુખની સાથે પત્થર પણ તું લે. એમ કહી પત્થર તેના તરફ ફેંકી દીધો.

એક સંત કહે છે કે જ્યારે મનુષ્ય કોઇ પદાર્થ તરફ પ્રીતિથી જુએ છે, ત્યારે તે પોતાનો તેટલો સમય વ્યર્થ ગુમાવે છે, અને તે પ્રીતિ અંતકાળમાં એને પશ્ચાત્તાપના કારણરૂપ બને છે, છતાં આશ્ચર્ય છે, કે વ્યતીત થયેલા

સમયની માફક પોતાનું આખું આયુષ્ય વ્યર્થ ગુમાવે છે! ખરૂં જોતાં તો આયુષ્ય અમૂલ્ય છે, અને એનાથીજ પરમ પદની પ્રાપ્તિ થાય છે, માટે તે વ્યર્થ જતાં રૂદન કરવું જોઇએ.

યુકિતપૂર્વક ત્યાગ થાય; તો તે ત્યાગને ભગવત અવશ્ય કબુલ કરે છે. જીવ સાથે દેહનો સંબંધ તથા ભગવત સાથે જીવનો સંબંધ જે બરાબર સમજે છે, તે જાણે છે, કે ભોગ અને પાપ આવરણ કરનાર છે, અને તેનો ત્યાગ કરવાથીજ ભગવતની સમીપ જવાય છે. ભોગ અને પાપ દૂર થતાંજ હૃદય દર્પણ જેવું નિર્મળ થાય છે, અને તેમાં પ્રભુના શુધ્ધ સ્વરૂપનું પ્રતિબિંબ પડે છે. પાપકર્મથી એ દર્પણ મલિન થઈ જાય છે. હૃદયમાં રજ-તમરૂપી અંધકાર અને સાત્વિક પ્રકાશ સર્વદા વર્તમાન હોય છે; પરંતુ પાપનો ત્યાગ થાય ત્યારેજ અંધકાર નષ્ટ થઈ સાત્વિક પ્રકાશ પૂર્ણપણે પ્રકાશે છે. જેનું ચિત્ત પાપથી એટલું બધું મલિન થયું હોય, કે પોતાને પોતાનાં કર્મ બુરાં લાગે નહિ, તેનાથી કોઈ કાળે પણ પાપનો ત્યાગ થઈ શકતો નથી. વસ્ત્ર ધોવાની વાતો માત્ર કરવાથી તે સ્વચ્છ થતાં નથી. તેને તો સ્વચ્છ પાણી અને ક્ષારથી ધોવાંજ જોઈએ. એવોજ ઉપાય હૃદય માટે પણ સમજવો.

મહાપુરૂષો કહે છે કે કંઇ પાપ થઇ જાય, તો પછી શીઘ્ર શુભકર્મ કરવું, કે જેથી પાપની બુરાઈ નષ્ટ થાય.

કોઈનાં ઘણાં પાપ થઈ ગયાં હોય, છતાં તે ભગવતનો ભય લાવી તેનો ત્યાગ કરે તો પ્રભુ તેના ત્યાગને કબુલ કરે છે.

કેટલીક વખતે પાપના સંબંધથી પણ મનુષ્ય પરમ પદનો અધિકારી થાય છે. જેમકે પ્રથમ કોઈ સંતપુરૂષની અવજ્ઞા કરે, પણ પછી તેમના ભયથી સર્વદા તેમનો અશ્રિત બની, નીચ વૃત્તિઓનો ત્યાગ કરી પરમ પદનો અધિકારી બને છે. જેમ જળના સંયોગથી મેલ કપાય છે, તેમ શુભકર્મોથી અશુભ કર્મોનાં પાપ નાશ પામે છે.

પાપ બે જાતનાં છે. એક લઘુ અને બીજું દીર્ઘ. કદાચ લઘુ પાપ થઈ જાય, પણ પછી તેમાં અધિક ન વિચરે, અને તેનો ત્યાગ કરે, તો તે પાપની ક્ષમા મળે છે. સંતજનો કહે છે કે દીર્ઘ પાપનો ત્યાગ કરનારનાં લઘુ પાપો માફ થાય છે.

દીર્ઘ પાપ નીચે પ્રમાણે છે. ૧. ભગવતની અને પરલોકની પ્રતીતિ ન કરવી, ૨. ભગવતની દયાની અવજ્ઞા કરવી. ૩. પાપને દોષ દૃષ્ટિથી ન જોવા. ૪. પોતે પાપ કરતો હોય છતાં નિષ્પાપ જાણીને નિડર રહે. આ ચાર મનનાં દીર્ઘ પાપ છે.

રસનાથી ચાર પ્રકારના દીર્ઘ પાપ થાય છે. ૧. જુઠી સાક્ષી પૂરવી. ૨. લોભ માટે જુઠી દુહાઇ આપી કોઈને

દુઃખ દેવું. ૩. મંત્ર જંત્રના પ્રયોગથી કોઇને દુઃખ દેવું. ૪. પારકી નિંદા કરવી.

બે દીર્ઘ પાપ ઉદર વિષે છે. ૧. નિષિધ્ધ અને કઠોર આહાર કરવો. ૨. અનાથોનો છળ કરી પોતાની આજીવિકા ચલાવવી.

હાથનાં બે દીર્ઘ પાપ છે. ૧. પારકાનો ઘાત કરવો. ૨. ચોરી કરવી. કામેન્દ્રિય વિષે વ્યભિચાર એ દીર્ઘપાપ છે.

લઘુ પાપની ક્ષમા મળે છે ખરી, પણ કેટલાંક કારણથી લઘુ પાપ પણ દીર્ઘ બની જાય છે. તે કારણો નીચે પ્રમાણેઃ—

૧. જે સ્વભાવ ચીરકાળ પર્યંત દ્દઢ થાય, તે વૃદ્ધિ પામે છે. જેમકે સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરવા, અથવા સ્વરૂપવાન સ્ત્રીઓને મુખે ગાન સાંભળવું, વગેરે દ્દઢ થઈ જાય તો તે પરિણામે વૃધ્ધિ પામે છે, અને તેથી રજોગુણ પ્રબળ થઈ આખરે તમોગુણ ઉત્પન્ન થાય છે. જેમ સદૈવ ભજન કરવાથી હૃદય ઉજવળ થાય છે, તેમ પ્રતિદિન પાપ કરવાથીજ હૃદય મલિન બને છે. જેમ પત્થર પર શનૈઃ શનૈઃ જળનું ટીપું પડવાથી તેમાં ખાડો પડી જાય છે, પણ એકી વખતે સામટું જળ પડી ચાલ્યું જાય તેની કશી અસર થતી નથી, તેમ હમેશના! પાપ કર્મ કે પુણ્ય કર્મની અસર હૃદય પર થાય છે.

૨. પોતાના પાપને થોડું જાણવાથી તે દીર્ઘ થાય છે, અને લઘુ પાપને પણ દીર્ઘ જાણે તો પરિણામે તેનો ત્યાગ થઈ જાય છે. મોટાં પાપને પણ અલ્પ જાણવાં, એ ભોગોની અધિક પ્રીતિને લીધે થાય છે, તેથી સંતજનો કહે છે કે જીજ્ઞાસુએ કિંચિત્ પાપને પણ મોટા પર્વત સમાન ગણવું.

૩. પાપ કર્મ કરી પ્રસન્ન થાય તો પાપ વધે છે. જેમકે કોઈ મૂર્ખ એમ ખૂશ થાય, કે મેં છળ કરી અમુકનું ધન કેવું હરી લીધું ? અથવા અમુકને સભામાં કેવો હલકો પાડયો ?

૪. જેનાં પાપ જગતમાં પ્રસિદ્ધ ન થાય, અને તેથી એમ જાણે કે મારા ઉપર ભગવાનની ઘણી દયા છે, એમ સમજી તે પાપકર્મનો ત્યાગ ન કરે, તો તે પાપમાંથી કદી છૂટી શકતો નથી.

૫. કોઇ વિદ્વાનને પાપ કરતો જોઈ પોતે એમ સમજે કે આ વિદ્વાન થઈ આવું કાર્ય કરે છે, તો મને શું હરકત છે ? આથી તેનાં પાપ વધે છે.

એક વિદ્વાન કોઈ પાપ કર્મમાં આસકત હતો, પછી તેનો ત્યાગ કર્યો, ત્યારે આકાશવાણી થઇ કે તારૂં પાપ હું ક્ષમા કરૂં છું, પણ તારૂં જોઈ કેટલાએ મનુષ્ય પાપમાં

વર્ત્યાં છે, અને તે તેમાં પ્રતિદિન વધતાજ જાય છે, તેમનાં પાપ તું શી રીતે માફ કરાવીશ? આથીજ સંતજ કહે છે કે સામાન્ય મનુષ્ય કરતાં વિદ્વાનોનું પાપ સ ગણું વધી જાય છે, માટે તેઓએ પાપ કર્મ ન ઃ તેટલા માટે ઘણા સાવચેત રહેવું.

પાપથી ત્રાસ પામવું એ ત્યાગનું મૂળ છે, ઃ સાત્વિક શ્રધ્ધા એ તેનું ફળ છે. ત્યાગનું લક્ષણ એ છે પોતાના પાપને જોઇ, હમેશાં દીન ચિત્ત રાખી, શોક રહી ભજન કરતા રહેવું. જેને પોતાનું મૃત્યુ નજીક જણ તે પશ્ચાત્તાપ અને રૂદન રહિત કઇ પળે હોઇ શકે? લોભી વૈદ્ય વધારે પૈસા કઢાવવા કોઈને એમ કહે કે રોગથી તારો પુત્ર મૃત્યુ પામશે, ત્યારે તેને કેવી પ્ર ચિન્તા ઉત્પન્ન થાય છે? તો બુદ્ધિનો નાશ પુત્રના મૃત પણ વિશેષ છે, અને સંત જનોનાં વચન સંશય રો છે, તેથી એવાં વચન સાંભળી જો ત્રાસ ન થાય જાણવું કે પ્રતીતિ દૃઢ થઈ નથી, અથવા પાપનાં બરાબર સમજાયાં નથી; માટે જીજ્ઞાસુએ સર્વ પા ભગવતનો કોપ અવશ્ય યાદ રાખવો, અને નીચેના નિ પ્રમાણે વર્તવું.

૧. સર્વ પાપથી વિરક્ત થઇ કર્તવ્યમાં સાવધ થ

૨. ભવિષ્યમાં પાપ નહિ કરવાનો નિશ્ચય કરી, ભગવતને અંતર્યામી જાણી, ત્યાગના નિર્વાહની ઉત્કંઠા રાખવી. જ્યાં સુધી સર્વ ભોગની અભિલાષાથી વિરકત ન થવાય, ત્યાં સુધી સંપૂર્ણ ત્યાગ ન કહેવાય, માટે મન ઉપર કોઈ ભોગની પ્રબળતા હોય, તો અનેક વાર પ્રયત્ન કરી તેનો ત્યાગ કરવો.

૩. વ્યતીત થયેલાં પાપના પુરશ્ચરણમાં સાવધાન રહેવું. તપ, ભજન અને દાનથી પાપનું પુરશ્ચરણ થાય છે. જેમકે અધિક બોલાયું હોય, તો મૌન રહેવું; અશુભ દૃષ્ટિ થઈ હોય, તો નેત્ર બંધ રાખવાં. એવી રીતે વિપર્યય ભાવ અગિંકાર કરવો. જો આ પ્રમાણે પાપનું પુરશ્ચરણ ન થઈ શકે તો વૈરાગ્ય અને ભગવત ભજન વિષે અધિક દ્રઢ થવું, પાપકર્મોનો ત્યાગ કરી તેનાં દુઃખથી અધિક ભયભીત થવું, અને ભગવતની દયાની આશા રાખી યથાશક્તિ દાન કરવું, તથા સાધુ સંગતમાં સ્થિત થવું, એટલે પાપની ક્ષીણતા થશે. ભય અને પ્રીતિ વિના મુખેથી એકલું ત્રાહિ ત્રાહિ કરવાથી કંઈ લાભ થતો નથી. એક જીજ્ઞાસુએ સંતને પૂછ્યું, કે હું મુખેથી રામનામ ઉચ્ચારૂં છું, પણ મન તેમાં લીન થતું નથી, તેનું કેમ ? સંતે કહ્યું કે ભગવતનો ઉપકાર માન કે એક ઇંદ્રિય તો શુભમાર્ગમાં લાગી છે. ધીમે ધીમે રામજીની કૃપાથી મન પણ એ તરફ વળશે.

મન એવું કપટી છે કે જ્યારે જીજ્ઞાસુ ભજનમાં સ્થિત થાય, ત્યારે તેને એમ સમજાવે છે, કે હૃદયની લીનતા શિવાય રામનામ લેવું મિથ્યા છે; પરંતુ જે ઉત્તમ જીજ્ઞાસુ છે, તે મનને ઉપદેશ કરે છે, કે તેં કહ્યું તે સત્ય છે, માટે હવે હૃદય લીન કરીશ. મધ્યમ મનુષ્યો એમ કહે છે કે વાદવિવાદ, આળસ અને નિદ્રામાં વખત કાઢવા કરતાં રામનામ લેવું સારૂં છે; અને કનિષ્ટ મનુષ્યો એમ માને છે કે મન ભજનમાં પરોવાતુ નથી, તો જીભેથી માત્ર રામનામ લેવાનું શું ફળ છે? એમ કહી ભજનનો ત્યાગ કરે છે. આવા મનુષ્યો પરમ ભાગ્યહીન છે.

નીચેનાં કારણોથી ત્યાગવૃત્તિ ઉત્પન્ન થતી નથી. ૧. પરલોકની પ્રતીતિ ન હોય, અથવા સંશયવાન હોય. ૨. ભોગની અધિક પ્રબળતા હોય. જે ઐહિક સુખમાંજ ઘેરાયલા હોય, તેમને પરલોકનું દુઃખ યાદ આવતું નથી. ૩. ભોગ પ્રત્યક્ષ દેખાય છે, અને પરલોકને ઉધાર જેવા જાણે છે. ૪. ત્યાગની ઇચ્છા હોય, પણ અચેતપણાને લીધે ઢીલો રહે, તથા ભોગ પ્રાપ્ત થતાં એમ ધારે કે હમણાં તો આ ભોગવી લઉં, ત્યાગને માટે પછી થઇ રહેશે. ૫. ભગવતને દયાળુ જાણી એમ માની લે, કે તે મને ક્ષમા કરશે.

જે ભોગને રોકડ અને પરલોકને ઉધાર જાણતો હોય, તેણે એમ વિચારવું, કે મૃત્યુ સમયે પરલોક રોકડ

બની જશે, અને વળી એમ જાણવું કે ભોગમાંથી છૂટવાનું સામર્થ્ય નથી, તો પછી પરલોકનાં દુઃખ શી રીતે સહન થશે ? જે પાપના ત્યાગમાં ઢીલો હોય, તેણે એમ વિચારવું કે અચાનક મૃત્યુ આવશે, ત્યારે ત્યાગ કયે વખતે બનશે, અને ત્યાગ તો જ્યારે કરવો પડશે ત્યારે કડણજ લાગશે; માટે પુરૂષાર્થ કરી તરતજ ત્યાગી બનવું. બાવળના વૃક્ષને તરતજ ઉખેડવું સારૂં છે, કારણ કે વધી ગયા પછી તે ઉખેડવું ઘાણું અઘરૂં પડે છે, તેવુંજ ત્યાગને માટે સમજવું. જેમ ઉંમર વધતી જાય છે, તેમ ભોગોનું બળ વધતું જાય છે, અને ત્યાગ વૃત્તિ ક્ષીણ થતી જાય છે, માટે પુરૂષાર્થ શીઘ્ર કરી લેવો. ત્યાગ માટે માત્ર ભગવત કૃપા ઉપર આધાર રાખી બેસી રહેવું, તે સર્વસ્વ લુંટાવી દઈ વનમાં જઈ ત્યાં અકસ્માત ધન પ્રાપ્તિની આશા રાખવા જેવું મુર્ખાઈ ભરેલું છે; માટે પ્રથમ દીર્ઘ પાપનો ત્યાગ કરી પછી સર્વથા નિષ્પાપ બની રહેવું. એ પ્રમાણે ક્રમે ક્રમે ત્યાગના માર્ગમાં પ્રયાણ કરવાથી ઉત્તમ ત્યાગ સાધી શકાય છે.

## [ ૨. ] સંતોષ.

જો કે ધર્મનું મૂળ ત્યાગ છે, પણ તે સંતોષ વિના સાધ્ય થતો નથી. તેથીજ મહાપુરૂષો કહે છે કે સંતોષ એ અર્ધો ત્યાગ છે. સઘળાં ઉત્તમ પદ સંતોષથી પ્રાપ્ત

થાય છે. પ્રભુ કહે છે કે "હું સંતોષીની નજીકમાં વસું છું, અને મારી સહાયતા તથા દયા તેના પર મોકલું છું." વ્રત તપ ન કરે છતાં સંતોષી નિર્ભય છે.

સંતોષ એ મનુષ્ય સ્વભાવ છે, પશુમાં એ ગુણ નથી. ભોગમાત્ર પરિણામે નાશવંત, અને ચિરકાળ પર્યંત પરમદુઃખ ભોગવાવનાર છે, આવી સમજનો અધિકારી મનુષ્ય છે, પશુને એ સમજ હોતી નથી; પરંતુ કેવળ આવી સમજણથી સંતોષ મેળવી શકાતો નથી. જેમ રોગી એમ સમજે કે અમુક રોગ અત્યંત દુઃખદાયી છે, પણ તેનો ઉપચાર ન કરે તો તે દૂર થતો નથી, તેમ ભોગોને દુઃખમય જાણી તેનો ત્યાગ કર્યા વિના સંતોષ ઉત્પન્ન થતો નથી. જો મનુષ્ય સંતોષી થવાનો પ્રયત્ન કરે, તો દેવતાઓ તેને બળ આપી સહાય કરે છે.

ભોગની ઈચ્છા, તે આસુરીવૃત્તિ છે, અને તેની નિવૃત્તિ ઈચ્છવી, તે દૈવીવૃત્તિ છે. પહેલીને વાસના સ્તંભ કહે છે, અને બીજીને ધર્મસ્તંભ કહે છે. આ બે વૃત્તિઓ વચ્ચે સર્વદા વિગ્રહ ચાલ્યા કરે છે, તેમાં જે વૃત્તિ બળવાન હોય તેની જીત થાય છે. જો ધર્મમાં પોતાનો પગ ઠેરવી ભોગોને વશ કરે, તો પરમજીત મળે છે. આ લડાઇ મનનું યુધ્ધ છે, ધર્મની દૃઢતામાં પોતાનો પગ

ઠેરાવવો એનું નામજ સતોષ. જ્યાં આ બે સૈન્યો નથી ત્યાં સંતોષ પણ હોતો નથી. અને તેથીજ કહ્યું છે કે દેવતાઓને સંતોષનો અધિકાર નથી, તેમજ બાળક અને પશુને પણ નથી.

ચિત્ર અને ગુપ્ત નામના બે દેવતા મનુષ્યની રક્ષા કરે છે. આ દેવતાનાં વચનો જે સાંભળે છે, તે ભલા કહેવાય છે, અને વિમુખ રહેનાર પશુ સમાન ગણાય છે. આ દેવતાઓ મનુષ્યની ભલાઈ બુરાઈની અવસ્થા તેમના હૃદયમાં લખે છે. તે ચક્ષુથી જોઇ શકાતી નથી, પણ મૃત્યુ સમયે આ નેત્ર બંધ થઇ પરલોક જવાનાં નેત્ર ખૂલે છે, ત્યારે દેખાય છે.

બાલ્યાવસ્થામાં હૃદયગઢને આસુરી સેના ઘેરી લે છે. પછી કિશોર અવસ્થામાં એ ગઢમાં દૈવીસેના પ્રગટ થાય છે, તે જ્યાં સુધી આસુરીસેનાને વશ ન કરે ત્યાં સુધી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થતી નથી, અને જ્યાં સુધી પુરૂષાર્થ કરી યુધ્ધ કરતો નથી, ત્યાં સુધી આસુરીસેના વશ થતી નથી, તેથી હૃદયરૂપી ગઢ દુષ્ટોના હાથમાંથી છૂટતો નથી. આ લડાઈમાં જે સાવધાન ન હોય તે અચેત રાજા જેવો જાણવો. તેનો દેશ શત્રુને હાથે લુંટાઇ પાયમાલ થઈ જાય છે; પરંતુ જ્યારે ભોગને સંપૂર્ણ વશ કરી, વિચારની આજ્ઞાનુસાર વર્તે ત્યારેજ પૂરેપૂરી જીત થાય.

આવી જીત મેળવનાર વિરલાજ હોય છે. સંતોષની દૃઢતા શિવાય આ ગઢ જીતી શકાતો નથી, માટે એ શુભગુણની પ્રાપ્તિ માટે સદા પુરૂષાર્થ કરતા રહેવું.

ધર્મનાં અનેક દ્વાર છે, પણ શ્રી રામજીને ઓળખી, તેમનામાં ચિત્ત સ્થિર કરવું, એ ઉત્તમ છે. ધર્મનાં મૂળ ત્રણ છે. ૧. જ્ઞાન. ૨. ચિત્તની સ્થિરતા. ૩. કૃતિ. આ ત્રણ શિવાય કોઈ પણ ધર્મ સિદ્ધ થતો નથી. એ ત્રણમાં જ્ઞાન સૌથી ઉત્તમ છે; કારણકે એ સર્વનું મૂળ છે. જ્ઞાન એ ધર્મનું વૃક્ષ છે, ચિત્તની સ્થિરતા તેની શાખા છે, અને કૃતિ તેનું ફળ છે.

ઈષ્ટ અને અનિષ્ઠ એ બેથી રહિત મનુષ્ય કદી પણ રહીશકતો નથી; પરંતુ એ બેઉને વિષે સંતોષ રાખવો જોઈએ. ઇષ્ટ અવસ્થામાં સંતોષ રાખવો એ અઘરૂં કામ છે. ભોગ, માન, સંપત્તિ, સ્રી, પુત્ર આદિ પદાર્થોની પ્રાપ્તિ થાય, ત્યારે તેમને નિત્ય જાણી તેમનામાં પ્રસન્ન રહેવું, એ વિમુખ અને અચેત થવાની નિશાની છે, અને તેથીજ સંતપુરૂષોએ કહ્યું છે કે ઇષ્ટવસ્તુની પ્રાપ્તિમાં સંતોષ રહેવો કઠણ છે, પણ ખરો સંતોષ તો અનિષ્ટપ્રાપ્તિ—નિર્ધનતામાં મેળવી શકાય. જ્યારે હૃદય નિર્લેપ હોય ત્યારેજ ઈષ્ટ પ્રાપ્તિ વખતે તો સંતોષ રહી શકે. તાત્પર્ય કે માયાના પદાર્થો જોઈ તેમાં

પ્રસન્ન થઈ બંધાઇ જવું નહિ, પણ એમ સમજવું કે એ બધું અનિત્ય હોવાથી અસત્ય છે. ઐહિક સુખને સુખ ન જાણવું, કારણકે તે રામજીથી વિમુખ કરનારૂં છે. જે જે ઐહિક સુખ પ્રાપ્ત થાય તેમાં ભગવતની દયા માનવાથી તેની સન્મુખ જવાય છે. દયા સમજવી એટલે તન, મન અને ધન સર્વ ઇષ્ટ પદાર્થો ભગવત અર્થે આપતાં અચકાવું નહિ તે. ખરો સંતોષ તો ઉપર જણાવ્યા પ્રમાણે વર્તન રાખે ત્યારેજ કહેવાય.

અનિષ્ટ અવસ્થા ત્રણ પ્રકારની છે. ૧. પ્રથમ જેમાં પુરૂષાર્થ ચાલી શકે છે; જેમ કે શરીર પોતાને સ્વાધીન હોતાથો ભજન કરી પાપનો ત્યાગ કરી શકાય. ૨. રોગ અને વિપત્તિ. એ પુરૂષાર્થથી પ્રાપ્ત થતાં નથી, એની મેળેજ ચાલ્યાં આવે છે. એમાં પુરૂષાર્થનું બળ પણ ચાલતું નથી; ૩. જેમાં શરૂઆતમાં પોતાનું બળ ઉપયોગમાં આવતું નથી. પણ પાછળથી બળનો ઉપયોગ કરી શકાય છે તે. જેમકે કોઈ દુઃખ દે, તેમાં આપણું કંઈ ચાલતું નથી, પણ તેનો બદલો લેવાની ઇચ્છા ન કરવી એ પુરૂષાર્થથી બની શકે.

નીચે લખેલા પ્રસંગોમાં અવશ્ય સંતોષ રાખવો જોઇએ.

૧. ભજન કરી પરમપદ પ્રાપ્ત કરવા માટે પાપનો ત્યાગ કરવો, એમાં નીઃસંદેહ સંતોષ રાખવો જોઇએ. એમાં

તો આદિ, મધ્ય અને અંત્ય દરેક અવસ્થામાં સંતોષ આવશ્યક છે. આદિમાં વિધિયુકત અને મલિનતા રહિત રહેવું, મધ્યમાં દૃષ્ટિ બંધ રાખી સંકલ્પ દૂર કરવા, અને અંતમાં અભિમાન રહિત ભજન પ્રગટ કરવું; એ ત્રણેમાં સંતોષ ખાસ અગત્યનો છે. પાપનો ત્યાગ સંતોષ વિના થતો નથી. ભોગની તૃષ્ણા જેટલી વધી જાય, તેટલું પાપ વધે છે, અને પછી તેમાં સંતોષ રાખવો કઠણ પડે છે; માટે શરૂઆતથીજ સંતોષ રાખવો ઉત્તમ છે.

૨. દુઃખમાં પ્રભુની ઇચ્છા જાણી સંતોષ રાખવો; એનું ફળ ઉત્તમ છે. મહાત્માઓ પ્રભુની પ્રાર્થના કરતાં એવું માગે છે, કે હે પ્રભુ! મને એવું બળ આપ, કે જેથી સંસારનાં દુઃખો પ્રસન્ન ચિત્તે સહન કરી શકું. પ્રભુ કહે છે કે જે કષ્ટમાં ધૈર્ય રાખી પોતાનાં દુઃખ કોઈની આગળ પ્રસિધ્ધ કરતો નથી, તેને હું સદૈવ મારો પોતાનો માનું છું, અને તેનાં અપકર્મો હું કશા લેખામાં ગણતો નથી. વળી જે અંધ થવા છતાં સર્વદા પ્રસન્નચિત્તે રહે છે, તેને હું મારૂં દર્શન આપું છું.

એક બાઈ માર્ગમાં પડી ગઈ, તેથી તેના પગનો એક નખ ઉખડી ગયો, અને તેમાંથી ઘણું રૂધિર નીકળ્યું, આથી તે સંતોષથી હસવા લાગી, લોકોએ તેને દુઃખમાં

હસવાનું કારણ પૂછયું, ત્યારે તેણે જવાબ આપ્યો કે સંતોષની પ્રસન્નતાથી દુઃખ ભૂલી જવાય છે.

એક બાઈને એક પુત્ર હતો. તે મૃત્યુ પામ્યો તે વખતે તેનો પતિ પરદેશ હતો. પછી પતિ જ્યારે ઘેર આવ્યો, ત્યારે પુત્રના કુશળ સમાચાર પૂછયા. બાઈએ કહ્યું કે તે પરમ-શાન્તિમાં છે. પછી પતિને ભોજન કરાવી પોતે પણ ભોજન કર્યું. ત્યાર પછી તેણે પતિને પૂછયું કે કોઈએ આપેલી વસ્તુ તે પાછી માગી લે, ત્યારે તેનો શોક કરે, તેને કેવો જાણવો? પતિએ કહ્યું કે એના જેવો મૂર્ખ બીજો કોઈજ નહિ. એટલે સ્ત્રીએ કહ્યું કે આપણો પુત્ર કે જે ભગવતનોજ હતો, તેણે આપણને આપેલો, અને તેણેજ પાછો લઈ લીધો છે, માટે તેનો શોક કરવો વ્યર્થ છે. આ સાંભળી પોતાની સ્ત્રીની, ભગવતપ્રીતિ તથા વૈરાગ્ય જોઈ અતિ પ્રસન્ન થયો. આ વાત નજીકમાં રહેતા એક મહાપુરૂષે જાણી ત્યારે તેઓને અનેક ધન્યવાદ આપ્યા, અને કહ્યું કે ભગવતની ઇચ્છા તમને મીઠી લાગી તેથી તેમણે તમને પોતાનાં પ્રિયતમ કર્યાં છે.

૩. બદલો ન લેવામાં પણ સંતોષની જરૂર છે. જ્યાં સુધી સામાને દુઃખવવાની વૃત્તિ છે, ત્યાં સુધી પૂર્ણ ધર્મ પ્રાપ્ત થતો નથી. ભગવત કહે છે કે કોઈ તને દુઃખાવે તો તેનો બદલો નહિ વાળતાં મારા પર ભરોસો રાખી શાન્ત રહેવું.

ઈસા સંત કહે છે કે બુરાઇનો બદલો બુરાઈથી ન વાળતાં ભલાઈથી વાળવો. કોઈ જમણા ગાલમાં મારે, તો ડાબો ગાલ તેની આગળ ધરવો; અને પાઘડી ઉતારી લે, તો અંગરખું પણ કાઢી આપવું. સાચા સંત આવો સંતોષ રાખે છે.

જીજ્ઞાસુને સર્વ અવસ્થા અને સર્વ કાળમાં સંતોષજ જોઈએ. એકાંતમાં જ્યારે નાના પ્રકારના સંકલ્પ સ્ફૂરે, તેથી ભજનમાં વિક્ષેપતા આવે, અને સમય વ્યર્થ જાય; ત્યારેજ સંતોષમાં દૃઢ થવાય છે. જે યુવાન અને નિરોગી હોવા છતાં શુભાશુભ ક્રિયાથી રહિત થઈ બેસીજ રહે, તે વિમુખ થાય છે. ઇંદ્રિયો કર્મ રહિત થાય, પણ સંકલ્પ રહિત મન ન થયું હોય, ત્યાં સુધી નિષ્કામપણું પ્રાપ્ત થતું નથી; માટે મન નિર્વિકલ્પ થતા સુધી એકાંતમાં ન વસતાં ઈંદ્રિયોને સેવામાં અથવા કોઈ શુભ કાર્યમાં લગાડવી.

ભોગવાસનાથી નિવૃત્ત થઈ શુભવાસનાઓમાં પ્રવૃત્ત થવું, એજ ખરો સંતોષ છે. જેમ કોઈ પહેલવાનને નિર્બળ કરવો હોય તો તેને આહાર આપતા નથી; તેમ કામને નિર્બળ કરવો હોય તો દિવસે વ્રત રાખવું, અને રાત્રે ભોજન કરવું તે પણ લુખું; નેત્રને સુંદર રૂપ જોવાથી રોકવાં અને એકાંતમાં રહેવું; તેમજ મનના સંકલ્પોને

એવા વિચારથી રોકવા, કે શરીર માત્ર ઉપરથીજ સુંદર લાગે છે, બાકી અંદર તો રૂધિર, માંસ, મળ, મુત્ર વગેરે દુર્ગંધ ઉપજાવનાર પદાર્થો ભરેલા છે. આવા ઉપાયોથી કામ નિર્બળ થાય છે. જેમ કઠોર પશુનો આહાર કમી કરવાથી, અથવા બંધ કરવાથી તે નિર્બળ થઈ વશ થાય છે, તેમજ કામનું પણ સમજવું. કામને ઉત્તેજીત કરનાર પદાર્થોનો ત્યાગ કરવાથી તે પણ વશ થાય છે. આહાર, નેત્ર અને સંકલ્પને રોકવાં એ એને વશ કરવાનો ઉત્તમ માર્ગ છે.

ધર્મવાસનાને બે પ્રકારે પોષી શકાય. ૧. ત્યાગના ફળનો લાભ મનને સમજાવવો. ૨. જે સંતોએ ભોગનો ત્યાગ કર્યો હોય તેમનાં વચનો વારંવાર વિચારવાં. એમ કરવાથી પ્રતીતિ દૃઢ થાય છે, અને એમ સમજાય છે કે ભોગનું સુખ ક્ષણ માત્ર છે, અને ત્યાગનું સુખ અવિનાશી છે. આમ જાણવાથી ધર્મવાસના પ્રબળ થાય છે, માટે ભોગવૃત્તિને શનૈઃ શનૈઃ વિપર્યય કરવી.

મુક્તિદાયક સાધનોના બે પ્રકાર છે. ૧. ત્યાગ, સંતોષ, વૈરાગ્ય અને મનોનિગ્રહ. ૨. પ્રેમ, એકતા, ભરોસો અને ધન્યવાદ.

મહાપુરૂષો પોતાના પ્રિયતમને કહે છે કે જીહ્વાથી સીતારામ જપવા, હૃદયથી પ્રભુને ધન્યવાદ આપવો, અને

જે સંત ભજનની યુક્તિ શીખવી માયાજાળથી મુક્ત કરે તેમનો સંગ, આ ત્રણ કાર્ય સર્વ શુભકર્મોથી અધિક છે.

પ્રભુને ધન્યવાદ આપવાથી તેની પ્રતીતિ દૃઢ થાય છે. ધન્યવાદની સ્ફૂરણાનાં મૂળ ત્રણ છે. સમજ, અવસ્થા અને કૃતિ. ૧. ધન્યવાદની સમજ, એટલે જેટલી સુખસંપત્તિ મળી છે, તે શ્રી રામજીનીજ દયા છે, અને યોગ્યતા કરતાં પણ અધિક છે, એમ સમજવું. ૨. અવસ્થા, એટલે ભગવતના ઉપકારની પ્રસન્નતા હૃદયમાં રાખવી. ૩. કૃતિ, એટલે સર્વ પદાર્થ તેનાજ હોવાથી તેને અર્પણ કરતાં લગાર પણ સંકોચ ન રાખવો. આથીજ પ્રભુ પ્રસન્ન થાય છે. બુધ્ધિ, જીહ્વા અને ઇંદ્રિયોને પ્રભુના ધન્યવાદમાંજ લગાડવાં. જેમ રાજા કોઇને ઇનામ આપે, તે માણસ એમ જાણતો હોય, કે આ ઇનામ મને પ્રધાનને લીધે મળ્યું છે, તો તે રાજાને પૂર્ણ ધન્યવાદ આપી શકતો નથી; તેમ મનુષ્યને કોઈપણ પદાર્થની પ્રાપ્તિ થાય, તો તેણે સમજવું કે આ કોઇ દેવતાની કૃપા નથી પણ પરમાત્માનીજ પૂર્ણ કૃપા છે; કારણ કે દેવતાઓ તો પરમાત્માની શક્તિ છે, અને સર્વના દાતા પરમાત્મા છે, માટે પૂર્ણ ધન્યવાદ તો તેનેજ ઘટે છે.

ભગવત નિર્લેપ, અકર્તા, સ્વભાવ રહિત અને સંકલ્પથી પર છે; એના જેવું બીજું કોઈ નથી, અને સર્વ પદાર્થની ઉત્પત્તિ તથા રક્ષણ કરનાર-યોગક્ષેત્રનું વહન કરનાર પણ

એજ છે, એમ જ્યારે દૃઢ સમજાય, ત્યારેજ નિઃસંદેહ ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે. પરમાત્મા સુખ આપે ત્યારે એમ સમજવું કે એથી હું વિદ્યા અને ભજનમાં દૃઢ બનીશ, એ સર્વ પદાર્થો એને અર્થે વાપરીશ, અને એ રસ્તે એનાં દર્શન પામીશ. આવી સમજનું નામજ સમ્પૂર્ણ ધન્યવાદ છે.

મનનો ધન્યવાદ એ છે કે પ્રાણીમાત્રનું ભલું ઈચ્છવું, અને કોઇનાં ધનમાનાદિક વિશેષ જોઇ તેની ઇર્ષ્યા ન કરવી.

જીભનું કર્તવ્ય એ છે કે સર્વ કાળ અને સર્વ અવસ્થાને વિષે ભગવતના ધન્યવાદનોજ ઉચ્ચાર કરવો.

શરીરથી ધન્યવાદ કરવો તે એ કે સર્વ ઇંદ્રિયો ભગવતે જે નિમિત્ત માટે આપી છે, તે અર્થે તેને લગાડવી.

જેમ રાજા પોતાના કોઈ દાસ પર દયાળુ હોય, અને તે દાસ દૂર દેશમાં વસતો હોય, તો તેને પોતાની પાસે આવવા માટે ઘોડો તથા રસ્તાના ખર્ચ માટે પૈસા મોકલે, તેની મદદથી તે પોતાની પાસે આવે, એટલે તેને મોટી પદવી આપવાની ઇચ્છા કરે, તેમાં રાજાને કંઇ સ્વાર્થ હોતો નથી, માત્ર દાસનું ભલું કરવાનીજ ઈચ્છા હોય છે. આવો પ્રેમજ ખરા ધન્યવાદને પાત્ર છે. હવે જો દાસ તે ઘોડા પર બેસી તરતજ રાજા પાસે આવે, તો તેણે રાજાને ખરો ધન્યવાદ આપ્યો કહેવાય; પરંતુ તેમ ન કરતાં રાજાને

પીઠ કરી અન્ય સ્થળે ચાલ્યો જાય, તો તે રાજાથી દૂર થાય છે, અને જો એજ ઘોડા પર બેસી બીજી દિશામાં ચાલ્યો જાય, અથવા તે ઘોડાનો અને દ્રવ્યનો અંગિકાર ન કરે તો તે રાજાથી વિમુખ થાય છે. તેજ પ્રમાણે ભગવતે મનુષ્યને જે નાના પ્રકારનાં સુખ આપ્યાં છે, તે જો ધર્મના માર્ગમાં લગાડે, તો તેણે ભગવતને ખરો ધન્યવાદ આપ્યો કહેવાય, અને જો તેને પાપકર્મમાં લગાડે, અથવા તો ભોગવાસનામાં લગાડે તો તે પ્રભુથી વિમુખ થાય છે.

ભગવતે ચાર પ્રકારના પદાર્થ રચ્યા છે.

૧. જે આ લોક અને પરલોક બન્નેમાં સુખ આપનાર છે તે ભલો સ્વભાવ.

૨. જે બન્ને લોકમાં અત્યંત દુઃખ આપનાર છે તે બુરો સ્વભાવ.

૩. માયાના ભોગમાં આસક્ત થવું તે આ લોકમાં માત્ર ક્ષણિક સુખ આપનાર પણ પરલોકમાં દુઃખ આપનાર છે, તેથી બુદ્ધિમાન તેનો ત્યાગ કરે છે.

૪. ભોગથી વિપર્યય થઈ તપ, વૈરાગ્યાદિમાં લીન થવું તે; આ લોકમાં દુઃખરૂપ ભાસે છે, પણ પરલોકમાં સુખ આપનાર છે; જેમ રોગી માણસ પ્રસન્ન થઇને કડવી દવાનો

અંગિકાર કરે છે. તેમ બુધ્ધિમાન આને પરમ સુખરૂપ માની સર્વદા અંગિકાર કરે છે.

શરીરના કાર્યમાત્ર જેટલું ધન પ્રાપ્ત કરવું તેમાં લાભ ઘણા છે, અને હાનિ થોડી છે, પણ પ્રયોજન કરતાં અધિક ધન મેળવવામાં લાભ અલ્પ છે, અને હાનિ વિશેષ છે. કેટલાક પુરૂષ એવા સ્વભાવના હોય છે કે જેને થોડું ધન પણ દુ:ખરૂપ થઈ પડે છે; કારણકે નિર્ધન અવસ્થામાં તૃષ્ણા રહિત હોય છે, પણ થોડું ધન પ્રાપ્ત થતાં તૃષ્ણા વધે છે. કેટલાક એવા જ્ઞાની હોય છે કે જેને ઘણું ધન પણ દુ:ખ દેતું નથી; કારણકે તેનો વ્યય કરવામાં તે સમર્થ છે. આથી સિધ્ધ થાય છે, કે એકજ પદાર્થ અમુકને દુ:ખરૂપ અને અમુકને સુખરૂપ હોઈ શકે છે.

સુખદાયક પદાર્થ ત્રણ પ્રકારના હોય છે. ૧. આદિમાં સુખ આપનાર. ૨. અંતમાં સુખ આપનાર. ૩. સ્વતઃ સુખરૂપ અને સુંદર. એજ રીતે બુરા પદાર્થોના પણ ત્રણ પ્રકાર છે. ૧. આદિમાં દુ:ખરૂપ. ૨. અંતમાં દુ:ખરૂપ. ૩. સ્વતઃ દુ:ખરૂપ અને મલિન. આદિ, મધ્ય અને અંત સર્વ કાળને વિષે સુખ આપનાર તે બુદ્ધિ અને અનુભવ છે. એ પરમ સુખરૂપ છે; તેમજ સર્વ અવસ્થામાં જે દુ:ખ આપનાર છે, તે મૂર્ખતા છે, એનાથી હૃદયમાં અંધકાર થાય છે. કેટલાક પદાર્થો એવા પણ હોય છે કે તે શરૂઆતમાં દુ:ખરૂપ લાગે,

પણ પરિણામે સુખદાયક હોય છે. જેમકે હાથની એક આંગળીએ સર્પ કરડયો હોય, તે કાપી નાખી શરીરનો નાશ થતો અટકાવવો; અથવા ડુબતા વહાણમાંથી ધન, માલ વગેરે બોજો ફેંકી દઇ જીવને બચાવવો. આ બન્ને કાર્યો શરૂઆતમાં દુઃખરૂપ જણાય, પણ અંતે સુખરૂપ માલમ પડે છે.

ઐહિક સુખ ત્રણ પ્રકારનાં છે. ૧. ભોજન અને કામાદિક સુખ. એ સુખ નીચ છે, છતાં ઘણા એનેજ પરમ સુખ માને છે; અને નીચ કહેવાનું કારણ એટલુંજ કે એ સુખ તો પશુ પંખી સર્વને છે, તેમાં મનુષ્યે વિશેષ શું મેળવ્યું ? ૨. માન અને બડાઈનું સુખ. એ ક્રોધ અને અહંકારની પ્રબળતાથી મેળવાય છે, અને સ્થૂળ બુદ્ધિવાળા તેને કામાદિક સુખથી વિશેષ માને છે. ૩. વિદ્યા અને અનુભવ. એ પરમસુખ છે. જેનામાં એવું જ્ઞાન હોય કે માયિક સુખને સુખ ન માને, તેજ ખરો મનુષ્ય છે. સંતજનો એમ કહે છે કે જેનાં શુભ કાર્ય વિશેષ હોય, તેજ પરમ ભાગ્યવાન છે.

પરલોકની ભલાઇમાં સહાયક બને, અને આલોકમાં મેળવી શકાય એવા સોળ પદાર્થ છે. તેમાંના ચાર મનમાં, ચાર શરીરમાં, ચાર શરીરની બહાર અને બાકીના ચાર એ સર્વને વિષે છે.

મનના ચાર પદાર્થો આ છે. ૧. ધર્મના નિશ્ચયની
દ્યા, એટલે રઘુનંદનના સ્વરૂપને જાણવું. ૨. ધર્મમાર્ગમાં
વાની વિદ્યા, એટલે ભક્તિમાર્ગમાં નડતાં પડળને ઓળખવાં.
સંયમ, એટલે ભોગ અને ક્રોધાદિકની પ્રબળતાને દૂર
વી. ૪. વિચાર, એટલે ભોગરહિત પણ ન થવું, તેમ
મને પ્રબળ પણ ન થવા દેવા; પરંતુ મધ્યમસર રાખવાં.
ા ચાર પદાર્થની પ્રાપ્તિ જ્યારે શરીરના ચાર પદાર્થો
ળ્યા હોય ત્યારેજ થાય છે.

શરીરના ચાર પદાર્થો નીચે પ્રમાણેઃ—૧. આરોગ્યતા,
બળ, ૩. સૌંદર્ય, અને ૪. આયુષ્ય. એમાં સુંદરતાનું
ોજન અલ્પમાત્ર છે. જેને જોઈને મનમાં ગ્લાનિ ન થાય,
લી સુંદરતા.

શરીરની બહારના ચાર પદાર્થો નીચે પ્રમાણેઃ—૧.
ા. નિર્ધનનો બધોજ વખત પ્રવૃત્તિમાં રોકાય છે, તેથી
કંઈ કરી શકતો નથી, માટે ધન આવશ્યક છે. ૨. માન.
ન વગરના મનુષ્યોનું હૃદય વિક્ષેપતામાં રહે છે, તેથી
ાથી શુભ કાર્ય થઈ શકતું નથી; પરંતુ ધન અને માનની
ધિકતા નિંદ્ય છે, માત્ર કાર્ય પૂરતાંજ સુખદાયક છે.
નોકર. તેને લીધે ઘણો સમય પુરસદનો મળી શકે છે,
ી તે વખતમાં ભગવતકાર્ય કરી શકાય. ૪. ઉત્તમ કુળ.
ળવાન ઘણે ભાગે સાત્વિક અને વિદ્યાવાન હોય છેજ.

જે ચાર પદાર્થો ઉપરના બાર પદાર્થથી સિધ્ધ કરવાના છે, તે નીચે પ્રમાણે:—૧. ભગવતમાર્ગ જાણવો. એ ન જાણે તો કંઇજ લાભ નથી. સર્વ જીવ પર ભગવતના બે મહાન ઉપકાર છે. ૧. તેણે સર્વને ઉત્પન્ન કર્યા છે, અને ૨. તેમને સમજ શકિત આપી છે, માટે ભગવતમાર્ગ દરેકે જાણવોજ જોઇએ.

૨. શ્રધ્ધા. બાળક જ્યારે કિશોર અવસ્થામાં આવે છે, ત્યારે ધનસંગ્રહ કરવાનું તથા વ્યવહાર કાર્યને સારી રીતે સમજે છે, અને ત્યારથી તેનામાં શ્રધ્ધા પ્રગટ થાય છે. જો તે ભલા પ્રકારે ન વર્તે તો શ્રધ્ધાહીન જાણવો.

૩. બળ. જે પદાર્થની શ્રદ્ધા ઉત્પન્ન થઇ હોય, તેને પ્રાપ્ત કરવા માટે સર્વ ઇંદ્રિયોને કામે લગાડી પ્રયોજન પ્રાપ્ત કરવું તેનું નામ બળ.

૪. પરમાત્મા તરફનું આકર્ષણ. મનુષ્યનું હૃદય ભગવત તરફ ખેંચાય, તો તેની બુદ્ધિ ઉજ્વળ થાય છે, અને સર્વ ઇંદ્રિયો શુભમાર્ગમાં ચાલવા સમર્થ થાય છે, તથા હૃદયમાં પાપકર્મનો ભય ઉત્પન્ન થઇ શુભમાર્ગ પ્રત્યક્ષ દેખાય છે.

નેત્રનું સુખ ત્યારેજ સમજાય, કે જ્યારે નેત્ર બંધ થાય; તેમજ મનુષ્યને જ્યાં સુધી દુઃખ પ્રાપ્ત થતું નથી, ત્યાં સુધી ભગવતનો ઉપકાર મનાતો નથી, તેમજ ધન્યવાદ અપાતો નથી,

જો કોઈ પદાર્થ પોતાની પાસે ન હોય, તો તેની અભિલાષા કરવી નહિ; કારણ કે એમ કરવાથી ભગવતને ધન્યવાદ અપાતો નથી; માટે એમ વિચારવું કે ભગવતનો મારા પર એટલો બધો ઉપકાર છે, કે તેને માટે હું અધિકારી નથી.

એક પુરૂષ એક સંત પાસે આવી પોતાની નિર્ધનતા પ્રગટ કરવા લગ્યો. સંતે કહ્યું કે વિચાર કરે તો તું નિર્ધન નથી; કારણ કે કોઈ પચાસ હજાર રૂપીઆ આપી તારાં નેત્ર માગે, અને બીજા પચાસ હજાર રૂપીઆ આપી તારાં બાકીનાં અંગ માગે, તો તે તું આપીશ? તેણે કહ્યું એ તો કેવી રીતે કબુલ કરાય! સંતે કહ્યું કે એક લાખ રૂપીઆ કરતાં તો વધારે કિંમતનો માલ તારી પાસે છે, તો પણ તું નિર્ધન કેમ કહે છે? માટે સર્વ સ્થિતિમાં પ્રભુને ધન્યવાદ આપવો.

દુઃખને પ્રસંગે પણ પાંચ પ્રકારે ધન્યવાદ આપવો પ્રમાણ છે. ૧. શરીરને દુઃખ થાય, કે ધનનો નાશ થાય; પરંતુ જ્યાં સુધી ધર્મને હાનિ ન થાય, ત્યાં સુધી પ્રભુને ધન્યવાદ આપવો પ્રમાણ છે. એક પુરૂષ કોઈ સંતને કહેવા લાગ્યો કે મારી બધી સંપત્તિ ચોરાઇ ગઇ; ત્યારે સંતે કહ્યું કે મોહ મમતારૂપી ચોર તારા ધર્મરૂપી ધનને ચોરી જાય છે, ત્યારે તું શું કરે છે? માટે ભગવતને ધન્યવાદ આપ.

૨. સો ફટકાની સજાનો અધિકારી વીસ ફટકાની સજા ખાઈ છૂટી જાય; તેમ કોઈ દુ:ખ આવે ત્યારે એમ માનવું કે આથી પણ કોઈ અધિક દુ:ખ પ્રાપ્ત થવાનું હતું, પણ ભગવતે દયા લાવી મને થોડું દુ:ખ આપી બચાવ્યો. તેથી દુ:ખમાં પણ ધન્યવાદ આપવો પ્રમાણ છે.

૩. મનુષ્યને જે દુ:ખ પ્રાપ્ત થાય છે, તે તેના કર્મો-નુંજ ફળ છે. જો એ દુ:ખ અહીં ન ભોગવે, તો પરલોકમાં એથી પણ અધિક દુ:ખ ભોગવવું પડે, માટે અહીં અલ્પ દુ:ખ આપી, પરલોકમાં ભોગવવાનાં મહાન દુ:ખોથી પ્રભુ બચાવે છે, માટે ધન્યવાદ કરવો પ્રમાણ છે.

૪. જે દુ:ખ આવે છે, તે પ્રારબ્ધમાં લખેલાંજ છે, અને તે ભોગવ્યા શિવાય છુટકો પણ નથી. તે ભોગવવાથી છૂટા થવાય છે, માટે નિ:સંદેહ ધન્યવાદ કરવો પ્રમાણ છે.

૫. આ લોકમાં દુ:ખ ભોગવવાથી પરલોકમાં સુખ પ્રાપ્ત થાય છે. દુ:ખથી સંસારની પ્રીતિ નષ્ટ થઈ તેમાંથી નીકળવાની ઈચ્છા થાય છે, માટે ગમે તેટલા દુ:ખમાં પણ પ્રભુને ધન્યવાદ આપવો પ્રમાણ છે.

એક સંતે પ્રભુને વિનયપૂર્વક પૂછયું કે આપ મન-મુખીને નાના પ્રકારનાં સુખ આપો છો, અને સાત્વિકને દુ:ખ આપો છો, તેનું શું કારણ? ભગવતે કહ્યું, કે સર્વ

જીવ મારા છે, પણ સાત્વિક મનુષ્યમાં હું કંઈ પાપ જોઉં છું, ત્યારે તેને મૃત્યુ પહેલાં નિર્લેપ કરવા આ જગતમાંજ દુઃખ ભોગવાવું છું, એટલે તે મૃત્યુ પછી મારી સમીપ વસી શકે છે, અને તામસગુણવાળાને શરીર સુખની કામના છે, તે પૂરી કરૂં છું, પણ તે પરલોકમાં દુઃખ પામે છે, અને મારાથી દૂર રહે છે.

એક સંત પોતાના પુત્રને મરતો જોઈ કહેવા લાગ્યો, કે તું મારાથી પહેલો જાય છે, પણ તે વાતને હું પ્રિય માનું છું; કારણ કે એથી મારા ધૈર્યની પરીક્ષા થશે.

એક સંતને કોઈએ કહ્યું કે તમારી એકની એક પુત્રી મરણ પામી છે, ત્યારે તેમણે કહ્યું કે તે મારી પાસે હતી ત્યારે પણ તે રઘુનંદનનીજ હતી, અને હવે પણ તે તેમની પાસેજ છે, એમ કહી ભજનમાં લીન થયા.

## [૩] ભય અને આશા.

જીજ્ઞાસુને ભય અને આશા એ બન્ને પાંખ સમાન છે, તેથી શુભગુણ અને ઉત્તમગતિ પ્રાપ્ત થાય છે. ભક્તિ-માર્ગનું કોઈપણ સાધન શુદ્ધ આશા વિના સાધ્ય થતું નથી; તેમજ ઇંદ્રિયાદિક ભોગ જે સર્વદા જીવને છળનારા છે, તે શ્રી જાનકીનાથના ભય વિના ત્યાગી શકાતા નથી. તેથીજ સર્વ સંતોએ ભય અને આશાની આવશ્યકતા કહી છે.

મનુષ્યને મૃત્યુ સમયે આશા લાભદાયક છે. ભગવત કહે છે કે મનુષ્ય મને જેવો જાણે છે, તેવોજ હું તેની સાથે વર્તું છું.

એક પુરૂષ પોતાનાં અધિક પાપને લીધે નિરાશ થયો, ત્યારે મહાત્માએ તેને કહ્યું કે તું નિરાશ ન થા; કારણ કે તારાં પાપ કરતાં ભગવતની દયા અગાધ છે, તે તને પાપમાંથી અવશ્ય મુકત કરશે.

એક મહાપુરૂષે પોતાના પ્રિયતમોને કહ્યું કે તમે સર્વદા ભગવતથી ડરી રૂદન કરતા રહો, ત્યારે આકાશવાણી થઈ કે તું મારા અંશોને ડરાવે છે કેમ? તેમને મ રી દયાનાં વચન સંભળાવ.

આશા શુદ્ધ અને અશુદ્ધ બે પ્રકારની છે. અશુદ્ધ આશા તે મૂર્ખતા અને છળ છે. અલ્પબુદ્ધિ જીવ આ ભેદને સમજી શકતા નથી. મનુષ્ય પૃથ્વી પર શુધ્ધ બીજ રોપે, સમયાનુસાર જળ સીંચતો રહે, કાંટાને દૂર કરે, અને વિઘ્નોથી રક્ષા થવા માટે ભગવતનો આશરો રાખે; તેનું નામ શુધ્ધ આશા છે, અને એ શિવાય ખેતીની વૃધ્ધિની આશા રાખે, તે મૂર્ખતા-છળ છે, એજ પ્રમાણે હૃદયમાં પ્રભુની પ્રતીતિ રાખે, મલિન સ્વભાવો દૂર કરી ચિત્તને શુધ્ધ કરે, ભજનરૂપી જળનું સીંચન કરે, અને નાના પ્રકારના

માયાના છળમાંથી બચવા ભગવતની રક્ષા માગે; તેને શુધ્ધ આશા કહે છે. તાત્પર્ય કે ભગવતનો આશરો પણ લેવો, અને કાર્ય પણ કરવું; પણ જો પ્રતીતિ દૃઢ ન હોય, ભજન પણ ન કરે, અને મુકિતની આશા રાખે, એ કેવળ મૂર્ખતા છે.

કોઇ પાપનો ત્યાગ એકદમ ન કરી શકે, તો પણ અવગુણ માટે શોક કરે, અને તે દૂર કરવા ભગવતની મદદ ઇચ્છે, તો તે શુધ્ધ આશા કહેવાય, અને એથી ઉલટું વર્તન રાખે તેનું નામ મૂર્ખતા અથવા છળ જાણવો.

બે જાતના મનુષ્યો શુધ્ધ આશારૂપી ઔષધના અધિકારી છે. એક, અધિક પાપ કરી નિરાશ થયા હોય તે; અને બીજા જે કઠણ તપ કરી પોતાનો નાશ કરવા ઇચ્છતા હોય તે.

આશા બે પ્રકારે પ્રાપ્ત થાય છે. ૧. હૃદયની પ્રતીતિથી. ૨. પોતાની બુધ્ધિ વડે ભગવતના ઉપકાર જાણી સંતનાં વચન વિચારવાથી.

સાત્વિક મનુષ્યને જ્યારે કંઈ રોગ થાય, ત્યારે એમ સમજવું કે તેના પાપનું પુરશ્ચરણ થાય છે. તેનાથી કંઈ અવજ્ઞા થઈ જાય, અને તેની જો ક્ષમા ઇચ્છે, તો ભગવત પ્રસન્ન થઇ ક્ષમા કરે છે. જ્યાં સુધી મનુષ્ય ક્ષમા માગે, ત્યાં સુધી તેને તે મળી શકે છે; કારણકે ભગવતની ઉદારતા અપાર છે, તે કંટાળતા નથી.

એક જીજ્ઞાસુએ કોઈ મહાપુરૂષને પૂછ્યું કે મહારાજ! મારી પાસે ધન નથી, તેથી હું દયા દાન કરી ભગવતને શી રીતે રાજી કરૂં? તેમણે જવાબ આપ્યો કે જો તું ચિત્તમાંથી ઇર્ષ્યા અને અભિમાન દૂર કરે, રસનાને અસત્ય અને નિંદાથી વર્જીત રાખે, નેત્રને વિકારી દૃષ્ટિથી રોકે, તથા કોઇને તારાથી હલકો જાણે નહિ, તો તું નિઃસંદેહ પ્રભુની પ્રસન્નતા પ્રાપ્ત કરી પરમપદને પામીશ. દયાદાન કરતાં આ કાર્ય અત્યુત્તમ છે.

જે પુરૂષને ભગવત શિવાય અન્ય પર પ્રતીતિ નથી, તેને નર્કનું દુઃખ અનુભવવું પડતું નથી; કારણ કે માતાપિતા કરતાં પણ પ્રભુ અતિ દયાળુ છે.

ભગવતનો ભય રાખવો, એ ઉત્તમ છે. સર્વ શુભગુણની કુંચી ભય છે, અને સંયમ તથા વૈરાગ્ય તેનાં ફળ છે. ભય વિના ભોગોનો ત્યાગ થતો નથી, અને તે શિવાય ધર્મમાર્ગ પર ચલાતું નથી. જેને ભગવતનો ડર છે, તેનાથી આખું વિશ્વ ડરે છે, અને જે ભગવતથી નથી ડરતો, તે સર્વ પદાર્થથી ડરે છે. ઉત્તમ બુદ્ધિવાન તો તેનેજ જાણવો કે જે ભગવતનો ભય અધિક રાખે. ભગવતના ભયથી રૂદન કરનાર નર્કનાં દુઃખથી છૂટે છે. પાપના સ્મરણથી અને ભગવતના ભયથી જેનાં રોમ ઊભાં થાય છે, તેનાં પાપ બળી જાય છે. જે એકાંતમાં ભગવતભજન કરી ભયયુક્ત

બને છે, તે પરલોકમાં ભગવતની છાયા નીચે રહી શકે છે. બે સિંહ વચ્ચે સપડાયલો મનુષ્ય જેમ છૂટી શકતો નથી, તેમ આશા અને ભય પ્રાપ્ત થતાં સર્વ પાપો નષ્ટ થઈ જાય છે; માટે જેની સંગતિથી ભગવતનો ભય ઉત્પન્ન થાય, તેનો સંગ કરવો.

જ્યારે મનુષ્યને પરલોકના દુઃખનું જ્ઞાન થાય છે, અને સ્થૂળ ભોગને હાનિકારક જાણે છે, ત્યારે સ્વાભાવિક રીતેજ ભય ઉત્પન્ન થાય છે. જેમ અકસ્માત સિંહની સમીપ આવી પડનારને પોતાની નિર્બળતા અને સિંહની પ્રબળતાથી સ્વાભાવિક ભય ઉત્પન્ન થાય છે, તેમ ભગવતના ઐશ્વર્યને સારી રીતે જાણવાથી જગતનાં સુખોમાં ભય ઉત્પન્ન થાય છે. સંતજનો સર્વ પાપથી મુક્ત હોય છે, છતાં ભગવતના ઐશ્વર્યનો ડર રાખે છે. જ્યારે હૃદયમાં ભગવતનો ભય ઉત્પન્ન થાય, ત્યારે સઘળું વિરસ લાગે છે, અભિમાન, ઈર્ષ્યા, તૃષ્ણા, અચેતતા વગેરે નાશ પામે છે, શરીર ક્ષીણ થાય છે, અને ઇંદ્રિયો પાપકર્મમાં પ્રવેશ ન કરતાં શુભમાર્ગમાં સાવધાન થાય છે. ભગવતનો ભય લાવી જે તામસભોગથી મુક્ત થાય તે ત્યાગી, રાજસભોગથી રહિત થાય તે વિરાગી, અને સાત્વિકભોગથી પણ જે રહિત થાય, તે જીવનમુક્ત કહેવાય છે. જે મનુષ્ય કવચિત્ ભયથી રૂદન કરે, અને કવચિત્ ભોગોમાં પ્રીતિ કરે, તે સંશયબુદ્ધિવાળો કહે-

વાય છે, એનું નામ ખરો ભય નથી; પરંતુ જેમ રોગી મૃત્યુના ભયથી ભોગમાત્રનો ત્યાગ કરે છે, તેમજ પરલોકના ભયથી માયાના ભોગનો ત્યાગ કરે, તેજ ઉત્તમ ભયવાન કહેવાય.

ભયની ત્રણ અવસ્થા છે. ૧. અતિતીક્ષ્ણ. ૨. સમાન. ૩. અતિ નિર્બળ. તેમાં વચલી–સમાન અવસ્થા સર્વોત્તમ છે; કારણ કે નિર્બળથી કંઈ કાર્ય થઇ શકતું નથી, અને અતિતીક્ષ્ણ ભયવાળો નિરાશ થઇ છેવટે મરણ પામે છે, માટે એ બેઉ અવસ્થા નિંદ્ય છે. માત્ર પ્રેમ અને ભરોસાની પ્રાપ્તિ જેટલોજ ભય જોઈએ. વસ્ત્ર વડે મારીને ભય ઉત્પન્ન કરવો, તેનું નામ નિર્બળ ભય છે, અને શસ્ત્ર વડે ભય ઉત્પન્ન કરવો, તે અતિતીક્ષ્ણ ભય છે.

કેટલાકને નર્કના ત્રાસથી ભય ઉપજે છે, અને કેટલાકને પોતાના અવગુણનો ભય લાગે છે, માટે જે પ્રકારે ભય થાય, તેનો ઉપાય કરવો. જ્યારે મલિન સ્વભાવનો ભય લાગે, ત્યારે ભગવતને અંતર્યામી જાણી હૃદયને મલિન સંકલ્પથી દૂર રાખવું. હસનબરી સંત કહે છે કે મનના સંકલ્પ અને શરીરની ક્રિયા ભિન્ન ભિન્ન રાખવાં, એ કપટ છે. જેને ભોગમાં વિશેષ પ્રીતિ હોય છે, તેને ભગવતમાં પ્રીતિ હોતી નથી, અને જેને ભગવતની પ્રીતિ અધિક હોય છે, તેને અંતકાળનો ડર હોતો નથી; કારણ કે ભોગોનો

વિયોગ તેને સુખરૂપ લાગે છે; પરંતુ જેની માયાની પ્રીતિ દૂર થઇ નથી, તેને અંતકાળમાં ઘણોજ ભય રહે છે.

ભય ત્રણ રીતે ઉત્પન્ન થઇ શકે છે. ૧. ભગવતના ઐશ્વર્યને જાણવાથી. ૨. ભયવાનની સંગતિ કરવાથી. ૩. ભયવાનનાં વચન સાંભળવાથી.

દાઉદ સંતે પ્રભુને પ્રાર્થના કરી કહ્યું કે મારાં પાપ મારા હાથ પર લખો, કે જેથી હું તેને સર્વથા દેખી, તેવાં કામ કરતાં ડરતો રહું; કારણ કે મોટા મોટા મહાત્માઓ પણ પાપની કિંચિત્ અવજ્ઞાથી પડી ગયા છે.

એક સંત કહે છે કે હું સર્વદા પ્રભાતમાં ઉઠીને મારૂં મુખ જોઉં છું; એમ ભય રાખીને કે રખેને પાપથી તે શ્યામ તો નથી થઇ ગયું.

એક સંત ચાળીશ વર્ષ સુધી હસ્યાજ નહોતા, અને જ્યારે જગત પર કંઇ દુઃખ આવી પડતું, ત્યારે તે એમ કહેતા કે મારાં પાપથીજ જગત પીડાય છે.

આમ મોટા મોટા સંત ભય રાખે છે, તો પછી સાધારણ મનુષ્યે કેમ નહિ રાખવો ? આ પ્રમાણે ભય અને આશા એ જીજ્ઞાસુને ભગવત માર્ગનાં ઉત્તમ સાધન છે, પણ કાળે કરીને મન જ્યારે ભગવતમાં લીન થઈ જાય, અને તેમનામાંજ દૃષ્ટિ રહેતાં કાળની સ્મૃતિ પણ ન રહે,

એવી અવસ્થા પ્રાપ્ત થયા પછી ભય અને આશા પડળ સમાન છે; પણ એ અવસ્થા મહા દુર્લભ છે.

## [૪.] નિર્ધનતા અને વૈરાગ્ય.

જેને કોઈ પદાર્થની ઇચ્છા હોય, અને તે ન મળે ત્યારે તે નિર્ધન અથવા ફકીર કહેવાય છે. એ ભાવથી જોતાં જે સંગ્રહ રહિત છે, તે નિર્ધન છે. જગતની સર્વ વસ્તુઓ ભગવતને આધીન છે. કોઇ પણ પદાર્થ પ્રાપ્ત કરવો મનુષ્યના હાથમાં નથી, માટે ખરૂં જોતાં જીવમાત્ર અતિ નિર્ધન છે, અને સર્વના દાતા પરમાત્મા છે.

જ્ઞાનીઓના મત પ્રમાણે જે મમતાથી રહિત છે, તેજ ખરો અસંગ્રહી છે. તે તો સર્વ કાર્ય વિષે પોતાને પરાધીન જાણે છે. કેટલાક એમ કહે છે કે જે શુભકાર્ય કરે છે, તે તેના ફળનો અધિકારી થાય છે, તેથી તે સંગ્રહ રહિત કહેવાય નહિ; પણ આ મનમુખી મનુષ્યોનો મિથ્યા વાદ છે. શુભકાર્ય કરી તે ભગવતને અર્પણ કરે તો તેને કર્તા કે ભોકતાપણું લાગતું નથી.

નિર્ધનતા બે પ્રકારની છે. ૧. પુરૂષાર્થ કરી પાસે જે ધન હોય તેનો શુભકાર્યમાં વ્યય કરી નિર્ધન થવું. આનું નામ પરમ વૈરાગ્ય છે. ૨. જેની પાસે મુદ્દલ ધન છેજ નહિ તે.

નિર્ધન મનુષ્યો ત્રણ પ્રકારના હોય છે. ૧. ધન મેળવવાની અભિલાષા ઘણી હોય, પણ તે મળી શકે નહિ તે. આવા મનુષ્યો તૃષ્ણાવાન કહેવાય છે. ૨. ધન મેળવવા માટે યત્ન અથવા યાચના કરે, પરંતુ તે પ્રાપ્ત થાય તો પ્રસન્ન ચિત્તથી તેનો અંગિકાર કરે, અને પ્રાપ્ત ન થાય તો પણ પ્રસન્ન રહે તે. આવા મનુષ્યો સંતોષી કહેવાય છે. ૩. જેને ધનની અભિલાષા ન હોય, અને તે પ્રાપ્ત થાય તો પણ તેનો અંગિકાર ન કરે તે. આવા મનુષ્યો વૈરાગ્યવાન કહેવાય છે.

ભગવત સંતોષી નિર્ધનને અધિક ચાહે છે, અને તેથીજ મહાત્માઓ પોતાના ભકતોને એમ કહે છે કે તમે નિર્ધન થઇ પરલોકમાં જાઓ, પરંતુ ધનવાન અવસ્થામાં મૃત્યુ પામતા નહિ.

એક મહાપુરૂષને આકાશવાણી થઇ કે જ્યારે તું ચાહે ત્યારે તારે નિમિત્તે હું સોનાના પર્વત બનાવી દઉં. મહાપુરૂષે કહ્યું કે હું એમ ચાહતો નથી; કારણકે માયા નિર્ધનનું ધન છે. એનો સંચય કરનાર મહા મૂર્ખ છે.

એક પુરૂષ રસ્તામાં સૂતો હતો, તેને કોઇ મહાપુરૂષે જગાડીને કહ્યું, કે અચેત થઇ ઊંઘી શું રહ્યો છે? ઊઠીને ભજન કર. તેણે જવાબ દીધો કે મેં સઘળી માયા નિર્ધનોને આપી દીધી છે, તો હવે મારે શું કરવાનું બાકી રહ્યું?

મહાપુરૂષે જવાબ આપ્યો કે એમ છે ત્યારે તો નિશ્ચિંત થઈ સૂઈ રહે.

મુસા મહાપુરૂષને આકાશવાણી થઇ, કે નિર્ધનતા તારી નજીક આવે, તો પ્રસન્ન થઇ તેનો અંગિકાર કરજે; કારણ કે મેં સ્વર્ગમાં જોયું તો ત્યાં ઘણા નિર્ધન મનુષ્યો આવતા જણાયા, અને ધનવાન મનુષ્યો નર્ક તરફ જતાં દેખાયા.

ભગવાન જેને પોતાનો અધિક પ્રિયતમ માને છે, તેનાં સંબંધીજનોનો અને ધનનો નાશ કરે છે; કારણ કે મોટા કુટુંબવાળા અને ધનવાનને યત્ને કરીને સ્વર્ગ પ્રાપ્ત થાય છે, ત્યારે એકલો પડેલો અને નિર્ધન બનેલો મનુષ્ય સંતોષયુકત હોવાથી તે સહજમાં સ્વર્ગ મેળવી શકે છે, અને તેથીજ સંતજનો કહે છે કે નિર્ધનનો સંગ કરી તેમની યથાશકિત સેવા કરવી.

જે નિર્ધનની સેવા નથી કરતા તેમનાપર ચાર વિઘ્નો આવે છે. ૧. દુર્ભિક્ષ. ૨. રાજદંડ. ૩. ભોગની અધિકતા. ૪. રોગ. આ ચારમાંનું દરેક વિઘ્ન દ્રવ્યનો નાશ કરે છે. નિર્ધનને નીચ જાણનાર સર્વદા ધિઃક્કારને પાત્ર છે.

એક સંત પોતાના આશ્રમમાં નિર્ધનોને પોતાની પાસે બેસાડતા, અને ધનવાનોને સૌની પાછળ બેસાડતા, તથા તેમને ઉપદેશ કરતા કે નિર્ધન તરફ ગ્લાનિ ભરી

નજરે ન જોવું; કારણ કે ધનવાન અને નિર્ધન એકજ ભગવતના બાળકો છે. જે પુરૂષ ધનની અધિકતાથી પ્રસન્ન થતો નથી, અને આયુષ્ય ઘટવાથી દિલગીર થતો નથી, તેને ઉત્તમ જાણવો.

ઉદાર શ્રીમંત કરતાં સંતોષી નિર્ધન ઉત્તમ છે; કારણ કે તે માયાથી વિરક્ત હોવાથી ભગવતપર અધિક પ્રીતિ રાખી શકે છે, તેથી મૃત્યુ સમયે માયિક પદાર્થમાં આસક્તિ ન રહેતાં ભગવાન પર નજર રહે છે. ધનવાન મનુષ્ય કદાચ ઉદાર અને સાત્વિક હોય, છતાં પણ નાના પ્રકારનાં સુખ ભોગવતો હોવાથી તેની આસક્તિ માયામાંથી ઓછી થતી નથી; પરંતુ જે ધનવાન અર્થીઓ નિમિત્તેજ ધન સંચય કરે છે, અને પોતે અનાસક્ત રહે છે, તે ઉત્તમ છે; પણ એવી અવસ્થામાં રહેવું સુગમ હોય, તો મોટા સંતજનો અને મહાન રાજાઓ રાજ્યનો ત્યાગ શા માટે કરે? સત્ અને અસત્ય બન્ને વસ્તુમાં એકી વખતે સાથે પ્રીતિ કરી શકાતી નથી.

નિર્ધનતા આમ સર્વ પ્રકારે ઉત્તમ છે, પરંતુ તે સફળ ત્યારેજ થાય, કે સર્વ કાળમાં ચિત્ત પ્રસન્ન રહે, અને પોતાનું દુઃખ કોઈની આગળ ન કહે, મનમાં એમ જાણે કે ભગવત પોતાના પ્રીયતમનેજ નિર્ધનતા આપે છે. અતીત થઇ ધનવાનની સંગતિ કરે, તો જાણવું કે તે કપટી

છે. જેની પાસે બે પૈસા હોય, તેમાંથી એક પૈસો ભગવત-અર્થે વાપરે, તો તે ધનવાન હજારો રૂપીઆ આપે તેથી વિશેષ છે.

મહાપુરૂષો કહે છે કે યાચના કરવી, એ મહા નિંદ્ય છે. એથી નીચેનાં પાપનો અધિકારી થાય છે. ૧. યાચના કરવાથી પ્રભુની નિંદા થાય છે, અને તેના ઉપકારના કૃતઘ્ની થવાય છે. ૨. પોતે નિર્લજ્જ બને છે. જીજ્ઞાસુએ ભગવત શિવાય અન્યની યાચના કરવી પ્રમાણ નથી, છતાં કદાચ અત્યંત જરૂર હોય તો નિષ્કામ મિત્ર, અથવા ઉદાર ધનિક પાસે માગવું; કારણ કે તેઓ આપતાં ગ્લાનિ પામતા નથી, તેમ આપણા ઉપર ઉપકાર ચઢાવતા નથી. ૩. જેની યાચના કરીએ તેનું મન દુઃખાવાય છે; કારણ કે તે જો પ્રસન્ન ચિત્તથી ન આપે, અને લજ્જા કે અપમાનના ભયથી આપે, તો તેનું હૃદય દુઃખાય છે.

જે પુરૂષ પોતાના નિર્વાહ જેટલું સાધન હોવા છતાં યાચના કરે છે, તે નિઃસંદેહ નર્કનો અધિકારી છે. નિર્વાહ માટે ત્રણ પદાર્થની જરૂર છે. ૧. શરીર ટકાવવા પૂરતો ખોરાક. ૨. શીતોષ્ણ અને વર્ષાના રક્ષણ માટે નિવાસસ્થાન. ૩. નગ્નતા દૂર કરવા જેટલાં વસ્ત્ર. નાના પ્રકારનાં ભોજન કે શૃંગાર નિમિત્ત યાચના કરવી તે મહાપાપ છે.

અતીત ત્રણ પ્રકારના હોય છે. ૧. યાચના કરતા નથી, અને વગર માગે કોઇ આપે તો પણ લેતા નથી. ૨. યાચના નથી કરતા, પણ કોઇ શ્રધ્ધા સહિત આપે તો અંગિકાર કરે છે. ૩. અત્યંત પ્રયોજન હોય ત્યારેજ યાચના કરે છે; પરંતુ ભોગ નિમિ-તે નહિ.

ગ્રીષ્મ ઋતુમાં કોઈની પાસે બરફ હોય, તે શીતળ-તાને લીધે ઘણો પ્રિય લાગે, છતાં તેને બદલે કોઇ સુવર્ણ આપે તો તે તરતજ આપી દે છે; કારણ કે બરફ થોડાજ વખતમાં ઓગળી જઈ નાશ પામે છે, અને સોનું ચીરકાળ સુધી રહેશે, તથા તે વધારે મૂલ્યનું છે, એમ તે જાણે છે; તેવીજ રીતે સંસારનાં સુખ ક્ષણક્ષણમાં પરિણામ પામનાર તથા અંત સમયે દુખદાયી છે, એવું જાણનાર તેનો ત્યાગ કરી ભજન વડે આત્મસુખ પ્રાપ્ત કરે છે, આ અવસ્થાને વૈરાગ્ય કહે છે.

વૈરાગ્યવાન પુરૂષો બે પ્રકારના હોય છે. ૧. જેણે પુરૂષાર્થ વડે નિષ્કામ પ્રીતિ કરી ધનમાનાદિકનો ત્યાગ કર્યો છે, તથા ભોગથી રહિત થઇ ભગવતનો પ્રેમ સંપાદન કર્યો છે, તે. આ અવસ્થા ઉત્તમ છે. ૨. જે નિર્ધન હોવા છતાં અનાયાસે પ્રાપ્ત થયેલા ધનનો પણ અંગિકાર ન કરે તે.

માન મેળવવા માટે ધનાદિકનો ત્યાગ કરનાર ખરા વૈરાગ્યવાન નથી. સાચા વૈરાગ્યવાન તો ભગવતપ્રાપ્તિ શિવાય

અન્ય કોઈ પદાર્થમાં આસક્તિ રાખતાજ નથી. તેઓ કંઈક સં
છે, તે પરોપકારનેજ માટે. કેટલાક સંત રાજ્ય કરતા હતા, 
તેમનું મન માયામાં આસક્ત નહોતું. તાત્પર્ય કે જ્ઞ
પાસે લાખો રૂપીઆ હોય છતાં તે વિરાગી છે, અને અજ્ઞ
પાસે કોડી પણ ન હોય, છતાં તે વિરાગી નથી. ઉ
અવસ્થા તો એ છે કે સર્વ પદાર્થથી નિર્મોહ થવું;
પદાર્થના ગ્રહણ કે ત્યાગની ઈચ્છા ન કરવી, તેમજ
પદાર્થની પ્રીતિ કે વિરોધ ન કરવો; કારણ કે જેમ
વસ્તુ હૃદયમાંથી વિસરતી નથી, તેમ વિરોધી વસ્તુ
વિસરતી નથી. સમુદ્ર જેમ જળની કૃપણતા રાખતો ન
તેમ ધન વિષે ઉદારચિત્ત રાખવું. તાત્પર્ય કે ધન હે
યા ન હોવું સમાન લાગે, તેજ ઉત્તમ અવસ્થા છે. આ
સુખ આગળ માયા કંઈ વિસાતમાં નથી; પરંતુ અલ્પજ્ઞ
જીવને એ સમજાતું નથી, કારણ કે તેની પ્રતીતિ નિ
હોય છે. એવાને સંતજનોનાં વચનો સાંભળી કંઈક પ્રત
થાય છે, પણ અચેતપણાને લીધે શ્રદ્ધા મંદ પડે છે,
પ્રત્યક્ષ સુખનો ત્યાગ કરી શકતો નથી.

જે મનુષ્ય ચાળીસ દિવસ પર્યંત ભોગોથી વિ
રહે છે, તેના હૃદયમાં નિઃસંદેહ અનુભવનો પ્રકાશ પ્ર
થાય છે. જેનું ચિત્ત માયાથી વિરક્ત હોય, જેને સુ
અને માટી સમાન છે, તેજ ખરો પ્રીતિમાન છે.

ચિત્ત ભગવાનના પ્રકાશથી નિર્મળ બનેલું છે, તેનું ચિત્ત છળરૂપી સંસારથી વિરક્ત થાય છે, અને અવિનાશીની પ્રીતિમાં સાવધાન થઈ મૃત્યુ પહેલાંજ પરલોકનું ભાથું તૈયાર કરે છે.

ઈસા સંતને લોકોએ પૂછ્યું કે તમારે માટે એક ઘર બાંધીએ? ત્યારે તેમણે કહ્યું કે જળના પ્રવાહ પર બાંધો. લોકોએ પૂછ્યું કે એમ શી રીતે બને? સંતે કહ્યું કે સંસારમાં જીવવું જળપ્રવાહ જેવું છે, માટે ઘર બનાવવું એ કેવળ મૂર્ખાઈ છે. વૈરાગ્યવાનનું અલ્પ ભજન બીજાના અધિક ભજનથી પણ વિશેષ છે; કારણ કે જ્યાં સુધી ક્ષુધા, નગ્નપણું, નિર્ધનતા અને અપમાન એ ચારથી નિર્ભય થયો નથી, ત્યાં સુધી કોઈ પણ કૃતિ શુદ્ધ થતી નથી.

વૈરાગ્યની ત્રણ અવસ્થા છે. ૧. સ્થૂળમાયાનો ત્યાગ કરી મનમાં તેને રમણિક જાણે છે, છતાં યત્ન અને હઠે કરીને તેનો ત્યાગ કરે છે તે. આ અવસ્થા કનિષ્ઠ છે.

૨. ચિત્ત વિષે રમણિક નથી જાણતો; પણ માયાને માયા વૈરાગ્યનુ અભિમાન લાવે. આ અવસ્થા મધ્યમ છે.

૩. જે વૈરાગ્યનું અભિમાન નથી રાખતો તે. આ અવસ્થા ઉત્તમ છે.

જેમ રાજદરબારમાં પ્રવેશ કરતાં દ્વાર પર ઉભેલા કુતરા અટકાવે, તેમને રોટલીના ટુકડા નાખી, યત્ન વડે

શંજાનો મેળાપ કરે, તો તેની મનકામના પૂર્ણ થાય છે, તેમ ભગવતના દરબારમાં જતાં માયારૂપી રોટલીના ટુકડાનો ત્યાગ કરવો, એમાં કંઇ વિશેષ નથી; કારણ કે માયા પરિણામ પામનારી છે, અને આત્મસુખ અનિત્ય–પરિણામ રહિત છે.

કેટલાક મનુષ્યો નર્કના ભયથી માયાનો ત્યાગ કરે છે, કેટલાક પરલોકના સુખ નિમિત્તે માયાનો ત્યાગ કરે છે, અને કેટલાક કેવળ ભગવત પ્રીત્યર્થે માયિક પદાર્થ તરફ નજર સરખી કરતા નથી. તાત્પર્ય કે આત્મસાક્ષાત્કાર આગળ સ્વર્ગાદિક સુખ તુચ્છ છે. જેને ભગવત શિવાય અન્યમાં પ્રીતિ છે, તેની દૃષ્ટિ જ્ઞાનીને મન બાળકની દૃષ્ટિના જેવી છે.

જે નિર્વાહ કરતાં અધિક ભોગથી વિરક્ત છે, અને જેણે મનના ભોગનો ત્યાગ કર્યો છે, તે સંપૂર્ણ વૈરાગ્યવાન છે. જે પદાર્થને લીધે ભગવતની પ્રીતિમાં વિક્ષેપ થતો હોય, તેનો ત્યાગ કરવો, એજ વૈરાગ્ય છે.

યહીયા નામે સંત ગુણના કોથળાના વસ્ત્ર પહેરતા હતા. તેમની માતાએ રૂની ગાદીવાળું વસ્ત્ર તેમને પહેરાવ્યું, ત્યારે આકાશવાણી થઈ કે યહીયા! તેં મારો ત્યાગ કરી ભોગનો અંગિકાર કર્યો છે. આ સાંભળી તેમણે તે વસ્ત્રનો ત્યાગ કરી અસલ વસ્ત્ર પહેરવા માંડયું. યથાશક્તિ ભોગનો જેટલો ત્યાગ થાય તેટલો તેમાં લાભ છે.

સંસારરૂપી અગાધ કૂપમાં સંસારી જીવો પડેલા છે,
શરીરના નિર્વાહ જેટલા પદાર્થની જરૂર છે. તે પદાર્થો
પ્રમાણેઃ—

૧. આહાર. કંદમૂળથી પણ ઉદરપોષણ થાય છે.
ાત્ર રાજસી છે, તેમાં ચોખા અને લોટ તો અતિ
ી છે, અને ઘૃત તથા મિષ્ટાન્ન તો વૈરાગ્યને નષ્ટ
ાળાં છે. આહાર એટલો રાખવો, કે અધિક તૃપ્ત પણ
વાય, તેમ ભૂખ્યા પણ ન રહેવાય. વૈરાગ્યનું મૂળ
ા રહિત થવું તે છે. દીર્ઘ આશાવાળાથી વૈરાગ્ય સાધી
ા નથી; માટે રાત્રિદિવસ થઈને એક વખત આહાર
પ્રમાણ છે. એક મહાપુરૂષના ઘરમાં કેટલાએ દિવસ
માત્ર ખજુરનોજ આહાર હતો. વૈરાગીએ કપડાં પણ
એકજ જોડ રાખવાં. રંગીન કે કોમળ વસ્ત્ર પહેરવાથી
ય રહેતો નથી. એક મહાપુરૂષ તેલીના જેવાં વસ્ત્ર
તા હતા, તેમને કોઇએ સુંદર વસ્ત્ર આપ્યાં, ત્યારે
ા તો તેની પ્રસન્નતા નિમિત્ત તે પહેર્યાં, પણ શીઘ્ર
રી નાંખી કહ્યું, કે આ વસ્ત્ર અમુક પુરૂષને આપી દો, અને
તો મારાં પુરાણાં વસ્ત્રજ આપો; કારણ કે તે શિવાય
વિક્ષેપ થાય છે.

૨. સ્થાન. જીજ્ઞાસુએ સ્થાન બાંધીને ન રહેવું. જે
ા માટે સ્થાન બાંધી તેને ચિત્ર વડે સુંદર બનાવે છે,

તે વિરાગી નથી. સ્થાનનું પ્રયોજન માત્ર શીતોષ્ણથી રક્ષણ કરવાનું છે. ઉત્તમ વાત તો એ છે કે અવિનાશી ગ્રહની પ્રીતિ કરવી. ઉત્તમ વિરાગીએ ગ્રહસામગ્રી કંઈપણ ન રાખવી. ઈસા નામે મહાપુરૂષ માત્ર એક લોટો અને કાંસકી પોતાની પાસે રાખતા હતા, પણ તેમણે એક માણસને હાથ વડે પાણી પીતાં તથા વાળ સાફ કરતાં જોયો, ત્યારથી પોતે લોટો અને કાંસકી બન્ને ફેંકી દીધાં. ધાતુનું પાત્ર રાખવાથી વૈરાગ્ય નષ્ટ થઈ જાય છે.

એક પુરૂષ એક સંતના આશ્રમમાં ગયો. ત્યાં તેણે કંઈ સામગ્રી ન જોઈ, તેથી પૂછવા લાગ્યો કે આપે આવું શૂન્ય ઘર શા માટે રાખ્યું છે ? સંતે જવાબ આપ્યો કે મારૂં એક બીજું ઘર છે, ત્યાં સર્વ સામગ્રી એકઠી થતી જાય છે.

હસનબરી સંત કહે છે કે મેં ૭૦ વૈરાગ્યવાનને જોયા, તેઓ માત્ર એકજ વસ્ત્ર રાખતા, અને જમીન પર સૂઈ રહેતા, તથા તેજ વસ્ત્ર ઓઢતા હતા.

ધન અને માનની અધિકતા હળાહળ વિષ સમાન છે, અને નિર્વાહમાત્ર તેનો અંગિકાર અમૃત સમાન છે. જે પદાર્થ ધર્મના માર્ગમાં સહાયતા આપે, તે ધર્મરૂપજ છે. સંસારી જીવ જ્યારે સંપત્તિમાં પ્રસન્ન થાય છે, ત્યારે જ્ઞાની વિપત્તિમાં પ્રસન્ન રહે છે; કારણ કે વિપત્તિથી સંસારમાં મચી રહેલું હૃદય વિરક્ત થાય છે.

ભગવત મનુષ્યનાં શરીર કે કર્મ તરફ જોતા નથી, પણ તેમનાં હૃદય તરફ જુએ છે; કારણ કે કૃતિનું પ્રેરક મન છે, અને તેનું સ્થાન હૃદયમાં છે. શુભકર્મ જો શુભ ઈચ્છાથી કે ભગવતનિમિત્ત ન થાય, તો તેનું શુભફળ મળતું નથી. કોઈ ધનવાન પુરૂષ વિચારયુકત ધન ખર્ચે, અને બીજો નિર્ધન એમ ઇચ્છે, કે મારી પાસે ધન હોત તો હું પણ ઉત્તમ રસ્તે વાપરત, તો નિર્ધનને તેની શુભઈચ્છાનું ફળ ધનવાનના જેવુંજ મળે છે.

એક ભક્ત રેતીના ઢગલા પર બેઠો હતો. તે વખતે દુષ્કાળ હતો, તેથી તેને એવી ઈચ્છા થઈ કે આ ઢગલો જો અનાજનો હોત તો હું ક્ષુધાથી પીડાયલા મનુષ્યોને વહેંચી આપત. આથી તરત આકાશવાણી થઇ, કે "તારી ઈચ્છા પ્રમાણે છે, માટે તારૂં દાન સફળ થયું છે."

જેનું મન અને પુરૂષાર્થ માયામાં દૃઢ છે, તેનું હૃદય સર્વદા અતૃપ્ત રહે છે, અને જેનું મન ભગવતમાં દૃઢ છે, તેનું હૃદય સર્વદા સંતુષ્ટ રહે છે; તેથી પ્રથમ મનની અને પછી કૃતિની વિદ્યા શીખવી જોઇએ.

એક જીજ્ઞાસુએ મહાપુરૂષને વિનંતિ કરી કે મને એવી વિદ્યા શીખવો, કે જેથી હું શુભકાર્યથી રહિત ન બનું. ત્યારે તેમણે કહ્યું કે જ્યારે શુભકાર્ય કરવાનો અવસર હોય

ત્યારે તેમાં દ્દઢ થવું, અને જ્યારે તેવો અવસર ન હોય, ત્યારે શુભઈચ્છામાં સાવધાન થવું.

સર્વ કૃતિનું બીજ જ્ઞાન, શ્રધ્ધા અને બળ છે. તેમાં બળ શ્રધ્ધાને આધીન છે; કારણકે શ્રધ્ધાજ બળને કૃતિમાં સાવધાન કરે છે. તેમજ શ્રધ્ધા જ્ઞાનને આધીન છે. જેટલા પદાર્થ મનુષ્યની જાણમાં છે, તે બધાની ઈચ્છા કરતો નથી; કારણકે તે સઘળામાં તેને શ્રધ્ધા નથી. જ્યારે જ્ઞાન, શ્રધ્ધા અને બળ એકત્ર થાય છે, ત્યારેજ કૃતિ થાય છે. મનની ઈચ્છા જે કાર્યમાં પ્રેરે છે, તે ઈચ્છા કેવળ, અથવા મિશ્રિત હોય છે. જેમકે સિંહને અચાનક દેખતાં નાસવાની ઈચ્છા થાય, એ કેવળ છે. મિશ્રિત ઈચ્છા ત્રણ પ્રકારની છે. ૧. કોઈ નિર્ધન સંબંધી કંઈ માગે, તો તેની જરૂરીયાત જાણીને, સંબંધી જાણીને અથવા અર્થી જાણીને આપવું. આ મિશ્રિત ઈચ્છા છે. ૨. કેવળ સંબંધને લીધે ન આપે, તેમ કેવળ નિર્ધન હોવાથી પણ ન આપે, પરંતુ સંબંધ અને નિર્ધનપણું બે એકઠાં હોવાથી આપે, એ પણ મિશ્ર ઈચ્છા છે. ૩. કોઈ એકલો ભજન કરતો હોય, પણ જો બીજો મનુષ્ય સામેલ થાય તો વધારે રુગમ થાય છે, ત્યાં એક નિર્બળવૃત્તિ, અને બીજી મદદરૂપ. આ બેનું મિશ્રણ થવું. એમ સર્વ કૃતિમાં વૃત્તિની અવસ્થા ભિન્ન ભિન્ન છે.

મહાપુરૂષો કહે છે કે ભક્તોની શુધ્ધ વૃત્તિ કૃતિ કરતાં
વિશેષ છે; કારણકે વૃત્તિનો સંબંધ હૃદય સાથે છે,
ી શુધ્ધ વૃત્તિ કૃતિ શિવાય પણ ફળ આપે છે. માટે
મના સ્વભાવને ફેરવવો એજ સર્વ ધર્મનું ફળ છે. જેની
ધા માયિક પદાર્થોમાં છે, તેનું મુખ માયા તરફ છે, અને
ી શ્રધ્ધા ભગવતમાં છે, તેનું મુખ ભગવત તરફ છે.
પર્ય કે સર્વ કાર્યનું પ્રયોજન મનની વૃત્તિને માયાથી
મુખ કરી ભગવતની સન્મુખ કરવાનું છે. જેમ માથું નમાવ-
માં માથું ધરતી પર મૂકવાનું પ્રયોજન નથી, પણ નમ્રતા
ાડવાનું છે, અને ભગવતના ગુણ ગાવામાં રસનાને
ાવવાનું પ્રયોજન નથી, પણ અભિમાન ત્યાગ કરી
ાવતને આધીન થવાનું છે, તેમ કોઈપણ શુભકાર્યનું
ોજન માયાથી વિમુખ થઈ ભગવત સન્મુખ થવાનું છે.
પર્ય કે સર્વ શુભગુણનું બીજ વૃત્તિ છે, અને કૃતિનું
વૃત્તિની દૃઢતા છે, માટે વૃત્તિ સાથે હૃદયમાં કૃતિનો
ાશ થાય, ત્યારેજ કૃતિ સફળ થાય છે. જેમ ઔષધ
રમાં જઇ રક્ત સાથે મળે, ત્યારે શરીરની પીડા દૂર
ય છે, પરંતુ શરીર પર લેપ કરવાથી અંદરનું દુઃખ
તું નથી, તેમ શુધ્ધ વૃત્તિ શિવાય એકલી કૃતિથી
ાવતપ્રાપ્તિ થતી નથી.

મલિન સ્વભાવ મનના સંકલ્પ હોવાથી, તે જીવને
ધનકારક છે. સંકલ્પ ચાર પ્રકારના છે, તેમાંથી બે મનને

આધીન હોવાથી તેનું પાપ મનને લાગે છે, અને એ આધીન નહિ હોવાથી તેનું પાપ મનને લાગતું નથી. જેમ રસ્તે ચાલતાં કોઇનો અવાજ સંભળાય, તેથી પાછું જુએ, અને સ્ત્રી નજરે પડે, એ મનનું તુચ્છ સ્ફુરણ છે, તેથી એનું પાપ મનને નથી; તેમજ બીજી વખત તેને ઇચ્છાપૂર્વક જુએ, તોપણ પાપ નથી; કારણકે તે મનનો સ્વભાવ છે, અને તે જીવપર પ્રબળ છે; પરંતુ તેના રૂપ પર મોહિત થઈ ત્રીજી વાર જુએ, તો તેનો સંકલ્પ મનમાં દૃઢ થવાથી તે બંધનકારક છે, અને જ્યારે પાપકર્મની બુરાઇનું વિસ્મરણ કરી કામની અભિલાષામાં મન દૃઢ કરે, તો તે સંકલ્પ અત્યંત બંધનરૂપ છે. પ્રથમની બે સ્ફુરણ અકસ્માત હોવાથી નિર્દોષ છે, અને બાજી બે દુષિત છે, માટે જીજ્ઞાસુએ ભગવતનો ભય રાખી મનમાં અશુભ સંકલ્પ ન થવા દેવા, તેમ હઠ કરી પોતાનો નાશ પણ ન કરવો; પરંતુ શનૈઃ શનૈઃ મનના સ્વભાવને દૂર કરવા.

એક જીજ્ઞાસુએ સંતને કહ્યું કે કામાદિક સંકલ્પ મને દુઃખ કરે છે, તેથી હું નપુંસક થવા ઇચ્છું છું; ત્યારે સંતે કહ્યું કે એમ કરવા કરતાં વ્રત અને તપથી શરીરને નિર્બળ કરવું વિશેષ ઉત્તમ છે.

બીજા એક મનુષ્યે કોઇ સંતને પૂછયું કે મારૂં મન જગતના સહવાસથી વિક્ષેપ પામે છે, તેથી હું કોઇ

ગુફામાં જાઉં ? ત્યારે સંતે કહ્યું કે ગુફામાં વસવા કરતાં સાધુસંગતિ ઉત્તમ છે.

જ્યારે હૃદયમાં પાપની ઇચ્છા દૃઢ થાય છે, ત્યારે આપોઆપજ ભગવતથી વિમુખ થવાય છે. આ વિમુખતાજ મંદભાગ્યનું બીજ છે. સંકલ્પ ઊઠવો એ મનનો સ્વભાવ છે, અને તેનો ત્યાગ કરવો એ પુરૂષાર્થ છે, એથી હૃદય ઉજવળ થાય છે.

કર્મ ત્રણ પ્રકારનાં છે. સાત્વિક, રાજસી અને તામસી. કોઈ એમ માને કે ભલી વૃત્તિ રાખી પાપકર્મ કરીએ તોપણ તે પુણ્ય રૂપ થાય છે, તો એ માનવું મૂર્ખતા ભરેલું છે. તે કર્મ તો ઉલટું હૃદયને મલિન કરે છે. અશુભવૃત્તિથી ધર્મશાળાદિક બંધાવવા, એ મલિન કૃતિ છે. તાત્પર્ય કે જ્યારે વૃત્તિ શુભકર્મમાં વિધિસંયુકત દૃઢ થાય છે, ત્યારે ઉત્તરોત્તર શુભકાર્ય થતાં જાય છે.

શરીરનો વ્યવહાર એ સાજસી કર્મ છે. તેમાં પશુની માફક અચેત ન રહેવું, તથા તેમાંજ મગ્ન બની ભલી વૃત્તિને વિસારી મૂકવી નહિ; પરંતુ નાહવું, ધોવું ખાવું, પીવું વગેરે સર્વ વ્યવહાર દેહશુધ્ધિ તથા તેના નિર્વાહ પૂરતાજ કરવા. જેની કૃતિ શુધ્ધ હોય છે, તેની ક્રિયા કદી પણ ભલાઇ રહિત હોતીજ નથી.

જેની ક્રિયા કેવળ ભગવતપ્રીત્યર્થે હોય છે, પરંતુ ભય કે સ્વર્ગની આશાને લીધે હોતી નથી, તે નિષ્કામ છે. ભગવતમાં અધિક પ્રીતિ ન હોય, તો નિષ્કામ કૃતિ થઇ શકે નહિ.

કૃતિરૂપી ખેતીમાં વિદ્યારૂપી બીજ વાવી નિષ્કામતારૂપી જળસીંચન કરે, તો મુક્તિરૂપી ફળ પ્રાપ્ત થાય છે.

એક સંતે સાંભળ્યું કે અમુક નગરના લોક એક વૃક્ષને પરમેશ્વર તરીકે પૂજે છે. તેથી સંત તે વૃક્ષ કાપી નાંખવા નીકળ્યા. કળિયુગે તેમને અટકાવ્યા, અને કહેવા લાગ્યો કે તમે તમારૂં ભજન કરો, વૃક્ષ કાપવાનું તમારે શું કામ છે? સંતે કહ્યું કે વૃક્ષ કાપવું એજ મારૂં ભજન છે. આથી બન્ને વચ્ચે લડાઈ થઈ તેમાં સંત જીત્યા. એટલે કળિયુગે કહ્યું કે મારૂં એક વચન સાંભળો. ભગવતે તમને વૃક્ષ કાપવાની આજ્ઞા કરી નથી, છતાં તમે એ કામમાં કેમ આસક્ત થયા છો? સંતે કહ્યું કે અયોગ્ય કામ અટકાવવાની પ્રભુનીજ આજ્ઞા છે. આથી ફરીથી લડાઈ સળગી તેમાં પણ સંત જીત્યા. એટલે કળિયુગે કહ્યું કે એક બીજું વચન સાંભળો, પછી કાપવું હોય તો કાપજો. જો તમે વૃક્ષ કાપવાનું માંડી વાળો તો હું દરરોજ તમને પાંચ રૂપીયા આપીશ. આથી સંત લલચાઈને પાછા ફર્યા. તેમને એક દિવસ પાંચ રૂપીઆ મળ્યા, પણ બીજે દિવસ મળ્યા નહિ,

તેથી ક્રોધે ભરાઇ વૃક્ષ કાપવા ચાલ્યા. કળિયુગે તેમને અટકાવ્યા, એટલે લડાઇ થઇ તેમાં સંત હાર્યા. તાત્પર્ય કે પ્રથમ નિષ્કામવૃત્તિ હતી, તેથી તે જીત્યા હતા, અને પછી સકામવૃત્તિ થઈ એટલે હારી ગયા.

મિશ્રિતવૃત્તિ સકામ છે. જેમકે, વૃત્ત રાખવાથી સંયમ થશે, શરીર આરોગ્ય રહેશે, રસોઇનો શ્રમ ઓછો થશે, અને ઓછી આજીવિકામાં નિર્વાહ ચાલશે; ગુલામને છોડી દેવાથી, તેના બુરા સ્વભાવથી બચીસ, અને પુણ્ય લાગશે; રાત્રે ભજન કરવાથી ચોર નહિ આવે, અને ભગવતનું નામ લેવાશે; આ સઘળા મિશ્રવૃત્તિના દાખલા છે, પરંતુ ભગવતનેજ સ્વાંમિ માની તેની આજ્ઞા પાળવા, તથા પ્રેમ મેળવવા જે કરીએ તેજ ખરી નિષ્કામતા છે, પરંતુ તે અતિ કઠણ છે.

ભજનમાં ચાર પ્રકારની સકામતા હોય છે. ૧. જો વિધિસંયુકત ભજન નહિ થાય તો લોકોમાં નિંદા થશે. ૨. મારા ભજન કરવાથી બીજાઓ તેમ કરશે તેનું ફળ મને મળશે. ૩. એકાંતમાં કે જાહેરમાં ભજન કરવું સરખું જાણે, છતાં માન ખાતર જાહેરમાં ભજન કરવું. ૪. ભગવતનો ભય ન રાખવો. આ સઘળા દંભ છે, પરંતુ ધીમે ધીમે સંકલ્પને નિર્મળ કરે, તો નિષ્કામ થવાય.

સત્ય અને નિષ્કામતા એકરૂપજ છે. સત્યનાં પાંચ લક્ષણ છે. ૧. જીભથી કદી અસત્ય બોલવું નહિ. જેમકે

ભોગમાં પ્રીતિ હોય, અને માયાથી મુકત થયો ન
છતાં કહે કે હે ભગવત ! હું તારો દાસ છું. તો
અસત્ય છે; કારણ કે તે માયાનો દાસ છે. ૨. મ
ભેદભાવ ન રાખતાં શુધ્ધ વૃત્તિ રાખવી. ૩. સાત્વિક વૃ
આરંભેલા કાર્યમાં માનાદિકની લાલચોથી ડગવું નહિ.
બાહ્યાભ્યંતર સરખાજ દેખાવું. ૫. વૈરાગ્યાદિક શુભ
સંપૂર્ણ રાખવા. જેની આવી અવસ્થા છે, તેજ ખરો સારે

## [ ૫. ] મનનો હિસાબ, ધ્યાન.

બુધ્ધિમાન પુરૂષે રોજ મનનો હિસાબ લેવો. દિવ
કાર્યને ચાર ભાગમાં વહેંચી નાખવાં. ૧. શરીરની
કરવી, ૨. આજીવિકા ચલાવવી, ૩. મનનો હિસાબ તપાસ
૪. ભગવતમાં એકાગ્રચિત્ત રાખી કાળ વ્યતીત કરવો.

પ્રભાતમાં ઉઠી વિચાર કરવો કે આયુષ્ય ચાલ્યું
છે, માટે પુરૂષાર્થનો દિવસ આજેજ છે. એક ઘડી
અચેત અવસ્થામાં ગુમાવવી અયોગ્ય છે. ઇંદ્રિયોના (
તે નર્કનું ગુપ્ત દ્વાર છે, માટે ઇંદ્રિયોને ભજનમાં જો
આવી રીતે મનને સમજાવવાથી તે સીધું ચાલે છે.
તરફ પળેપળે ધ્યાન અપાય તોજ તે અચેત ન રહે.
એક ક્ષણમાત્ર અચેત રહે, તો તે પોતાના સ્વભાવમાં ખે
જઈ આળસ અને ભોગમાં ઉન્મત્ત બને છે. આ

સમજનારની આંતર અને બાહ્ય ક્રિયા નિર્મળ થાય છે. સર્વ કાર્યમાં, સર્વ સમયમાં અને સર્વ અવસ્થામાં ભગવતને અંતર્યામી જાણે, તોજ કાર્ય સફળ થાય.

એક સંત પોતાના શિષ્યો પૈકી એક પર અધિક પ્રીતિ રાખતા હતા, તેની બીજાને ઈર્ષ્યા થઇ. આથી સંતે દરેક શિષ્યને એક એક ફળ આપ્યું, અને કહ્યું કે જ્યાં કોઇ ન દેખે ત્યાં જઇ આ ફળ છોલી આવો. બધા એકાંતમાં જઈ છોલી લાવ્યા, પણ પેલો પ્રિય શિષ્ય છોલ્યા વગર પાછો આવ્યો. તેને જોઇ સંતે પૂછયું કે તું છોલ્યા વગર કેમ પાછો લાવ્યો? તેણે કહ્યું કે મહારાજ! એવું કોઇ સ્થાનજ નથી કે જ્યાં ભગવત ન દેખતો હોય. આવી રીતે બીજા શિષ્યોને તેની અધિકતા દેખાડી.

એક સંતે કોઈ ભરવાડ પાસે એક બકરી વેચાતી માગી. ભરવાડે કહ્યું કે હું એનો માલિક નથી, પણ મારા શેઠનાં બકરાં ચારનાર નોકર છું. સંતે તેની પરીક્ષા માટે કહ્યું કે તારા શેઠ અહીં કયાં જોવા આવનાર છે? તેમને કહેજો કે એક બકરી વાઘ લઇ ગયો. ભરવાડે કહ્યું કે શેઠ નથી જોતા, પણ શ્રીરામજી તો સઘળું જુએ છે, માટે એમ નહિ બને. આથી તે ભરવાડ પર સંત ઘણાજ પ્રસન્ન થયા. તાત્પર્ય કે સર્વ સ્થળે અને સર્વ સમયે ભગવતને અંતર્યામી જાણવા.

ઉત્તમ ધ્યાનઃ—હૃદય એવું છે કે તે ભગવતનું મહા
જાણે, તો સર્વદા તેમાંજ લીન રહે છે, અને યત્ન શિ
ભોગની અભિલાષા દૂર કરે છે, તો પછી પાપકર્મમાં
વિચરેજ ક્યાંથી? કેટલાક સંત ભગવતમાં એવા લીન
છે કે કાન ખુલ્લા હોવા છતાં કોઈની વાર્તા તેમને સંભળ
નથી, અને નેત્ર ખુલ્લાં હોવા છતાં કશું દેખતા નથી.

એનાથી ઉતરતી બીજી ધ્યાનની અવસ્થા છે, તે
છે કે ભગવતને અંતર્યામી જાણી મલિન સંકલ્પથી
રહે, પણ ચિત્ત ભગવતસ્વરૂપમાં લીન રહે નહિ.
અવસ્થાવાળાએ પુરૂષાર્થ વડે અશુધ્ધ સંકલ્પને નષ્ટ ક
જો એમ ન કરે તો સ્થૂળ પદાર્થની અભિલાષા ઉત્પન્ન
તેમાં ઇંદ્રિયો આકર્ષાય છે; માટે વૈરાગ્યવાન મનુષ્ય
સંગ રાખવો. વિદ્વાન હોવા છતાં માયામાં આસક્ત
તેની સાથે વાત સરખી કરવી નહિ.

જીજ્ઞાસુએ શુભકાર્ય કરતી વખતે નીચે પ્રમાણે
રાખવી. ૧. સાત્વિક કાર્ય નિષ્કામ વૃત્તિથી હૃદયની એકા
સાથે સંપૂર્ણ કરવું. ૨. ભગવતનો ભય રાખી તામસી કા
ત્યાગ કરવો. ૩. રાજસી કાર્ય સંયમ અને યુક્તિથી ક

સુતી વખતે દિવસનાં સર્વ કાર્યોનો હિસાબ ક
મન ઘણુંજ ચતુર છે. તે રાજસી અને તામસી મનો

સાત્વિક દેખાડે છે, માટે તેનાથી ન છેતરાતાં તેને પૂછતા રહેવું કે અમુક ક્રિયા શા નિમિત્તે થઈ છે ?

એક હરિભક્તે આખી જીંદગીનાં કાર્યોનો હિસાબ કર્યો, કે મને ૬૦ વર્ષ થયાં, તેમાં જો દરરોજ એકેક પાપ કર્યું હોય તો બધાં મળીને ૨૧૦૦૦ પાપ થયાં; પણ મેં તો દરરોજ હજારો પાપ કર્યાં છે, તો મારી શી ગતિ થશે ? આ વિચારમાં તે મૂર્છિત થયો, અને તેનું શરીર છૂટી ગયું.

મનનો હિસાબ લઈ જો તેને શિક્ષા કરવામાં ન આવે, તો તે નફ્ફટ થઈ જાય છે, માટે ગુન્હો જણાતાં તેને તરત શિક્ષા કરવી; એટલે અશુધ્ધ આહાર લેવાય તો ઉપવાસ કરવો; બુરી દૃષ્ટિ થાય તો નેત્ર બંધ રાખી પ્રભુનું ધ્યાન કરવું; વગેરે.

એક ભકતે વિકારથી કોઇ સ્ત્રી પર હાથ મૂકયો. પછી તરતજ પશ્ચાત્તાપ માટે અગ્નિમાં તે હાથને બાળ્યો.

એક સંતને કોઇ સ્ત્રીનું મુખ જોવાની ઈચ્છા થઈ, તેથી ઉંમરાની બહાર એક પગ મૂકયો; પરંતુ એટલામાંજ તેણે સાવધ થઈ પશ્ચાત્તાપ કરવા માટે જે પગ બહાર મૂકયો હતો, તે ત્યાંજ રહેવા દીધો, તેથી ઠંડીમાં તે ઠરી જઈ ત્યાંજ જુદો પડી ગયો. મનમાં એમ વિચાર કર્યો કે

એ પગે પાપકર્મને ઉત્તેજન આપ્યું, માટે તે અંદર લા
વાને લાયક નથી.

એક સંતને સ્વપ્નમાં કામનો સંકલ્પ થયો, કે તરત
સાવધ થઈ સ્નાન કરવાનો નિશ્ચય કર્યો; પરંતુ ઠંડક ઘ
હોવાથી સવાર થતાં નાહવાનો વિચાર રાખ્યો; આ વિચ
પણ શુભ નહિ હોવાથી પશ્ચાત્તાપ માટે ગોદડી સાથે સ્ન
કરી તે ભીની ગોદડી ઓઢી રાખી રાત ગુજારી.

એક સંતને એક રાત્રિએ વધુ નિદ્રા આવી, તે
નિયમિત ભજન થયું નહિ. આથી પ્રાયશ્ચિત્ત માટે એક વ
સુધી જાગ્રણ કરવાનું વ્રત લીધું.

તાત્પર્ય કે મનનો હિસાબ અવશ્ય લેતા રહેવું, ર
અશુદ્ધ સંકલ્પ થતાંજ પ્રાયશ્ચિત્ત કરી શુધ્ધ થવું.

ઉંમર સંતનો ભજનનો એક નિયમ ખંડિત થાય, કે
દરેક ભૂલ દીઠ એક હજાર રૂપીયા દાન કરતા.

રૂચીપૂર્વક ભજન ન બનતું હોય તો ભજનમાં
રહેનાર સંતનો સંગ કરવો, અને તેવા સંત પ્રત્યક્ષ ન મ
તો અગાઉ થઈ ગયેલા સંતોનાં વચનં યાદ કરી દૃઢ થવું.

દાઉદ સંત કાચા લોટમાં પાણી રેડી તેને પી જતા; કા
કે તેને પકાવવા રહે તો તેટલો વખત ભજન ન થાય.

એક સંત કહેતા કે ત્રણ કાર્યો માટે હું જીવું
૧. શીયાળાની લાંબી રાતે ભગવતને દંડવત કરવા. ૨. ગ્રં

ઋતુમાં વ્રત કરી ક્ષુધા અને તૃષાનું દુઃખ સહન કરવા. ૩. યથાર્થ વચનનો સંગ્રહ કરવા.

આવેશકરની સંત એક રાત્રિ શ્રી રામચંદ્રજીને દંડવત કરવામાં, બીજી રાત્રિ ઊભા રહી ભજન કરવામાં, અને ત્રીજી રાત્રિ શ્રી રામનામ લખવામાં વ્યતીત કરતા. આ અનુક્રમે તે જીવન ગુજારતા. એક વખત તેમની આંખ મીંચાઇ ત્યારે જાગ્રત થઈ ભગવતની પ્રાર્થના કરવા લાગ્યા, કે મહારાજ! સંયમહીન ઉદર અને અધિક નિદ્રાવશ નેત્રથી મારી રક્ષા કરજે.

આવાં સંતનાં વચનોને વારંવાર યાદ કરવાથી ભજનમાં આળસ થતું નથી.

## [ ૬. ] વિચાર નિરૂપણ.

વિચારનું સ્વરૂપઃ—જેમ સ્ત્રીપુરૂષના મેળાપથી સંતતિ ઉપજે છે, તેમ બે વિચાર એકત્ર કરવાથી સારરૂપ જ્ઞાન ઉપજે છે. જેમકે આ સંસારનું સુખ ઉત્તમ છે, કે પરલોકનું; અથવા નાશવંત વસ્તુ ઉત્તમ કે અવિનાશી. આવી રીતે સારાસારના બે વિચારનો સાર, જ્ઞાનરૂપે સ્થિત થાય છે. જગત અનાદિ છે કે ઉત્પન્ન કરેલું છે. એનો વિચાર કરીએ તો માલમ પડે છે કે જગત પરિણામી છે, અને પરિણામી વસ્તુ અનાદિ નથી હોતી. આમ વિચાર કરવાથી સાર જડે

છે. મનુષ્યને અનાદિથી અજ્ઞાન વળગેલું છે, માટે તેને વિચારરૂપી પ્રકાશની ખાસ આવશ્યક્તા છે. સંસારમાં આસક્ત થવું કે ધર્મ માર્ગમાં ચાલવું એમાં કર્તવ્ય શું છે તે વિચારવું. સંસારસુખ નાશવંત છે અને તુચ્છ છે, આત્મસુખ અવિનાશી છે અને અવર્ણનીય છે એમ જ્યારે નિશ્ચય થાય છે ત્યારે સંસાર તરફ સહજે પીઠ થાય છે.

વિચારથી યથાર્થ શું છે, તેનો નિશ્ચય થાય છે, પછી તે નિશ્ચય અનુસાર ચિત્તની અવસ્થા બદલાય છે, અને છેવટે તે પ્રમાણે કૃતિ થતી જાય છે.

વિચાર તો અનંત પ્રકારના છે, પણ તેનું ખરૂં પ્રયોજન ધર્મમાર્ગ સાથે છે. ઉત્તમ વિચાર તો એ છે કે ભગવતનું સ્વરૂપ, માહાત્મ્ય અને સામર્થ્ય વિચારવું, તથા પોતાના મલિન સ્વભાવ વિચારી તેને દૂર કરવાના પ્રયત્ન કરવા. શુભ અશુભ ગુણ કયા છે તે વિચારે; પોતામાં શુભ ગુણ એક પછી એક વધારવાનો અને અશુભ ગુણ કાઢવાનો વિચાર રાખે અને તેના શું ઉપાય છે તે શીખી તે પ્રમાણે વર્તે. ખરા પ્રેમીનું ચિંતવન પોતાના પ્રિયતમ શિવાય અન્ય તરફ હોતુંજ નથી. પ્રેમ જ્યારે પ્રબળ થાય, ત્યારે બીજા કોઈ તરફ દૃષ્ટિ રહેતીજ નથી; માટે પ્રેમી અને પ્રિયતમ એ બેનાજ વિચાર આવશ્યક છે,

ઇંદ્રિયોનાં ભિન્ન ભિન્ન કાર્ય વિચારવાં, એ પણ એટલુંજ જરૂરનું છે. જેમકે, બોલવું આવશ્યક છે, પણ કોઈપણ પ્રકારે અસત્ય કે નિંદાનું વચન નજ નીકળવું જોઇએ; તેમજ નેત્ર ભગવતની લીલા અને સંત દર્શન શિવાય અન્ય ન જુએ, તે તપાસતા રહેવું, વગેરે.

## [ ૭. ] શ્રદ્ધા અને એકતા.

શ્રધ્ધા સર્વ ગુણોથી શ્રેષ્ઠ છે. મહાપુરૂષ કહે છે કે મેં હજારો મનુષ્યને વિનાકષ્ટે મુક્તિ પામતાં જોયા. એક પુરૂષ માટે મેં ભગવતને પૂછયું, કે આ કોણ છે? ત્યારે આકાશવાણી થઈ કે એણે સર્વથા મારા પરજ ભરોસો રાખ્યો હતો. જે પુરૂષ શ્રી રામજી પરજ આધાર રાખે છે, તેની સર્વ સંપત્તિ શ્રીરામજ છે. એક સંતને આકાશવાણી થઈ કે જો એકચિત્ત થઇ કોઇ મારોજ ભરોસો રાખે, તો સર્વ જીવ વિરૂધ્ધ થાય તો પણ હું તેને કંઈ ઈજા થવા દેતો નથી.

પ્રતીતિ બે પ્રકારની હોય તો ભરોસો દૃઢ થાય. એક, શ્રી રામ જેવું કોઇ સમર્થ નથી, અને બીજું, શ્રી રામ પરમ કૃપાળુ અને ઉદાર છે.

ભરોસો ચાર પ્રકારનો છે. ૧. મુખથી શ્રી રામને સર્વકર્તા, સર્વશક્તિમાન અને સર્વવ્યાપક કહે, પણ હૃદયમાં

પ્રતીતિ ન હોય. ૨. પંડિતોનાં વચનથી અથવા બીજાઓની દેખાદેખી ભગવતની પ્રતીતિ કરે તે. ૩. હૃદયચક્ષુથી ભગવતને પ્રત્યક્ષ જોઈ શકે. ૪. સર્વમાં ભગવતભાવ રાખે, દ્વૈતનો અંશ પણ ન રાખે. આ અવસ્થા નિરહંકાર પદ કહેવાય છે.

જેમ ફળની લીલી છાલ કંઈ કામ આવતી નથી, તેમ પહેલો ભરોસો પાખંડીનો છે; પણ અંદરની છાલને પરિપકવ કરવા લીલી છાલની આવશ્યકતા છે, તેમ બીજી જાતનો ભરોસો ઉત્પન્ન થવા પહેલાની આવશ્યકતા છે. વળી અંદરની સુકી છાલ જેમ માંહેનાં ગરને સડવા દેતી નથી, તેમ તે છાલમાં ગરનો સ્વાદ મળતો નથી; તેવીજ રીતે બીજો ભરોસો નર્કથી બચાવે છે, પણ તેથી ખરો આનંદ થતો નથી.

પ્રાણીમાત્રને એકરૂપ સમજી દ્વૈતભાવ મટાડે ત્યારેજ પૂર્ણપદની પ્રાપ્તિ થાય છે. જેમ કોઇ મનુષ્યને જોઇએ ત્યારે તેના અવયવો પર લક્ષ જતું નથી, પરંતુ તેનું આખું સ્વરૂપ જોઈએ છીએ; તેમ જ્ઞાનીજનો પૃથ્વી, આકાશ, તારા વગેરે ભગવતનાં જુદાં જુદાં અંગ જોતા નથી, પણ એ સર્વનો શરીરી જે પરમાત્મા, તેનેજ જુએ છે.

જેમ કલમ લખનારને આધીન છે, તેમ સર્વ સૃષ્ટિ પરમાત્માને આધીન છે, એમ દૃઢ શ્રધ્ધા રાખવી. મનુષ્ય

પરાધીન છે. એની કૃતિ વૃત્તિ અનુસાર છે, વૃત્તિ
તની પ્રીતિ અનુસાર છે, અને પ્રીતિ થવી ભગવતને
ીન છે.

કર્મ ત્રણ પ્રકારનાં છે. ૧. સ્વાભાવિક કર્મ, જેમકે
ેા ડુબાવવાનો સ્વભાવ. ૨. આવશ્યક કર્મ, જેમકે
ાચ્છ્વાસ લેવો, વગેરે. ૩. ઈચ્છિત કર્મ, જેમકે
 વું, ચાલવું, વગેરે.

સ્વાભાવિક અને આવશ્યક કર્મ પરાધીન છે, એમ
જ સમજાય છે; પરંતુ ઈચ્છિતકર્મનું પરાધીનપણું
જવું અઘરૂં છે. કોઈ મારવા આવે તો આપણે તરત
ી જઇએ છીએ, પણ જો ઊંચા ઘર પર ઊભા હોઈએ
કુદકો મારી નાશી જતા નથી; કારણ કે ઊંચેથી
ામાં વધારે ભય છે, એવી શ્રધ્ધા છે. મતલબ કે
દ્રેયની કૃતિ શ્રધ્ધાને આધીન છે, શ્રધ્ધા બુધ્ધિને વશ
અને બુધ્ધિ જે કાર્યમાં સુખ માને છે, તે કરવાનો
ર પુરૂષાર્થ કરે છે; પરંતુ બુધ્ધિ પરાધીન છે, છતાં
ા વૃક્ષનું હાલવું વૃક્ષને સ્વાધીન નથી, એટલો બધો
ધીન મનુષ્ય નથી, તેમજ પરમાત્મા જેવો સ્વતંત્ર
નથી. મનુષ્ય એ બેની વચલી સ્થિતિમાં છે.

મનુષ્ય પરાધીન છે, તો તેને પાપપુણ્ય કેમ લાગે?
શંકાનો ખુલાસો એ છે કે બાળક જેવા અલ્પ બુધ્ધિ

જીવ નદીમાં પડતું મુકે છે, પણ સ્થિર બુધ્ધિવાળા તો કિનારેજ ઊભા રહે છે, તરતાં શીખે છે, અથવા નાવનો ઉપયોગ કરે છે; તેમજ શરીરમાં રોગ ઉત્પન્ન થતાં ઔષધથી તેનું નિવારણ કરે છે; તેવીજ રીતે કામક્રોધાદિકનું પણ નિવારણ કરી શકાય છે.

જેમ કોઈ પર ખોટો દાવો મંડાય, ત્યારે વકીલ દ્વારા તે પોતાનું વિઘ્ન દૂર કરે છે; પરંતુ વકીલ દાવાનો મર્મ સમજી શકે, તેનું સમર્થન કરવાની સારી શક્તિ હોય, અને પોતાના અસીલનું બહેતર કરવાની લાગણી હોય, ત્યારેજ તેનામાં શ્રધ્ધા બેસે છે; તેવીજ રીતે ભગવત પર નીચે પ્રમાણે શ્રધ્ધા રાખવી. ૧ વકીલમાં શ્રદ્ધા રાખીએ કે એ આપણો હિતસ્વી છે, તેવી. ૨. ક્ષુધા તૃષા માટે જેમ બાળક પોતાની ફિકર રાખતો નથી, પણ માતાના વિશ્વાસમાંજ કેવળ લીન રહે છે, તેવી. ૩. મૃતક જેમ પોતે કંઇ કરતો નથી, પરંતુ એની સર્વ ક્રિયા જેમ બીજા મનુષ્યો કરે છે; તેમ પોતાને મૃતક સમાન ગણી કંઈ સ્ફુરણા ન કરતાં શ્રી રામજીની આજ્ઞામાંજ રહેવાની. ભગવાનમાં આ ત્રણ પ્રકારની શ્રધ્ધા રાખવાથી પરમપદની પ્રાપ્તિ થાય છે.

એક ભક્તે બીજા ભક્તને પૂછયું કે તમારી આજીવિકા શું છે? તેમણે જવાબ દીધો કે તારા સંગમાં મેં જેટલું

ભજન કર્યું, તે સઘળું વ્યર્થ ગયું; કારણ કે તને શ્રીરામજી પર ભરોસો નથી. આવી ઉત્તમ પ્રતીતિવાળા ભક્તોને ગમે ત્યાંથી આજીવિકા પ્રાપ્ત થાય છે.

એક ભક્ત એક સ્થાનમાં દસ દિવસ સુધી ભૂખ્યા રહ્યા, પણ ભગવત ઉપર શ્રદ્ધા રાખી કંઈ પ્રયત્ન ન કર્યો. એટલામાં એક મનુષ્ય બદામ, પિસ્તાં વગેરે ઉત્તમ પ્રકારનો સુકો મેવો લઈ ત્યાં આવ્યો, અને કહ્યું કે મારૂં વહાણ તોફાનમાં સપડાયું હતું, ત્યારે મેં બાધા લીધી હતી, કે પ્રથમ જે કોઇ અતિથિ મળશે, તેમને પ્રસાદ કરાવ્યા પછી હું પ્રસાદ લઇશ. ભક્તે જાણ્યું કે શ્રી રામજીને મારી ફિકર થઇ તેથીજ આ આહાર મોકલ્યો.

ગૃહસ્થે રાખવાની શ્રદ્ધાઃ—ગૃહસ્થને સંસાર ત્યાગ કરી વનમાં જઈ રહેવું પ્રમાણ નથી. તેણે બે લક્ષણ રાખવાં. એક ક્ષુધા માટે ધૈર્ય રાખી જે પ્રાપ્ત થાય તેમાં સંતોષ માનવો, અને બીજું એમ પ્રતીતિ રાખવી કે પ્રારબ્ધમાં ક્ષુધા વેઠવાની હોય કે મૃત્યુ હોય, સર્વ સરખુંજ છે. આ પૂર્ણ ભરોસો છે.

ક્ષુધા સહન ન થઈ શકવાથી, અથવા તેથી પોતાનાં સંબંધીને દુઃખ થશે, એમ માનીને પણ વ્યવહાર ત્યાગ કરવો પ્રમાણ નથી. છતાં પૂર્ણ વિશ્વાસ તથા પૂર્ણ વૈરાગ્ય

હોય અને વ્યવહાર ન કરે, તો પરમાત્મા તેનું પ્રતિપાલન કરે છે. જેમકે બાળક જન્મે છે, ત્યારે તરતજ માતાને દૂધ આવે છે. કદાચ માતા પિતા મૃત્યુ પામે, તો બીજા તેને દયા લાવી ઉછેરે છે, તેમ પૂર્ણ શ્રધ્ધાથી વ્યવહારનો ત્યાગ કરે, તો અવશ્ય ભગવત તેનું પ્રતિપાલન કરે છે.

સંચયઃ—સંચય વગર હૃદય અસંતુષ્ટ રહે, અથવા બીજાની આશા રાખે, તો સંચય કરવો પ્રમાણ છે; કારણ કે ભજનસ્મરણમાં ચિત્ત ઠેરવવું એ મુખ્ય કર્તવ્ય છે; છતાં જેને સંચયથી વિક્ષેપ થાય, અથવા હૃદય અધિક રાજસી બને તો સંચય કરવો પ્રમાણ નથી.

આવશ્યક વસ્તુનો ત્યાગ કરવો પ્રમાણ નથી. જેમકે શત્રુને દૂર રાખવા માટે શસ્ત્ર પ્રમાણ છે. ઠંડી દૂર કરવા વસ્ત્ર પહેરવાં પ્રમાણ છે, છતાં કોઈ મનુષ્ય વસ્ત્ર ન પહેરતાં અધિક ભોજન કરી શરીરમાં ગરમી ઉત્પન્ન કરવા ઈચ્છે, તો તે પ્રમાણ નથી. તાત્પર્ય કે ભગવતે જે પદાર્થોનો સંબંધ નક્કી કર્યો છે, તેનો ત્યાગ કરવો પ્રમાણ નથી. ઉદાહરણઃ—એક જંગલી મનુષ્ય કોઈ મહાપુરૂષ પાસે આવ્યો. સંતે તેને પૂછ્યું કે તારૂં ઊંટ ક્યાં ગયું ? તેણે જવાબ દીધો કે ભગવત પર ભરોસો રાખી તેને જંગલમાં છૂટું મૂક્યું છે; આવાં કાર્યમાં ભરોસો પ્રમાણ નથી. ઊંટને યોગ્ય રીતે બાંધવું આવશ્યક છે. જો કોઈ મનુષ્ય દુઃખ

તો તે સહન કરવું પ્રમાણ છે, પરંતુ સિંહ, સર્પ
ાદિનું સંકટ તો દૂર કરવુંજ પ્રમાણ છે.

ભરોસો છ પ્રકારનો જોઈએ. ૧. ઘરના દરવાજા પર
ઘણાં તાળાં ન દેવાં, તેમજ પાડોશીને વારંવાર સંભાળ
રાખવાનું સૂચવવું નહિ; પરંતુ સ્વાભાવિક એકાદ તાળું દેવું.
મૂલ્યવાન વસ્તુઓ ઘરમાં ન રાખવી, કે જેથી ચોર લોકો
ચોરી કરવા લલચાય. ૩. ચોરી થયા પછી તે પાછું મેળવવાની
ઇચ્છા ન રાખવી, પણ એમ સમજવું કે એથી અર્થીનો
અર્થ પૂર્ણ થયો છે. ૪. ઘરમાં ચોરી થાય તો તેનો શોક
ન કરવો, તેમ કોઇને જાહેર પણ ન કરવું. એક પુરૂષ
બેઠો હતો. એટલામાં તેની રૂપીયાની થેલી કોઇ ચોરી
ગયું. તેણે પાસે બેઠેલા એક ભકતને પૂછયું કે તમે થેલી
લીધી છે? ભકત તેને પોતાને ઘેર તેડી ગયા, અને તેના
જેટલા રૂપીયા ગયા હતા તેટલા ગણી આપ્યા. તેજ
વખતે તેનો મિત્ર તેની થેલી આપવા આવ્યો અને કહ્યું કે
મેં તારૂં હૃદય જોવા તે લીધી હતી. આથી તેણે ભકતના
રૂપીયા પાછા આપવા માંડયા, પણ ભકતે તે લીધા નહિ,
અને કહ્યું કે એ રૂપીયા મેં શ્રી રામનામ પર ન્યોછાવર
કર્યા છે. ૫. સામગ્રી ચોરી જનારને શ્રાપ ન દેવો. એક
સંતની ગાય ચોરાઇ. તેમણે ચોરને લઈ જતાં દીઠા હતા,
પરંતુ તે વખતે તે ભજનમાં મગ્ન હતા તેથી બોલ્યા નહિ.

ની ખબર થતાં તેમના શિષ્યો ચોરને શ્રાપ દેવા લાગ્યા, ત્યારે સંતે કહ્યું કે મેં એને બક્ષિસ આપી છે. શિષ્યોએ કહ્યું કે એવા મનુષ્યને તો સજા થવીજ જોઇએ. સંતે કહ્યું કે એની કૃતિથીજ એણે પોતાને શિક્ષા કરી છે, એટલુંજ બસ છે. શત્રુને શ્રાપ દેવાથી ભલાઇનું ફળ જતું રહે છે. ૬. ચોરનાં કૃત્ય માટે શોક કરવો, કે એ બિચારો ભગવતને ત્યાં શી રીતે છૂટશે.

ક્ષુધા, તૃષા, અગ્નિ વગેરેની નિવૃત્તિ માટે ભગવત પર ભરોસો રાખી બેસી રહેવું પ્રમાણ નથી. તેમને તો, ભોજન આપી, જળપાન કરાવી, પાણી છાંટી, વગેરેથી નિવૃત્ત કરવાં એજ પ્રમાણ છે. મંત્રતંત્રનો ત્યાગ કરવો પ્રમાણ છે, પરંતુ રોગની નિવૃત્તિ માટે તો ઔષધ કરવુંજ પ્રમાણ છે, એકલા ઔષધપરજ પ્રતીતિ રાખવી એમ નથી; ભગવત ઉપર પણ શ્રદ્ધા રાખવી જોઇએ.

ઘણા સંતજનો નીચેની છ જાતની શ્રધ્ધાથી ઔષધ નથી પણ કરતા. ૧. એમ જાણે કે મૃત્યુ નજીક છે. ૨. પરલોકના ભયને લીધે ઔષધ ભૂલી જાય છે. ૩. રોગ જુનો અને અસાધ્ય લાગે ત્યારે. ૪. રોગથી ધૈર્યની કસોટી થાય છે, એમ સમજનાર ઔષધ નથી કરતા. જેમ સોનું અગ્નિમાં કસાય છે, તેમ ભકતની કસોટી રોગમાં થાય છે. ૫. રોગને પાપનું પ્રાયશ્ચિત સમજનાર ઔષધનો

ઉપયોગ નથી કરતા. એક સંતે કોઇ રોગીને જોઇ પરમાત્માની પ્રાર્થના કરી કે એના પર દયા કરો, ત્યારે આકાશવાણી થઇ કે રોગથી એનાં પાપ ક્ષીણુ થાય છે, એ મહાન દયાજ છે. ૬. રોગથી મનમુખપણું નાશ પામી હૃદયમાં ભગવતપ્રેમ ઉત્પન્ન થશે, એમ જાણનાર ઔષધ કરતા નથી.

## [૮.] પ્રેમ.

ભગવતની ભકિત કરવી, એ સર્વ અવસ્થામાં ઉત્તમ અવસ્થા છે. એથી પાપને ક્ષય થાય છે. સર્વ શુભ ગુણનું મૂળ ભકિત છે. ત્યાગ, વૈરાગ્ય, સંતોષ વગેરેથી ભકિતના અધિકારી થવાય છે. પ્રેમ રાખવો તથા શ્રીરામની આજ્ઞા માનવી, એ ભકિતનું ફળ છે. બીજા સર્વ પદાર્થો પરની પ્રીતિ જતી રહે, અને માત્ર શ્રીરામ પરજ પ્રીતિ રહે, એજ ખરી પૂર્ણતા છે.

સર્વ સંતો કહે છે કે શ્રી રઘુનંદન સાથે પ્રીતિ કરવી, એજ સર્વોત્તમ છે. ભગવત કહે છે કે જે મારી સાથે પ્રીતિ કરે છે, તેની સાથે હું પ્રીતિ કરૂં છું. મહાપુરૂષ પ્રાર્થના કરતા હતા કે હે ભગવત ! તમારી અને તમારા ભકતોની પ્રીતિ મને આપો, અને જે વડે તમારી નિકટ રહેવાય, એવી પ્રીતિ આપો.

મનુષ્યને આ લોકમાં જેમ પ્રીતિ હોય છે, તેજ તેને પરલોકમાં પ્રાપ્ત થાય છે. કેવળ શ્રી સીતારામમાં પ્રીતિ

હોય, તે મનુષ્ય મુક્તજ છે. તે જગતને વિરસ જાણી, હૃદયમાંથી તેની પ્રીતિનો ત્યાગ કરી, ભગવતપ્રીતિમાં લીન થાય છે.

જે પદાર્થ ઇષ્ટ જણાય, તેમાં ચિત્તવૃત્તિ આકર્ષાય છે. આ આકર્ષણનું દૃઢ થવું, તેનું નામ પ્રેમ. પદાર્થના જ્ઞાન શિવાય તેનું ઇષ્ટઅનિષ્ટપણું સમજાતું નથી. એ જ્ઞાન બુધ્ધિ અને ઇંદ્રિયો દ્વારા થાય છે. ઇંદ્રિયો પોતપોતાના વિષયમાં પ્રીતિ રાખી ચિત્તવૃત્તિને તે તરફ ખેંચે છે. પશુઓને પણ સર્વ વિષયમાં પ્રીતિ હોય છે; પણ બુધ્ધિ જે મહાન ઇંદ્રિય છે, તે કેવળ મનુષ્યમાંજ હોય છે. અને તેથીજ મનુષ્ય પ્રાણીમાત્ર કરતાં ઉત્તમ ગણાય છે. ભજનનો આનંદ એ બુધ્ધિનો વિષય છે. જેની બુધ્ધિ ઉજ્વળ છે અને પશુવૃત્તિથી રહીત થઈ છે તેનાં બુધ્ધિરૂપી નેત્ર શ્રી જાનકીનાથની સુંદરતાનેજ પ્રિયતમ માને છે, અને તેજ શ્રીરામજીની સમર્થતાને જાણે છે. શ્રી રઘુનંદનનું સ્વરૂપ પ્રગટ થતાં ઇંદ્રિયરસ વિરસ થઈ જાય છે.

પ્રીતિ થવાનાં પાંચ કારણ છે. ૧. પોતે પોતાને વિશેષ પ્રિયતમ હોય છે, તેથી પોતાની સ્થિરતા પ્રિય લાગે છે, અને પુત્રાદિક પણ પોતાનાંજ હોવાથી તે પણ પ્રિયતમ લાગે છે. પોતે ચિરકાળ રહેવા સમર્થ નથી. પુત્રને પોતાની સ્થિરતારૂપે માને છે. વળી સંબંધીજનો પોતાનાં અંગરૂપ

માની તેમને પણ પ્રિયતમ ગણે છે. ૨. જેનો ઉપકાર થયો હોય, તેને પ્રિયતમ માને છે. જેથી પોતાને સુખ થાય, તેનું નામ ઉપકાર. ૩. ભલા સ્વભાવવાળો સ્વાભાવિક રીતે પ્રિય લાગે છે. ૪. મનુષ્યનું સૌંદર્ય ચિત્તને આકર્ષનાર હોવાથી પ્રિય લાગે છે. સૌંદર્ય કેવળ કામાદિક ભોગ માટે નહિ, પણ સ્વાભાવિક રીતે પ્રિય લાગે છે. ૫. સમાન સ્વભાવવાળા પ્રિય લાગે છે. જેમ બાળકને બાળક, વિદ્વાનને વિદ્વાન, વ્યસનીને વ્યસની, વગેરે.

પશુતુલ્ય વૃત્તિવાળાને ગૌરવદન કે સુવ્યવસ્થિત અંગ સુંદર લાગે છે, પણ બુદ્ધિમાન મનુષ્યોને જે પદાર્થમાં તેનું કર્ય સમ્પૂર્ણ જણાય, તેજ સુંદર લાગે છે.

સુંદર સ્વભાવ સ્થૂળ નેત્રથી દેખાતો નથી, છતાં તેનું સૌંદર્ય અનુભવમાં આવે છે. અગાઉ થઈ ગયેલા મહાત્મ ઓનું સ્થૂળ શરીર જોયું નથી હોતું, છતાં તેમની વાર્તા સાંભળી તેમનામાં અનુરાગ ઉત્પન્ન થાય છે, તે તેમના શુભગુણો અને સુંદર સ્વભાવને લીધે. આ સૂક્ષ્મ સૌંદર્ય છે. મરી ગયા પછી જે સ્તુતિ થાય છે, તે શારીરિક સૌંદર્યની નહિ, પણ સૂક્ષ્મ સૌંદર્યની. બુદ્ધિમાન મનુષ્યો અદૃશ્ય સૂક્ષ્મ સૌંદર્યમાંજ પ્રીતિ કરે છે.

પૂર્ણ વિચાર કરતાં માલમ પડે છે કે શ્રી જાનકીજીવન શિવાય અન્ય કંઈ પ્રીતિનું સ્થાન છેજ નહિ. સંત પુરૂષો

સાથે પ્રીતિ કરવી, એ શ્રીરામની સાથે પ્રીતિ કરવા બરાબર છે; કારણ કે તેમની મારફતેજ શ્રીરામની પ્રીતિ થાય છે.

શ્રી રામજીને પ્રિયતમ માનવાનાં કારણો નીચે પ્રમાણે છે. ૧. જેમ ગ્રીષ્મ ઋતુમાં વૃક્ષની છાયાં પ્રિયતમ લાગવાથી વૃક્ષ પ્રિય લાગે છે, તેમ જીવની સ્થિતિ શ્રી રાથજીને આધીન છે, તેથી શ્રી રઘુનંદનને પ્રિયતમ માનવાજ જોઇએ. ૨. કોઇ ઉપકાર કરે તો તે શ્રી રામજીની દયા અને પ્રેરણાથી થયો છે, એમ સમજી રામજીનો ઉપકાર માનવો. ૩. શ્રી રામ જેવો દયાળુ બીજો કોઇ નથી. ૪. સૌંદર્યમાં શ્રી રામજી જેવું શ્રેષ્ઠ કોઈજ નથી. સર્વ કરતાં વિદ્યા, બળ અને નિર્લેપતાનું સૌંદર્ય અધિક છે, અને એ સર્વ ગુણયુકત શ્રી રામજ છે, તેથી તેની પ્રીતિ આવશ્યક છે. ૫. જીવશિવના સંબંધ જેવો બીજો કોઈપણ સંબંધ નથી, તેથી શ્રી રામ શિવાય બીજામાં પ્રતીતિ કરવી અયોગ્ય છે. ભગવત કહે છે કે મારામાં અધિક પ્રીતિ રાખનારનાં શ્રવણ, રસના અને નેત્ર હુંજ છું.

ભગવતે મહાપુરૂષને એક વાર કહ્યું કે મને રોગ થયો હતો ત્યારે તેં મારી ખબર કેમ નહિ લીધી? મહાપુરૂષે આશ્ચર્ય પામી પૂછ્યું કે આપને વળી રોગ કેવો? ભગવતે કહ્યું કે મારા ભકતને રોગ થાય તે મને થયા બરોબર છે.

સર્વ સંત કહે છે કે શ્રી રામનાં દર્શન જેવો આનંદ બીજે ક્યાંય નથી. એ વચનનો ભેદ ચાર પ્રકારે સમજાય છે. ૧. જ્ઞાનથી હૃદયમાં આનંદ થાય છે. એ સુખ ઈંદ્રિયોમાં નથી, પણ કેવળ હૃદયમાં છે. સર્વ ઈંદ્રિયોના રસ જુદા જુદા છે, પણ વિદ્યાનો રસ અને આનંદ બુધ્ધિ વિષે છે. વ્યવહારની સિધ્ધિ બુધ્ધિથી થાય છે. જેમ કોઈ શેત્રંજ રમતું હોય, અને પોતે પાસે બેઠો હોય, તો પોતાની હોશીયારી બતાવવાની પ્રબળ ઈચ્છા થાય છે, તેવી રીતે વિદ્યાની હોશીયારીનું સમજવું. હૃદયમાં સૂક્ષ્મ પદાર્થની વિદ્યાથી આનંદ થાય છે, અને તે આનંદ ઇંદ્રિયોથી ભિન્ન છે, અને શ્રેષ્ઠ છે

૨. જ્ઞાનનો રસ સર્વ ઈંદ્રિયોના રસથી વિશેષ છે. શેંત્રજ રમનારને જેમ ક્ષુધા તૃષાની ખબર રહેતી નથી, તેમ ઇંદ્રિયોના રસ કરતાં માનનો રસ અધિક પ્રિય લાગે છે. જેમ બાળકને માન કરતાં રમતમાં વધુ રસ પડે છે, પણ સમજણ આવતાં રમતનો આપોઆપ ત્યાગ કરે છે, તેમજ વિદ્વાનને વિદ્યાની પૂર્ણતાના રસ આગળ ઈંદ્રિયરસ પ્રિય લાગતા નથી.

૩. સર્વ પદાર્થના જ્ઞાન કરતાં ભગવતના જ્ઞાનનો રસ વિશેષ છે. જેવો પદાર્થ તેવી તેની વિદ્યા. નીચ પદાર્થની વિદ્યા જેમ નીચ હોય છે, તેમ સર્વ સૃષ્ટિમાં રામ સમાન

બીજું કંઈ નથી, તેથી તેની વિદ્યા સર્વમાં શ્રેષ્ઠ છે. સર્વ સ્થૂળ પદાર્થ કરતાં શ્રી રામ હૃદયની અતિ નિકટ છે. જે હૃદયરૂપી પવનમાં રામાનુરાગી વિચરે છે; તે સર્વ ઋતુમાં નિત્ય છે, તેને કોઈ રોકી શકતું નથી, અને તે અપાર છે.

૪. ભગવતના જ્ઞાન કરતાં ભગવત દર્શન શ્રેષ્ઠ છે. બુદ્ધિનું જાણવું બે પ્રકારનું છે. એક જ્ઞાન અને બીજું દર્શન. જેમ કોઇને યાદ કરવામાં અને પ્રગટ જોવામાં ભેદ છે, તેમ જ્ઞાન અને દર્શનમાં ભેદ છે. જ્યાં સુધી દેહાભિમાન હોય છે, ત્યાં સુધી ખરૂં દર્શન થતું નથી.

દર્શનનું મૂળ જ્ઞાન છે. દેહાભિમાન દૂર થાય છે, ત્યારે જ્ઞાન એવી સંપૂર્ણ અવસ્થાએ પહોંચે છે કે જ્ઞાનાદિ અવસ્થાનું જ્ઞાન ભાસતું નથી. જેમ બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન થાય છે, પણ બીજનું સ્વરૂપ વૃક્ષથી વિલક્ષણ છે. બીજ જ્યારે સમ્પૂર્ણતાએ પહોંચે ત્યારેજ વૃક્ષ કહેવાય છે, તેમ જ્ઞાનની સમ્પૂર્ણતા, એજ ખરૂં દર્શન છે.

જેટલું જ્ઞાન હોય છે, તેટલોજ આનંદ થાય છે. ભગવત કહે છે કે હું માત્ર સંતનેજ દર્શન આપું છું. જેમ ઘણાં દર્પણ હોય, તેમાં કોઈ મલિન, કોઇ ઉજવળ, અને કોઈ અતિ ઉજવળ હોય, તે બધામાં એકજ સ્વરૂપનું પ્રતિબિંબ તે દર્પણની શ્યામતા કે ઉજવળતા પ્રમાણે

ભિન્ન ભિન્ન દેખાય છે, તેમ સંત જનનાં હૃદય અતિ ઉજ્જ્વળ હોવાથી તેમનો આનંદ બીજા કરતાં વિશેષ છે. વિદ્વાન, વૈરાગ્યવાન અને પ્રેમી એ ત્રણમાં વિદ્વાનનો આનંદ ઉતરતો અને પ્રેમીનો શ્રેષ્ઠ છે. બે પુરૂષો પૈકી એક અમુક મનુષ્યને પ્રીતિથી જુએ, અને બીજો પ્રીતિ રહિત જુએ; આ બેનું જોવું સરખુંજ છે, પરંતુ તેમના દર્શનના આનંદમાં ઘણોજ ફેર છે. જેમ લોટને ભીંજવીને રાખવામાં તેની ખરી મિઠાશ આવતી નથી, તેમ એકલા શાસ્ત્રના અભ્યાસથી પૂર્ણ આનંદ થતો નથી, પણ શાસ્ત્રના જ્ઞાનને અનુભવે, ત્યારેજ ખરો આનંદ પ્રાપ્ત થાય છે.

કોઇ પુરૂષને વીંછી કરડયો હોય, તે વખતે પોતાના પ્રિયતમને જોઇને તેને જેટલો આનંદ થાય છે, તેના કરતાં દુઃખથી મુકત થયા પછી તેજ પ્રિયતમનાં દર્શનનો આનંદ અધિક થાય છે. પ્રથમ વેદના વખતે આનંદ થાય છે ખરો, પણ તે સમ્પૂર્ણ નથી, તેમ દેહાભિમાન જ્યારે નષ્ટ થાય છે, ત્યારે ઇંદ્રિયોનું વિષય તરફનું આકર્ષણ અને શરીરનો ભય રહેતો નથી, એટલે દર્શનની સમ્પૂર્ણતા અનુભવાય છે.

આ સ્થળે કોઇને શંકા થાય, કે જ્ઞાન તો હૃદયમાં છે, અને દર્શન નેત્રથી થાય છે, તો જ્ઞાનની સમ્પૂર્ણતા દર્શન કેમ કહેવાય ? તેનું નિરાકરણ એ છે કે જેનું સ્વરૂપ

સંકલ્પ વિષે દૃઢ થાય, તેનું નામ દર્શન. દર્શનમાં પ્રગટ પ્રાપ્તિ થાય છે, માટે સમ્પૂર્ણ પ્રાપ્તિનું નામજ દર્શન છે. જેમ ફૂલને જોવાથી તેનું ખરૂ દર્શન થયું કહેવાય નહિ, પણ તેની સુગંધ ઓળખે ત્યારેજ ખરૂં દર્શન થયું કહેવાય, તેમજ કેવળ નેત્રથી જોવાનેજ દર્શન સમજવું, એ અલ્પબુધ્ધિનું કામ છે.

બુધ્ધિમાં આ ભેદ દૃઢ કરવા માટે વારંવાર આ વચનોનું મનન કરવું. જેમ બાળકને પ્રથમ આહારજ વહાલો હોય છે, પછી ક્રમે ક્રમે રમત, શૃંગાર અને વિવિધ ભોગમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે, સર્વરસ એકદમ પ્રગટ થતા નથી, પણ સમયાનુસાર પ્રગટ થાય છે; રમત આગળ આહાર ભૂલી જાય છે, અને શૃંગારાદિક આગળ રમત પણ વિસરી જાય છે, તેમ મનુષ્યને માયાના પદાર્થની આસકિતમાંથી ધીમે ધીમે ભગવતના જ્ઞાનનો આનંદ પ્રગટ થાય છે. પ્રથમ માનની પ્રીતિમાં માયિક પદાર્થોની પ્રીતિ ભૂલી જાય છે, ઉગ્ર તપ કરવા છતાં પણ માનનો ત્યાગ કરી શકતો નથી, છતાં ક્રમે ક્રમે જ્ઞાન પ્રાપ્ત થતાં માન પણ વિરસ થઇ જાય છે, જેમ બાળકને માનનું રહસ્ય સમજાતું નથી, પણ ઉંમરે પહોંચતાં આપોઆપ સમજે છે, તેમ જ્ઞાનનો રસ પ્રત્યક્ષ સમજી શકાતો નથી, પરંતુ ક્રમે ક્રમે અનુભવથી સમજી શકાય છે.

જ્ઞાનીના સંગથી અર્થ અવશ્ય પ્રગટ થાય છે. જેમ કામી પુરૂષને પોતાની સર્વ સામગ્રી કામવાસનાની તૃપ્તિમાં ખરચતો જોઈ એમ થાય છે કે કામાદિક ભોગ મહા પ્રબળ છે, તેમ જ્ઞાનીની અવસ્થા અને તેમના પરમાનંદને જોઇ તેમના હૃદયમાં અત્યંત સુખ છે, તેની ખાત્રી થાય છે.

બાયજીદજી સંત પાસે એક ભકત આવી કહેવા લાગ્યા કે હું ત્રીસ વર્ષ થયાં દિવસે વ્રત કરૂં છું અને રાત્રે ભજન કરૂં છું, છતાં તમે કહો છો તેવી જ્ઞાનની સમજ મને કેમ પડતી નથી? સંતે કહ્યું કે ત્રણસો વરસ સુધી તમે તપ કરશો, તોપણ એ સમજ નહિ પડે; કારણ કે તમને માન અને અહંકારનાં પડળ ચઢયાં છે. ભકતે તેનો ઉપાય પૂછયો, ત્યારે સંતે કહ્યું કે તારી દાઢી કાઢી નાખ, અને નગ્ન થઈ અખરોટનો કોથળો માથે મૂકી બજારમાં જઇ છોકરાઓને એમ કહે કે જે મને એક મુક્કી મારે, તેને એક અખરોટ આપું. ભકતે કહ્યું કે બીજો કોઇ ઉપાય કહો. સંતે કહ્યું કે બીજો કંઈ ઉપાયજ નથી.

ભગવતજ્ઞાન છુપું અને કઠણ છે, તેનાં કારણો :-

બે પદાર્થનું જ્ઞાન સહેલાઈથી સમજાતું નથી. ૧. ગુહ્ય પદાર્થ. ૨. અતિ પ્રગટ અને અધિક પ્રકાશવાન પદાર્થ. અક્ષર ઉપરથી લખનારની પરીક્ષા થાય છે, તેમ કાર્ય

ઉપરથી કારીગરની પરીક્ષા થાય છે. જો શ્રીરામે એકજ પક્ષી અને એકજ વૃક્ષ જગતમાં ઉત્પન્ન કર્યું હોત, તો તે ઝટ ઓળખી શકાત. અક્ષર વગેરે કારીગરી આરંભ કરવાથી, સામગ્રીથી અને યત્નથી સિધ્ધ થાય છે, પણ પૃથ્વી, આકાશ, જીવજંતુ વગેરે સૃષ્ટિ ભગવતે યત્ન શિવાય ઉત્પન્ન કરી છે, તેથી એનો કર્તા ગુહ્ય છે. જો સૃષ્ટિમાંના પદાર્થ જેવા પદાર્થો બીજા કોઇએ બનાવ્યા હોત, તો પણ તે બેની સરખામણીથી કર્તાનું મહત્વ સમજી શકાત; પરંતુ જ્યાં બીજું એવું કાર્ય કોઈથી થાય એમજ નથી, ત્યાં કર્તાનું મહુત્વ અને સામર્થ્ય સમજવું મુશ્કેલ છે. જો સૂર્ય રાત્રે અસ્ત થતો ન હોત, તો તેના પ્રકાશનું મહત્વ સમજી શકાત નહિ, તેમજ ભગવત સર્વ કર્તા છે, તે અલોપ થઈ જાય, તો સુગમતાથી ઓળખી શકાય; પણ તે તો નિત્ય, આવરણથી રહિત, અખંડ અને પ્રકાશિત છે, તેથી ઓળખી શકાતો નથી.

બાલ્યાવસ્થાથી સર્વ પદાર્થ દૃષ્ટિમાં એવા દૃઢ થઇ જાય છે, કે મોટી ઉંમરે બુદ્ધિ ખીલે છે, ત્યારે પણ તેનું મહત્વ ધ્યાનમાં આવતું નથી; છતાં જ્યારે કોઈ અપૂર્વ પદાર્થ જોવામાં આવે છે, ત્યારે આશ્ચર્યચકિત થઇ તેના કર્તાના સામર્થ્યનો કંઈક ખ્યાલ આવે છે માટે બુધ્ધિશાળી સર્વ પદાર્થને આશ્ચર્યરૂપ જાણી તેના કર્તાને ઓળખે છે.

ભગવત પ્રીતિ પ્રાપ્ત કરવાના ઉપાયઃ—

જ્યારે કોઈ સાથે પ્રીતિ કરવી હોય, ત્યારે તેને પ્રેમ સહિત વારંવાર મળવું, અને તેના શિવાય બીજા પદાર્થથી વિરક્ત થવું. જેમ જેમ તેના ગુણાનુવાદ વધારે ગાય તેમ તેમ પ્રીતિ વધે છે, તેજ પ્રમાણે માયાની પ્રીતિ દૂર કરી, શ્રી રામજીનું માહાત્મ્ય, સામર્થ્ય વગેરે સમજી ભજનમાં સ્થિત થાય, ત્યારે રામજીની પ્રીતિ પ્રાપ્ત થાય છે.

પ્રીતિ અધિક ન્યૂન થવાનાં કારણ નીચે પ્રમાણે છેઃ— ૧. માયાના વ્યવહારમાં ચિત્તની પ્રવૃત્તિ અધિક હોય, ૨. શ્રી રામજીનું માહાત્મ્ય બરોબર જાણવામાં આવ્યું ન હોય. અને ૩. ભજનમાં ઓછો સાવધાન હોય, તો પ્રીતિ ઓછી હોય છે, અને એ ત્રણ વિક્ષેપ જેમ દૂર થતા જાય, તેમ પ્રીતિ વધતી જાય છે.

પ્રીતિમાં પણ બે માર્ગ છે. એક યોગિનો. પ્રથમ તપ કરી હૃદય શુદ્ધ અને એકાગ્ર કરવું. આથી શ્રી રામજીનું માહાત્મ્ય પ્રત્યક્ષ દેખાય છે; પણ આ માર્ગ પારધીની જાળ જેવો છે, તેમાં ફસાઈ જતાં વાર લાગતી નથી. બીજો માર્ગ વિચારનો છે. તે સત્સંગ અને બ્રહ્મ વિદ્યાથી પ્રાપ્ત થાય છે. ભગવતનું સ્વરૂપ અને માહાત્મ્ય સમજવું એ તેનું મૂળ છે. આ વિદ્યાનો અંત નથી. બુદ્ધિશાળી તે

સહજ પ્રાપ્ત કરે છે. જેમ ખેતીમાં ઘણું કરીને લાભ
હોય છે, છતાં અકસ્માત વિઘ્ન પણ આવે છે, તેમ વિચા
માર્ગમાં પણ સમજવું. વિચાર વિના પ્રીતિનો સંભવ નથ

કોઈ ચાંડાળ અત્તરની દુકાન પર જતાં તેની સુગંધે
મુર્છિત થાય ત્યારે અત્તરવાળો તેને સાવચેત કરવા ગુલાબજ
છાંટતો જાય અને અત્તર સુંઘાડતો જાય, તેમ તે
મુર્છિત થાય છે; પરંતુ એટલામાં જો બીજો ચાંડાળ આ
અને તેનો ભેદ સમજી તેના પર દુર્ગંધનો પ્રયોગ કરે
તે તરતજ સચેત થાય છે; તેમ માયામાં અધિક પ્રીતિવ
ચાંડાળ જેવાજ છે. માયાના ભોગ શ્રીરામજીની પ્રીતિ
વિરોધી છે.

પ્રીતિનાં સાત લક્ષણ છે, તેને દૃઢ કરવાં જોઈએ

૧. ભક્તિમાર્ગમાં કાળનો ડર ન રાખવો. મૃત્યુ
પ્રિયતમનો વિયોગ ટળશે, એમ જાણી તેને સુખરૂપ માન
૨. જેનાથી શ્રીરામજીની પ્રસન્નતા અને નિકટતા પ્રાપ્ત થ
તેનોજ અંગિકાર કરવો. ૩. ભજનના રસમાં સર્વદા લ
રહેવું. જ્યારે સમ્પૂર્ણ પ્રીતિ થાય છે, ત્યારે પ્રિયતમ
વિસ્મરણ કદી પણ થતું નથી. જ્યાં સુધી ભજનમાં લાગ
માટે યત્ન કરવો પડે, ત્યાં સુધી ખરી પ્રીતિ કહેવાય ન
૪. સંત અને તેમનાં વચન પર પ્રીતિ રાખવી. જ્ય
સંપુર્ણ પ્રીતિ થાય છે, ત્યારે જીવમાત્ર પ્રિયતમ લાગે

૫. એકાંત વસવામાં પ્રેમ રાખવો. જ્યાં સુધી જગતનો મેળાપ પ્રિયતમ લાગે, ત્યાં સુધી કચાસ જાણવી.

એક ભક્તે ભગવતને પૂછ્યું કે હે પ્રભુ! હું તને ક્યાં શોધું? ત્યારે આકાશવાણી થઇ, કે તારી મને શોધવાની ઇચ્છા દૃઢ થશે, એટલે હું નિઃસંદેહ વગર ખોળે તને મળીશ. વળી કહ્યું કે શીઘ્ર સિદ્ધતા ઇચ્છનાર, અને વિલંબ થતાં મારા માર્ગથી પાછો ખસે, એ બે જણ જરૂર મારા માર્ગથી દૂર થાય છે.

એક સંતની વૃત્તિ ભજનમાં એવી દૃઢ હતી, કે વૈદ્યે રોગને લીધે તેનો પગ કાપ્યો, છતાં તેની પીડાની તેને ખબર રહી નહોતી.

૬. ભજનમાં આળસ ન આણવું. જ્યારે પ્રીતિ સમ્પૂર્ણ અવસ્થાએ પહોંચે છે, ત્યારે રામભજન શિવાય કંઈ સુખદાયક લાગતું નથી. ૭. સાત્વિક મનુષ્યો સાથે સંબંધ રાખવો, અને સર્વ જીવ પર દયા રાખવી.

ભગવત કહે છે કે જેમ બાળક માતાના અંકમાં અને પક્ષી માળામાં વિશ્રાન્તિ લે છે, તેમ જે મારા ભજનમાં વિરમે છે, તે સંત મને અતિ પ્રિય છે.

પ્રેમીને હમેશાં એવી ઉત્કંઠા રહે છે, કે ક્યારે સમ્પૂર્ણતા પ્રાપ્ત કરૂં.

ચિત્તવૃત્તિ દર્શનમાં લીન થઇ જાય, તેનુંજ નામ ખ
મેળાપ, અથવા આત્મસુખ છે. આત્મસુખ અપાર કહેવા
છે; કારણ કે સમ્પૂર્ણતાની અવસ્થા સુધી તે અધિક અધિ
વધતું જાય છે. પ્રાપ્ત વસ્તુની પ્રસન્નતાનું નામ મેળાપ
અને શેષવસ્તુની અભિલાષાનું નામ ઉત્કંઠા છે. પ્રેમી પુરૂ
મેળાપ અને ઉત્કંઠામાંજ સ્થિત રહે છે.

એક વખતે ભગવતે દાઉદ સંતને કહ્યું કે હે દાઉદ
મારા જીવોને તું સંદેશો પહોંચાડ, કે " જે મારી સા
પ્રીતિ કરે છે, તેની સાથે હું પ્રીતિ કરૂં છું; જે એકાંતમાં એ
મારામાં સ્થિત થાય છે, તેનો હું સંબંધી છું; જે નિર્વાસનિક
ભજનમાં પ્રવર્તે છે, તેનો હું મિત્ર છું; અને મા
પ્રેમને લીધે જે સર્વ કંઈ વિસરી જાય છે, તે મારા પ્યા
છે, મને આશારૂપ છે. જે મને શોધે છે, તેને હું અવ
મળું છુંજ. માયામાં આસક્ત થયેલા જીવોએ માયા
ત્યાગ કરી, મારામાં દૃષ્ટિ રાખવી તથા મારામાં પ્રીતિ કર
જોઇએ. મારા પ્રિયતમોને મેં મારા પ્રકાશમાંથી ઉત્પ
કર્યા છે, અને મારા તેજથી તેમને પોષું છું."

શ્રી રામજીની આજ્ઞા માનવી, એ ઉત્તમ પદ, સા
પ્રીતિનું ફળ, અને પરમસુખનું દ્વાર છે, માટે દુઃખ
સર્વદા સંતોષ રાખવો અને સુખમાં પ્રભુને ધન્યવાદ આપ
સર્વદા ભગવતની આજ્ઞામાં પ્રસન્ન રહેવું, અને પ્રસન્ન ચિ

પ્રારબ્ધ ભોગવવું. ભગવત કહે છે કે તું મારી આજ્ઞા વિષે પ્રસન્ન રહીશ, તો હું તારા ઉપર પ્રસન્ન રહીશ. સંતજનો માયાના પદાર્થનો શોક કરતા નથી, તેથી તેમની ભજનની પ્રસન્નતા ખંડીત થતી નથી.

ભગવત કહે છે કે જે દુઃખમાં પ્રસન્ન રહેતો નથી, અને સુખમાં મને ધન્યવાદ આપતો નથી, તેનો ઇશ્વર કોઈ બીજો હોવો જોઇએ; કારણ કે સર્વમાં મારી આજ્ઞા વર્તે છે, તેથી મારા કાર્યમાં જે પ્રસન્ન રહે છે, તેના ઉપરજ હું પ્રસન્ન રહું છું.

એક સંતે વીસ વર્ષ સુધી ભૂખ અને નિર્ધનતાનાં દુઃખ વેઠયાં. તે ભગવત પાસે કંઇ માગતો, તોપણ પ્રાપ્ત થતું ન હતું. છેવટે તેને આકાશવાણી થઈ કે તારૂં પ્રારબ્ધ તારા જન્મ વખતે રચાયું છે, તેમાં તારી ઇચ્છા પ્રમાણે ફેરફાર નહિ થઇ શકે; છતાં જો વધુ ઇચ્છા કરીશ, તો તને તારા પદથી પાછો ખસેડીશ.

ભગવતે એક વખતે દાઉદ સંતને કહ્યું કે “ દાઉદ તારી ઇચ્છા જુદી છે, અને મારી ઈચ્છા જુદી છે. મારી ઇચ્છા પ્રમાણેજ તારૂં કાર્ય સિધ્ધ થશે, તેથી તું તારી ઇચ્છા મને સમર્પણ કરીશ, તોજ સુખી થઇશ. ”

એક સંતને કંઈ રોગ થયો, ત્યારે લોકો તેમને પૂછવા લાગ્યા, કે તમારી શી ઇચ્છા છે? સંતે કહ્યું કે ભગવતની ઇચ્છા તેજ મારી ઇચ્છા છે.

એક તપસ્વીએ ઘણા કાળ સુધી તપ કર્યું. પછી તેને આકાશવાણી થઈ કે અમુક બાઈ પાસે તું જા. તપસ્વી તે બાઇ પાસે ગયો. તેને કંઇ વ્રત તપ કરતી દીઠી નહિ તેથી પૂછયું કે ભગવત નિમિત્તે તમે શું કાર્ય કરો છો ? બાઇએ જવાબ આપ્યો કે મને રોગ થાય છે, ત્યારે હું આરામ નથી ઇચ્છતી, અને તડકામાં હોઉં છું ત્યારે આરામની અભિલાષા નથી કરતી. માત્ર જાનકીનાથની આજ્ઞામાંજ સર્વદા પ્રસન્ન રહું છું. તપસ્વી તે બાઈને દંડવત કરી, ધન્યવાદ આપી ત્યાંથી પોતાને મુકામે ગયા.

કોઈ શંકા કરે કે દુઃખમાં પ્રસન્ન શી રીતે રહેવાય ? તેનું સમાધાન એ છે કે પ્રેમીને દુઃખની શુધ્ધિ રહેતી નથી. જેમ શૂરવીરને યુદ્ધમાં ઘાની પીડા થતી નથી, એની વૃત્તિ તો શત્રુને જીતવામાંજ મગ્ન હોય છે, તેમ વ્યવહારની અધિક પ્રસન્નતામાં પણ ભૂખ તરસ જણાતી નથી. જ્યારે સ્થૂળ પ્રીતિમાં દુઃખની શુધ્ધિ રહેતી નથી, તો પછી શ્રીરામજીના પ્રેમમાં તો દુઃખની શુધ્ધિ સંભવેજ કયાંથી ? સ્થૂળ આનંદ કરતાં સૂક્ષ્મ દૃષ્ટિના આનંદમાં દુઃખનું વિસ્મરણ તુચ્છ છે.

દુઃખ જણાય તોપણ પ્રિયતમની આજ્ઞા જાણી પ્રસન્ન રહેવું. કોઇ મિત્ર કોઈને કડવું ઔષધ પાય, ત્યારે તે પીનારને ખેદ થતો નથી, તેમ ભગવતમાર્ગમાં આવતું દુઃખ પ્રસન્ન ચિત્તે વધાવી લેવું.

ઘણા સંત આ અવસ્થા ભોગવે છે. એક સંતને
એ ઘણી લાકડીઓ મારી, તોપણ તે કંઇ બોલ્યા
જ્યારે લોકોએ તેમને કારણ પૂછ્યું, ત્યારે તેમણે
કે જ્યાં સુધી લોક મને મારતા હતા, ત્યાં સુધી મારા
ામ મારી સમક્ષ ઊભા હતા, તેથી તેમની અને મારી
એક થવાથી મને દુઃખ જણાયું નહિ.

ભગવતની પ્રાર્થના કરવાથી કોમળતા, દીનતા, નમ્રતા,
ર્તા અને નિરાભિમાનપણું વગેરે સાત્વિક ગુણો પ્રગટ
છે.

આજ્ઞા માનવાનો અર્થ એ છે કે સર્વ પ્રકારે ચિત્ત
રાખવું. એક પુરૂષ લુલો, પાંગળો અને અંધ હતો,
તે કહેતો કે શ્રી રામજીને ધન્ય છે, કે સર્વ દુઃખથી
ારૂં રક્ષણ કરે છે. એક મહાપુરૂષે તેને પૂછ્યું કે
ં બધું તને શું સુખ છે કે તું પોતાને બહુ ભાગ્યશાળી
છે? તેણે કહ્યું કે જેને પ્રભુને ધન્યવાદ આપવાની
નથી, તેના કરતાં હું મને ઘણોજ સુખી માનું છું.
મહાપુરૂષે પ્રસન્ન થઈ તેમના સર્વ અવયવ સારા
ૃયા.

समाप्त मिदं पुस्तकम् ।

# શુદ્ધિપત્ર.



| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૧૫ | દેવતા નિર્મળ | દેવતા જેવું નિર્મળ |
| ૯ | ૨૦-૨૧ | ક્રોધાદિકને તેથી | તેથી પોતે ક્રોધાદિકને |
| ૧૫ | ૨૧ | પોતાના | પોતાનું |
| ૧૮ | ૨૧ | ચલાવશે | ચલાવે છે |
| ૨૮ | ૮ | જેને | જે જે |
| ૨૯ | ૧૨ | આમાયીક | અમાયીક |
| ૩૨ | ૪ | તારૂં સ્વરૂપ એ સ્વરૂપ | તારૂં સ્વરૂપ |
| ૫૩ | ૧૭ | રસા | રસના |
| ૭૩ | ૨ | અચેનતા | અચેતનતા |
| ૭૭ | ૨૦ | ભોગો | ફળ |
| ૮૩ | ૧૮ | ઘાટ | ઘાત |
| ૮૮ | ૧૯ | કે | તે |

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯૯ | ૧૬ | કે | તે |
| ૧૦૨ | ૫ | થાય, | થાય, તેમ |
| ૧૧૩ | ૧ | વતવું | વર્તવું |
| ૧૧૫ | ૧૯ | એ સંત | એક સંત |
| ૨૦૬ | ૧૭ | ઉદારના મનુષ્ય | ઉદાર મનુષ્યના |
| ૨૪૦ | ૧૪ | પાપકાર્મ | પાપકર્મ |
| ૨૭૦ | ૨૦ | હમેશન | હમેશના |
| ૨૭૨ | ૯ | તે | તેને |
| ૨૭૭ | ૧ | સતોષં | સંતોષ |
| ૨૭૯ | ૧૧ | હોતાથી | હોવાથી |
| ૨૮૪ | ૨૧ | યોગક્ષેત્ર | યોગક્ષેમ |
| ૨૯૧ | ૭ | લગ્યો | લાગ્યો |
| ૨૯૪ | ૧૦ | મરી | મારી |
| ૩૦૧ | ૭ | હેય | હોય |
| ૩૦૬ | ૧ | પદાથ | પદાર્થ |
| ૩૦૭ | ૧ | તનું | તેનું |

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૩૧૨ | ૧૩ | જાણીને | જાણીને |
| ૩૧૫ | ૨ | સગતિ | સંગતિ |
| ૩૧૫ | ૧૫ | સાજસી | રાજસી |
| ૩૧૭ | ૫ | વૃત | વ્રત |
| ૩૨૨ | ૭ | રાખી | આખી |
| ૩૨૬ | ૨ | દેખાદેખી | દેખાદેખીથી |
| ૩૩૫ | ૧૧ | કર્ય | કાર્ય |



